


પુસ્તક ૨૪ મું. જાન્યુઆરી. સન ૧૮૮૫. અંક ૧ લો.



## નવા વર્ષની પ્રભુપ્રાર્થના.

( છંદ હરિગીત. )

પરમાત્મ પુરૂષોત્તમ પ્રભુ, પરિપૂર્ણ પરઉપકારી છો,
વળિ સર્વગુણસંપન્ન, સાક્ષી, સર્વ સંકટહારી છો;
શુભ નિયમને સ્વાતંત્ર્યથી, ચલવો જગતના તંત્રને,
તે પ્રભુ રક્ષો પ્રેમથી, ગૂજરાતશાળાપત્રને. ૧
સાચા વિચાર સદા બતાવી, સદાચાર રચે સદા,
સાદાઇને નરમાશથી, કાપે મહા જડ આપદા;
તેથી રૂચે છે સર્વ દેશી વિદેશી ઘણા મિત્રને,
તો પ્રભુ દીર્ઘાયુષ્ય દ્યો, ગૂજરાતશાળાપત્રને. ૨
ગત વર્ષ જે ત્રેવીશમાં, ઉત્કૃષ્ટ સદ્બુદ્ધિ ધરી,
ગૂર્જર પ્રજાનું ધ્યાન ખેંચ્યું, જ્ઞાનનું સાધન થઈ;
પણિ એજ નિયમે સર્વદા, શાળા તણા શિર છત્રને,
ઉપયુક્ત કર શુભ નેમથી, ગૂજરાતશાળાપત્રને. ૩
ગૂર્જર અને સહુ આર્ય મ્હાજન, સુવિદ્યા દ્રઢ થઈ ભણે,
બાળક અને બાળા સુધારી, સદાચારે સંચરે;
પામે કૃપા પ્રભુ આપનાથી, નિત્ય લાભ પવિત્રને,
શુભ એજ વર આપો સદા, ગૂજરાતશાળાપત્રને. ૪

પાર્લામેંટથી બંધ રહિત થવાના પ્રયત્નો રાજાએ કર્યાં તે છૂપા, મોકસાઈ ભરેલા, અને ઘણાજ ઊંડા હતા. પ્રેસ્બિટેરિયનો ઉપર આટલો જુલમ થતો હતો; ત્યારે એની તો કુંડે પેટ એજ ગણત્રી હતી, કે એ બેને પક્ષ મહિમાંહે લડીને નિર્બળ થતા, અને જાતે ચીતર્યો ત્યારેજ પ્રેસ્બિટેરિયનો જાણશે કે ધર્મ છૂટની કાથોલિકોને પણ જરૂર હશે ખરી. ઇંગ્લાંડ, સ્કાટલાંડ, અને આયર્લાંડની પાર્લામેંટો સંયુક્ત કરાએલી હતી, તેને એણે પાછી જુદી પાડી નાખી, અને તે પ્રત્યેકને પોતાની કરવા નાંખ્યા નાંખ્યા પ્રયત્નો કર્યા. *પાર્લામેંટવાળાને લાંચ રૂશ્વત આપી વશ કરી લેવા એ તો એનો એક સાધારણજ રિવાજ હતો. તે છતાં ભેખનાય થાય તો શું કરવું એમ ધારી અંગરક્ષકો દાખલ કેટલુંક લશ્કર પાર્લામેંટ પાસે મૂળથીજ રહેવા દેવડાવ્યું હતું, અને તેમાં થોડા થોડા માણસો કોઈની આંખે ન ચડે એમ એ હમેશાં વધાર્યોજ જતો.

રોમનકાથોલિકોને આશ્રય આપવો એ પણ આ હેતુનોજ એક મોટો દાવ હતો. આ વેળા ફ્રાન્સમાં ચૌદમો લુઈ એ નામનો મહા પ્રતાપી રાજા રાજ કરતો હતો. પોતાનું યૂરોપખંડમાં સર્વોપરી રાજ્ય કરવું, પ્રોટેસ્ટંટોને તોડવા અને સ્વતંત્ર પ્રજાઓને પીડવી, એ ત્રણ વાત તરફ તે તન, મન, ને ધનથી અહોનિશ મંડ્યો હતો. વલંદાનો નાનો, પણ આ સમે યૂરોપમાં સૌથી ધનવાન મુલક ખાઈ જવા તો એની દાઢ ખૂબજ સળકી રહી હતી. પણ તે કામ, ઇંગ્લાંડ વચમાં ન પડે, તોજ સહેલથી બની શકે એમ હતું; અને તે માટે સદાના દેવાળીઆ ચાર્લ્સને જ્યારે જ્યારે જોઈતા ત્યારે પૈસા મોકલી એ ઘણો મિત્રાચાર જતાવતો. પાછળથી તો ભારે સાલીયું બાંધી આપી આ લાજશરમ વિનાના ઉડાઉ રાજાને પોતાનોજ કરી લીધો હતો. એમાં ખોબી એ હતી કે ચાર્લ્સ લુઇને પૂછ્યાવિના કોઈની સાથે સંધિ વિગ્રહ કરવો નહિ, ઇંગ્લાંડમાં રોમનકાથોલીક માર્ગને ઉત્તેજન આપવું, તથા જાહેર

* આ પાર્લામેંટવાળાની રાજભક્તિ, તેમજ જરભક્તિ એ હદપારજ હતી. તેઓ ચાર્લ્સ પાસે અને પાછળથી ફ્રાન્સના પરદેશી રાજા પાસેથી પણ ભરેપેટે લાંચ લેતા, અને એ કારણથી આ પાર્લામેંટનું નામ "પેન્શન પાર્લામેંટ" એવું પણ ઇતિહાસમાં મશહુર છે.

રીતે તેનો પોતે પણ સ્વીકાર કરવો, અને એ કામમાં જરૂર પડે તો લુઈ લશ્કર વિગેરેની પૂરતી મદદ આપે.

આ ઉપરથી જણાય છે કે ચાર્લ્સ કાથોલિક માર્ગ તર્ફ છૂપું પણ ચોકસ વળણ પકડ્યાંનું મુખ્ય કારણ રાજકિયંજ હતું. લુઈ પાસેથી એ નિમિત્તે પૈસા મળે, તો પાર્લામેંટ આડી થઈ હોય તે વેળા એને ખર્ચને માટે અ-ડચું રહે નહિ, અને ધાંધલ વધે, તો પણ ફ્રાન્સની તર્ફથી લશ્કરી મદદ જોઇએ તેવી મળે. તે છતાં જાણી જોઇનેજ પાર્લામેંટ સાથે ધાંધલ ઉભું કરવાની એને જરા પણ મર્જી નહોતી. અને સૌ સુધી તો બધાને પંપાળી સંભાળી પોતાનું ટટ્ટુ ચલાવ્યા જવું એજ એનો વિચાર હતો. ઉપલી બધી તૈયારીઓ તો માત્ર અગમચેતીની હતી. આવો મતલબી માણસ કોઈપણ ધર્મને માટે પોતે જોખમમાં પડે એતો બનેજ નહિ, અને તેમ કરવાનું તેણે કોઈ વેળા પણ ખરા દિલથી ધાર્યું હોય એમ અમે માની શકતા નથી. એનો ભાઈ જેમ્સ (જે હડહડતો કાથોલિક હતો અને એની પછી ગાદીએ બેઠો ત્યારે પોતાનો ઝનુની સ્વભાવ ચલાવવા જતાં રાજપાટ છોડી છેક રખડી મૂઓ), તેણે એક વાર આ બાબતે બહુ આગ્રહ કીધો ત્યારે એ હસીને બોલ્યો કે "ભાઈ, પાછા યૂરોપની મુસાફરીએ જવાની મર્જી મનેતો થતી નથી હો"

આવો રાજાની રાજનીતિ ગમે એવી પ્રજાવિરુદ્ધ હોય, તો પણ તેથી તેને કે પ્રજાને ગેર લાભ થવાનો સંભવ ઘણો નથી, અને તેમજ આ રાજ્યની આખરે આપણે જોઇશું. પણ હવે તો રાજકિય બનાવોજ ટુંકામાં વર્ણવી જઇએ.

વલંદા સાથે લડાઈ ક્રામવેલ ડહાપણથી બંધ કરી હતી તે પાછી આ રાજ્યમાં જાગી ઉઠી. જ્યારે કોઈ બે પ્રજાના સ્વાર્થ ઉલટા હોય છે, ત્યારે તેઓ સ્વજાતિના કે સ્વધર્મના હોયછે, તોપણ તેમનાંમાં વિરોધ પડ્યા વિના રહેતો નથી, અને મનમાં વિરોધ વસ્યો તેને લડાઈનું બાનું સહેજમાં જડી આવે છે. આફ્રિકાના ગીની દેશને કાંઠેથી વલંદા લોકો સોનાની રજ તથા ગુલામો આણી કેટલાક વખતથી અનરગળ પૈસો મેળવતા હતા. તે જોઈ ઇંગ્રેજોની પણ એક કંપની બંધાઈ ત્યાં વેપાર કરવા ગઈ, અને તેણે થોડા વખતમાં ત્યાંના વલંદા સંસ્થાનીઓ સાથે લડાઈ ઉભી કીધી. ચાર્લ્સ યૂરોપમાં

રખડતો હતો ત્યારે હોલાંડમાં એનું યોગ્ય સન્માન થયું નહોતું તે સંભારી એણે આ વખતે આ કંપનીનો પક્ષ પકડ્યો, ને તે દેશની સાથે લડાઈ પોકારી. (ઈ. સ. ૧૬૬૫). પાર્લામેંટે એ વાત હરખથી સ્વીકારી લખલૂટ નાણાંની મંજુરી આપી, કેમકે તમામ ઇંગ્રેજો આ સમે વલંદાનું વેપારમાં સર્વોપરીપણું જોઈ બળી મરતા હતા, અને મનમાં ઝંખ્યાજ કરતા કે લાગ આવે તો ૮૫ એનો વેપાર પડાવી લઈ આપણે એવા સમૃદ્ધિવાન થઇએ.

આ લડાઈ બે વર્ષ ચાલી, પણ તેમાં કાંઈ સાર નીકળ્યો નહિ. ફ્રાન્સે હોલાંડનો પક્ષ પકડ્યો, અને નહિતો એ બે દેશના કુશળ નૈકાધિપતિ ઓની આગળ ઇંગ્રેજોનું કાંઈ ઝાઝું ચાલે એમ નહોતું. ક્રામવેલે તેમને એક સરતે નમાવ્યા હતા એ ખરૂં, પણ ક્યાં એ પ્રતાપી ધીરવીર અને ક્યાં આ મોજ શોખમાં ડુબેલો ચાર્લ્સ ? આરંભમાં લોસ્ટાફટના તથા ચાર દિવસના નૈકાયુદ્ધમાં ઇંગ્રેજોની મોટી ફતેહ થઈ, પણ તે લાંબી મુદત નભી શકી નહિ, અને પાછળથી તો એવી બે કાળજી ચાલી કે વલંદાનો નૈકાધિપતિ ડીરૂયટર ઇંગ્લાંડના કિનારા ઉપરજ ચડી આવી બંદરો સર કરતો કરતો, વહાણોને બાળી નાખતો, તે છેક ટેમ્સ નદીમાં આવી જઈ લંડનનેજ એક વાર ઘૂરકાવી ગયો. (ઈ. સ. ૧૬૬૭)

ખંધા લુઇએ જોયું કે હવે બહુ થઈ. નૈકામદ ઇંગ્રેજોનો જોઇએ તેવો ઉતાર્યો, અને હવે આ વલંદાઓને બહુ ચડી જવા દેવા નહિ. એમ વિચારી એણે તેમનો પક્ષ એક દમ છોડી દીધો, અને તેથી તેમણે સમજીને ચાર્લ્સની તર્ફથી સલાહનાં કહેણ ક્યારનાં આવતાં હતાં તે ખુશીથી કબુલ કર્યા. (ઈ. સ. ૧૬૬૭), એને બ્રેડાનું તહનામું કરીને કહે છે. આ તહનામાની રૂએ ન્યુયાર્ક (જે આ વેળા ન્યુઆમસ્ટર્ડામ એ નામથી વસેલું હતું,) તે તથા આલ્બનીની એ ઇંગ્રેજોને મળ્યાં.

ઇંગ્લાંડના આ પરમ માનભંગને સમે દૈવકોપ પણ બે તેના ઉપર એવા ગુજર્યા હતા કે તેની કાંઈક નોંધ ઇતિહાસમાં લેવી જોઇએ,



# कच्छना रावनी उदारता.

કચ્છના રાવ મહારાજા શ્રી ખેંગારજી તા. ૧૪ મી નવેંબર સને ૧૮૮૪ ને રોજ ગાદી ઉપર બેઠા તે વેળા તેમની તરફથી જે રૂડાં દેશોપયોગી તથા ઉંચા રાજનીતિદર્શક કામોનો પાયો નાંખવામાં આવ્યો તે ખરેખરો સ્તુત્ય તથા બીજા રાજાઓએ નકલ કરવા જોગ હોવાથી અમે તે ઠરાવમાંની મુખ્ય કલમોનો સાર નીચે આપીએ છઇએ.

કચ્છી પ્રજામાં ઉંચી કેળવણી તથા હુન્નર કારીગરીનો વધારો થવાના હેતુથી, દર માસે રૂપિઆ બસેંની એક સ્કાલરશિપ સ્થાપવામાં આવેછે. આ સ્કાલરશિપ કચ્છી પ્રજામાંથી જે શખ્સ યૂરોપ કે અમેરિકા ઉંચી કેળવણી કિંવા ઉંચી કારીગરી (Technical Education) જે વખતે ને રાજ્ય તરફથી પસંદ થાય તે બાબત શીખવા માટે જાય તેને આપવી, ને એક માણસ જઈ ધારેલી ઉમેદ પાર પાડી દેશમાં પાછો આવ્યા પછી કચ્છી પ્રજામાંથી બીજો જે ઉપરનાં કારણસર જાય તેને આપવી; આ સ્કાલરશિપને "કચ્છ મહારાજ ખેંગારજી સ્કાલરશિપ" એ નામ આપવું. આ બાબત વધારે તપસીલ હવે પછી પ્રગટ કરવામાં આવશે.

૨ "કચ્છ મહારાજ ખેંગારજી નિરાશ્રીત ફંડ" એ નામનું એક ફંડ ખાસ કચ્છી પ્રજાના લાભ અર્થે કરવું, અને તે ફંડની બવસ્થા માટે તથા તેનો ગેર ઉપયોગ ન થવા માટે યોગ્ય ધારા ઘડી કાઢી, રાજ્યની દેખરેખ નીચે કચ્છીપ્રજાની કમીટીઓ મુકરર કરવી ને તે ફંડનો લાભ ફંડની હાલત પ્રમાણે, કચ્છમાંના, તથા મુંબાઈ, જંગબાર, મસ્તક, કોચીન, વગેરે બહાર દેશાવરમાં વસનારી કચ્છી પ્રજાને આપવો એમ યોજના ધારી છે. આ ફંડમાં હાલ તુરત માટે નામદાર મહારાજ સાહેબે બે લાખકોરી એટલે રૂપિઆ પચાસ હજાર આપવા ઠરાવ્યું છે; ફંડનું ખર્ચ તમામ બાજમાંથી ચાલવાનું છે, અને તે ફંડ દેશની પ્રજાને ઉપયોગી છતાં તેમાં કચ્છી પ્રજામાંથી જે કોઇની મરજી હરકોઈ વખતે આવા ધર્મના કામમાં મદદ કરવાની હશે તો તે મદદ ફંડ કમીટી ખુશીથી માન્ય રાખશે; આપણા લોકોમાં અમુક પ્રસંગે પુણ્ય ધર્મ કરવા માટે રકમ આપવાનો રીવાજ છે, તો આ

નિરાશ્રીત ફંડ એ પણ એક મોટો પુણ્યનો માર્ગ ગણાશે. ગમે તેવી નાની રકમ હશે તે પણ લેવામાં હરકત નથી, કારણ આ બાબત આખી કચ્છી પ્રજા સાથે નાસમત રાખનાર છે.

૩ કચ્છી પ્રજામાં હુન્નરી કેળવણી જેમકે વૈદક, ઇજનેરી, ખેતીવાડી, જંગલ ખાતાનું જ્ઞાન, એવા પ્રકારની કેળવણીનો વધારો થવા માટે હિંદુસ્તાનમાં રહી અભ્યાસ કરવાની ઇચ્છા રાખનાર સારૂ એક સ્કાલરશિપ કાઢવા ઠરાવ થયો છે તે સ્કાલરશિપ કચ્છી પ્રજામાંથી જે મેટ્રીક્યુલેશન પરીક્ષામાં પાસ થયેલો હશે ને રાજ્યથી પસંદ થશે તેને આપવામાં આવશે. તેણે શી બાબતની અને ક્યાં કેળવણી લેવી તે રાજ્યથી મુકરર કરવામાં આવશે. આ સ્કાલરશિપને "કચ્છ મહારાજા ખેંગારજી સ્કાલરશિપ" એવું નામ આપવામાં આવશે.

૪ મહાદેવના દરવાજાની બહાર નવી હાઇસ્કૂલ પાસે એક સારી ઇમારત મ્યુઝિઅમ તથા લાયબ્રેરી માટે બાંધવી. આ ઇમારતનું ખર્ચ આશરે સવાલાખ કોરી એટલે આશરે ત્રીસ બત્રીસ હજાર રૂપિઆ થશે.

૫ નામદાર મહારાજા સાહેબનાં માનવંતાં માતુશ્રી મરહુમ મહારાણી શ્રીનાનીબા સાહેબ એમની યાદગીરી કાયમ રહેવા માટે ભુજમાં યદીત પાયા ઉપર એક સંસ્કૃત પાઠશાળા સ્થાપવી. ને તે માટે હાલ કોરી એકલાખ એટલે રૂ. ૨૫૦૦૦) મંજુર કરવામાં આવે છે. આ પાઠશાળાને "મહારાણી શ્રી નાનીબા સંસ્કૃત પાઠશાળા" એમ કહેવું.

૬ કચ્છના વેપાર હુન્નરનો વધારો થાય, તથા લોકોને સુગમતા થાય એ હેતુથી કસ્ટમખાતા સંબંધી નીચે પ્રમાણે રાહત કરવા ઠરાવવામાં આવ્યું છે.

(૧) કચ્છ દેશમાંથી છડીયાં જળવાટે પરદેશ જવા માટે તેઓ સામાન ગાંઠડી, પાકીટ, કોથળા કે પેટી હોય તે જોવાં નહિ; વગર જોએ જવા દેવાં. સારાંશ છડીયાં સાથેના સામાનનું જળવટ નીકાશ દાણ માફ કરવામાં આવે છે માટે તે હવેથી લેવું નહિ.

(૨) લાકડ ધાર એટલે લાકડાની પેટીઓ વગેરે કચ્છ દેશમાં બની જળવાટે પરદેશ ચડે તે ઉપર હાલ જે જળવટ નીકાશ દાણ લેવાય છે તેમાંથી અડધું દાણ એટલે બે ટકા માફ કરવામાં આવે છે.

(૩) લોઢું, ત્રાંબું, પીતળ, આદિ ધાતુમાંથી આ દેશમાં બાબ બની જળવાટે પરદેશ ચઢે, તેવા ધાતુ બાબ ઉપર હાલ જે જળવટ નીકાશદાણ લેવાય છે, તેમાંથી અડધું દાણ એટલે બે ટકાનું માફ કરવામાં આવે છે.

(૪) પરદેશી સૂતર કચ્છમાં આવે અથવા દેશી સૂતર કચ્છમાં બને એવા પરદેશી કે દેશી સૂતરથી મનુષ્યના શરીર ઉપયોગી કાપડનો માલ કચ્છ દેશમાં બની તેવા રૂપમાં કે રંગાઈ જળવાટે કચ્છથી બહાર જાય તેવા માલ ઉપર હાલ જે જળવટ નીકાશદાણ લેવાય છે તેમાંથી સેંકડે ટકા બે લેખે માફ કરવામાં આવે છે, પણ આ ઠરાવ જેને માટે જળવટ નીકાશનું ઉધડ દાણ ઠરેલું છે (જેમકે જંગબારી ગાંસડી) તેને લાગુ નથી. આ ઉધડ દાણ બાબત નીચેની પેટાકલમ (૫) જુઓ.

(૫) પરદેશથી સૂતર જળવાટે કચ્છ દેશમાં આવે તે સૂતરથી દેશમાં કાપડ વણાઈ કાજો બાબ બની પરદેશ ચઢે ત્યારે હાલ જેની કોરી દશ ગાંસડી એક ઉધડદાણ લેવાય છે તેમાંથી કોરી નવ માફ કરવામાં આવે છે, માટે આયંદે આવી ગાંસડી ઉપર કોરી એક લેવી.

(૬) અંજારમાં ઔરત મરદો માટે ખત્રીઓ રંગાટ બાબ બનાવી કચ્છ દેશ બહાર મોકલે છે તે બાબતનું જળવટ નીકાશદાણ માફ છે. હવેથી તેવો માલ પરદેશી કાપડનો બને તે પરદેશ કાપડની કીમત ઉપર સેંકડે બે ટકા ડાબિક આપવો.

(૭) ઉપર લખ્યો રંગાટી બાબ અંજાર સિવાય બીજે બધે બંદરેથી નીકાશ થાય અથવા એ બાબ સિવાય પરદેશી કાપડ આ દેશમાં રંગાઈ હરકોઈ બંદરેથી નીકાશ થાય તો તે ઉપર હાલ જે જળવટ નીકાશ દાણ લેવાય છે તેમાંથી ટકો એક માફ કરવામાં આવે છે; પણ આ ઠરાવ જેને માટે જળવટ નીકાશનું ઉધડ દાણ ઠરેલું છે (જેમકે જંગબારિ ગાંસડી) તેને લાગુ નથી. આવી બાબત માટે ઉપરના પેટાકલમ પાંચ જુઓ.

(૮) માંડવીમાં "સોરટી" એ નામથી જુગાર જેવી રમત ચાલે છે, તેનો ઈજારો અપાય છે. તે ઈજારો નીતિ વિરૂદ્ધ સમજી કાઢી નાખવામાં આવે છે, ને સોરટીની જે રમત જુગાર રૂપની છે તે હવેથી બંધ કરવા ફરમાવવામાં આવે છે.

# લાર્ડ રિપનની વિદાયગીરી.

લાર્ડરિપનની વિદાયગીરી એવા ઉલટથી આખા હિંદુસ્તાનમાં ગયે મહીને ચાલી રહી હતી કે તે આગળજતાં એક મોટો ઐતિહાસિક બનાવ ગણાશે. એ બનાવે સાબીત કરી આપ્યું છે કે હિંદના લોકમાં રાજ્યભક્તિ તો હતીજ, પણ રાજભક્તિ કેટલી જે અશક્ય મનાતી હતી તે પણ થઈ શકે એમ છે. રશીઓ પોતાના વિક્રમ સરખા રાજાઓને જેવી હોંસથી વધાવી લે, તેવીજ હોંસથી તન મન અને ધનથી સર્વપ્રકારે લાર્ડરિપનને વિદાય કરતાં ઓવારણાં લીધાં હતાં. તા.૧૩ મી ડીસેંબરે આર્ક છોડ્યો, અને તા.૨૦ મી એ મુંબાઈથી છેલ્લા વિદાય થયા, તે અરસામાં ગામે ગામ આખા હિંદુસ્તાનમાં જે અંતઃકરણ પૂર્વક માનપત્રો અપાયાં, અને નામ સ્મરણાર્થે ઉઘરાણાં થયાં, તેની જો હકીકત એકઠી કરે, તો એક મોટું પુસ્તક (Blue-book) થાય. આટલું માન અત્યાર સુધી કોઈ પણ ગવર્નર જનરલને અપાયું નથી, એની કારકીર્દીથી ઇંગ્રેજી રાજ્યપર લોકોની પ્રીતિ વધી એમાં જરા પણ શક નથી.

પોતાના રાજ્યનો પાયો આવી રીતે મજબૂત કરી આવેલો જોઈ વિલાતમાં પણ એને એવુંજ માન મળશે, અને રાણીસાહેબતો એને બેશક પોતાનો એક મોટો રાજ્યસ્તંભ ગણીજ કહેશે કે

ધન્ય રિપન! રિપુહન ખરો, જિતસા પસ્ચિમ કોડ;
રાજ્ય સ્તંભ સાચો જતું, સતસુભટ વરણ્યિડ.

સત કેહું! પ્રથમ હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે લોકને સાફ કહ્યું કે તમે મને આવો સારો આવકાર કરો છો, પણ હમણાં હું શું બોલું! મને કામ કરવા દો અને તે થઈ રહ્યા પછી જે ઘટે તે કહેજો. ખરા મહા પુરૂષના બોલ આવાજ હોય છે. આખા હિંદે એનાં કામ જોયાં, પરખ્યાં, અને અંતે ખાત્રી કરી લીધી કે એ ખરે ખરો પરમાર્થ પુરૂષ છે. આ જોઈ લોકના મનમાં જે રાજ્યભક્તિ ઉત્પન્ન થઈ છે તેનું માત્ર પ્રતિબિંબજ આ સભાનો સંવાદ હતો.

—❦—

# अर्ल ऑफ डफरीन.

હિંદુસ્તાનનો નવો વૈસરાય રાઈટ આનરેબલ ફ્રેડરીક ટેમપલ હેમીલ-ટન,ટેમપલ બ્લેકવુડ કે.પી.,જી.સી.બી.,જી.સી.એમ.જી.,પી.સી.,એફ. આર. એસ., ડી. સી. એલ., એલ. એલ.-ડી., અર્લ ઑફ ડફરીન અને વાઈકાઉન્ટ તથા બારન કલાંડબાયનો જન્મ ઈટાલીના ફલોરન્સ નગરમાં ઇસ્વીસન ૧૮૨૬ના જુલાઈ માસની ૨૧ મી તારીખે થયો હતો, તે જાતે એરીશ છે, કેટલાક તેને સ્કૉચ કહેછે તેનું કારણ એકે તેના વડવા અસલ સ્કૉટલાંડના રહીશ છે, પણ સત્તરમા સૈકામાં તેના વડવા સ્કૉટલાંડમાંથી આએર્લાન્ડમાં આવી વસ્યા. તેમનું મોસાળ પણ ઘણા ઉમદકુળમાં છે. તેમની માતા ઇંગ્લાંડના નામાંકિત કવિ અને નાટક રચનાર શેરીડનની દીકરી છે. શેરીડન બારે વકતા અને લખનાર, મશ્કરો અને હસમુખો હતો, તે સઘળા ગુણ અર્લ ડફરીનનામાં પણ છે. આ ગુણ તેમને તેમની માતા તરફથી મળેલા છે, કેમકે તેમની માતામાં શેરીડનના ઉપર બતાવેલા ગુણો હતા. શેરીડનને ત્રણ પુત્રીઓ હતી. બીજી પુત્રી ડ્યુક ઑફ સમરસેટને પરણી હતી, અને ત્રીજી મીસીસ નારટન પ્રખ્યાત કવિ અને ગ્રંથકાર થઈ ગઈ છે. એમના પિતાની એમના પ્રત્યે પુષ્કળ ભાવના હતી, તે જ્યારે નાના હતા ત્યારે ઘણી શાંત પ્રકૃતિથી પોતાનો કાળ નિર્ગમન કરતા હતા. એમનું વય નવ વર્ષનું હતું ત્યારે શાળામાં મૂકવામાં આવ્યા. પણ ત્યાં કોઈપણ પ્રકારે પોતાની કાબેલીયત બતાવી નહિ. બાર વર્ષની ઉમરે સખ્ત માંદગી આવી ને તેમાંથી ઈશ્વર કૃપાએ બચી ગયા હતા પણ તે પછી જાણે એમની બુદ્ધિ વિકાશ પામી હોય તેમ કાલેજમાં ઘણી સારી રીતે અભ્યાસ ચલાવ્યો. ઈટનની મોટી સ્કુલ અને ક્રાઈસ્ટ કોલેજ, જે ઓક્સફર્ડમાં મુખ્ય છે તેમાં સારી રીતે અભ્યાસ કર્યો.

ઈ. સ. ૧૮૪૧ માં તેમના પિતાના મરણથી બારનનો ઇતાબ મળ્યો. એ અરસામાં આએર્લાન્ડમાં દુકાળ પડ્યો, ત્યારે નનામી રૂ.૧૦,૦૦૦ ની ઉદાર રકમ ભરી પોતાનો આશ્ચર્ય એરીશને આપ્યો હતો. જો કે આ નનામી રકમ આપનારનું નામ જ્યારે "એરીશ દુકાળની તવારીખ"નું પુસ્તક

બંહારે પડતું ત્યારે જણાયું હતું. અર્લ ડફરીને એ દુકાળના ઘણા અસરકારક હેવાલો લખ્યા છે અને તે વખતથી તે એક સારા લખનાર તરીકે પંકાયા છે. આયર્લાન્ડમાં "કોટીયર" એવી એટલે વગર મુદતે જમીન ગણોતે આપવાની રીત ચાલે છે તેથી ત્યાંના ખેડુતોની દુર્દશા છે. પણ અર્લ ડફરીને પોતાના ભાડુતી ખેડુતોપર કરેના બોજા ઓછા કરી તેમને આ સમયે સુખી કર્યા હતા. આથી તેમની નામના ઘણી વધી. ૧૮૪૯ ને ૧૮૫૮ માં એ ઉમરાવને નામદાર રાણીના લાર્ડ ઈન વેટીંગનો આડી કાંગ જેવો હોદ્દો બે વખત મળ્યો હતો; ૧૮૫૫ માં તેમને ઈંગ્લાંડના એલચીખાતામાં પહેલ વહેલી નોકરી આસ્ત્રિયાની રાજ્યધાની વિએના આગળ મળી; ૧૮૫૬ તે આઈસલાંડના હીમપ્રદેશમાં મુસાફરીએ ગયા, ને એ બાબતનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું જેની અત્યાર સુધીમાં પાંચ આવૃત્તિ થઈ ગઈ છે ને ફ્રેંચ ભાષામાં તેનો બે વાર તરજુમો છપાયો છે. ૧૮૬૦ માં રાજ્ય તરફથી શારીયામાં મુસલમાનોએ ખ્રિસ્તિઓની કતલ ચલાવી હતી તથા લેબેનન અને ડમાસ્કસમાં બલવા થયા હતા તેની તપાસમાં લોર્ડ જાન રસેલે ફ્રેંચ અને બીજાં રાજ્યોના કમિશનર ભેગો મોકલ્યો હતો. ત્યાં એમણે જે પ્રકારની કોશેલિયત બતાવી હતી તે ઘણી વખાણવા યોગ્ય છે. ત્યાંથી આવ્યા પછી નામદાર રાણીએ તેમને સેંટપેટ્રીકના નાઈટ બનાવ્યા, ને પ્રધાનોએ ૧૮૬૪ માં પોતાના કેબીનેટમાં લીધા. આ અરસામાં તેમને હિંદુસ્તાનના નાયબ વજીરની જગ્યા મળી, આ જગ્યાએ તેમણે બે વરસ સુધી કામ કર્યું.

૧૮૬૬ માં એ આ ઈલાકાના ગવર્નર તરીકે આવે એવો સંભવ જણાયો હતો, પણ તેમ બન્યું નહિ, પણ તે ઈંગ્લાંડના લડાઈ ખાતામાં અંદર સેક્રેટરી થયા, અને લોર્ડ જોન રસેલે પ્રધાનપદું છોડ્યાથી મી. ગ્લાડસ્ટનના પ્રધાનવર્ગમાં એ લાંકેસ્ટરની ડચીના હોદ્દાપર આવ્યા. ૧૮૭૨ માં લોર્ડ મેયોનાં કરૂણા જનક મર્ણથી આ દેશની વૈસરાયગીરી ખાલી પડી ત્યારે બે ઉમેદવારનાં નામ ગણાયાં, લોર્ડ નોર્થબ્રુક ને લોર્ડ ડફરીન. તેમાં લોર્ડ નોર્થબ્રુક અત્રે પધાર્યા, ને લોર્ડ ડફરીનને કેનેડામાં ગવર્નરની જગ્યા મળી; આ વાત પહેલાં તો તે દેશના લોકોને ગમી નહિ. ઈંગ્લાંડનાં હાસ્ય જનક પત્રોમાં મજાક ઠઠ્ઠા થયા. જો કે આ વખતે તેમની વય ૪૬ વર્ષની હતી તો

પણ તેમને કોઈએ "ભજવ્યું" સમજ્યું, કેમકે એટલી ઉમર ઇંગ્લાંડમાં રાજ્યકારભારના મોટા કામમાં પડવા લાયક ગણાતી નથી, કોઈએ ઉછાંછલ ને કોઈએ મોજીલો લખી નિંદા કરી. એ જરાપણ ડર્યા નહિ. અને પોતાનું કામ ઉત્કૃષ્ટ રીતે બજાવ્યું; ને એમ કહેવાય છે કે કેનેડામાં એમના જેવા હાકેમ હજી સુધી મળ્યા નથી. એ આપણા દેશમાં વૈસરાય થઈ અત્ર પધારેલા છે માટે કેનેડામાં તેમણે રાજ્યકારભાર કેવી રીતે ચલાવ્યો તેનું ટુંકવર્ણન આ ઠેકાણે નિરૂપયોગી નહિ ગણાય. તે સમયાનુસાર કામ કરનાર છે. કેનેડામાં પાસિફિક રેલવેને લગતી ભાંજગડ વખતે તેમણે કૌંસિલને એક કોરે મૂકી સઘળો ચુકાદો પોતે આપ્યો હતો. આ તેમની આપખુદ સત્તા સામે ઘણા પોકારો ઉઠ્યા હતા, પણ પાછળથી તે પોકાર ઉઠાવનારા પણ તેમના કરેલા ચુકાદાથી સંતોષ પામ્યા હતા. આવી આપખુદ સત્તા વાપરવાનું મુખ્ય કારણ જુદી જુદી ટોળીઓની મારામારી હતી. કેનેડામાં તેમનો ઠાઠ પણ પાદશાહી હતો. તેમણે તે દેશમાં મોટા ભભકાથી મુસાફરીઓ કરી છે, મોટાં મોટાં ખાણાંપીણાં પણ આપ્યાં છે. મોટા વક્તા, મોટા લખનાર અને હસમુખા કવિ ઉપરાંત ઉત્તમ સોતારા અને ઉત્તમ શિકારી છે. કેનેડાની રૈયત તેમના રાજકારભારથી ઘણી સંતોષી હતી તેને માટે એટલું કહેવું બસ છે કે જ્યારે ૧૮૭૮ માં રૂશિઆ જોડે લડાઈ જાગવાની વાત ચાલી ત્યારે કેનેડાની પાર્લામેંટે ૧૦,૦૦૦ માણસ મોકલવાની માગણી કરી. કેનેડાના ગવર્નર પછી અર્લડફરીનને મળેલા મોટા હોદ્દા ત્રણ હતા. રૂશિઆ ખાતે ઇંગ્રેજી એલચી, ટર્કી ખાતે એલચી અને ઇજીપ્તમાં મોકલેલા ખાસ કમીશનરના હોદ્દા હતા. રૂશિઆમાં જ્યારે તે એલચી દાખલ હતા ત્યારે તેમણે કાંઈ મોટાં કામ કર્યાં નથી કેમકે તે વખતે ઇંગ્લાંડમાં કાનસરવેટીવ ટોળી પ્રધાનપદ પર હતી. ટર્કીની અંદર એ ઉમરાવે વધારે કીર્તિ મેળવી હતી કે જે વખતે રૂશિઆ ટર્કીને ભારે લડાઈ ચાલતી હતી, વળી ઇજીપ્તને ઇંગ્લાંડના વાંધામાં તેમણે ખીજવાયલા ટર્કીને ઇંગ્લાંડના પક્ષમાં રાખ્યું હતું. ત્યાર પછી ઇજીપ્તમાં રાજસુધારાની ગોઠવણ કરવા તથા તુર્કીના હક્દાવા રદ કરવા, રાજ કેમ ચલાવવું તે માટેની ગોઠવણ કરવા ઇંગ્લાંડની સરકારે એમને ઇજીપ્ત મોકલ્યા હતા, ને એમણે ઘણી બાંધી, દૃઢ

પણ તેમને કોઇએ "બગડ્યું" લખ્યું, કેમકે એટલી ઉમરે ઇંગ્લાંડમાં રાજ્યકારભારના મોટા કામમાં પડવા લાયક ગણાતી નથી, કોઇએ ઉછાંછળ ને કોઇએ મોઝીલો લખી નિંદા કરી. એ જરાપણ ડર્યા નહિ. અને પોતાનું કામ ઉત્કૃષ્ટ રીતે બજાવ્યું; ને એમ કહેવામાં આવેછે કે કેનેડામાં એમના જેવા હાકેમ હજી સુધી મળ્યા નથી. એ આપણા દેશમાં વૈસરાય થઈ અત્ર પધારેલા છે માટે કેનેડામાં તેમણે રાજ્યકારભાર કેવી રીતે ચલાવ્યો તેનું ટુંકવર્ણન આ ઠેકાણે નિરૂપયોગી નહિ ગણાય. તે સમયાનુસાર કામ કરનાર છે. કેનેડામાં પાસિફિક રેલવેને લગતી ભાંજગડ વખતે તેમણે કૉંસિલને એક કોરે મૂકી સઘળો ચુકાદો પોતે આપ્યો હતો. આ તેમની આપખુદ સત્તાના સામે ઘણા પોકારો ઉઠ્યા હતા, પણ પાછળથી તે પોકાર ઉઠાવનારા પણ તેમના કરેલા ચુકાદાથી સંતોષ પામ્યા હતા. આવી આપખુદ સત્તા વાપરવાનું મુખ્ય કારણ જુદી જુદી ટોળીઓની મારામારી હતી. કેનેડામાં તેમનો ઠાઠ પણ બાદશાહી હતો. તેમણે તે દેશમાં મોટા ભભકાની મુસાફરીઓ કરી છે, મોટાં મોટાં ખાણાંપીણાં પણ આપ્યાં છે. મોટા વક્તા, નિબંધ લખનાર અને હ[illegible] કવિ [illegible] ચીતરનાર અને ઉત્તમ પોતાના છે. કેનેડાની [illegible] ક્યારે જાહેર થવાનાં છે એમ [illegible] હતી પણ એક હાડ કરેલું ખસછે [illegible] દોહરામાં બાંધી પહેલે પાનેજ લટકાવી દીધાં છે. ઓથાવાલી [illegible]નો આ ખરેખરો નમુનો છે.

કેનેડાના [illegible]રતાથી વિચાર કરતાં અમને એમ લાગેછે કે એમાં આ લખાર[illegible] [illegible] કરતાં તે સાંભળનારાઓનો દોષ વધારે છે. ખુશામતથી ભોળવાઈ, [illegible]ના નામનીજ ખાતર, કે ગ્રાહકોની ટીપમાં પોતાનું નામ જોવાની તુચ્છ તૃષ્ણાથી આપણા લોક જ્યાં સુધી એવાં ચિથરાંને ખરીદ કરવાની ના નહિ પાડે, ત્યાં સુધી એવાં ચિથરા દરરોજ વધારેને વધારેજ નીકળ્યા જવાનાં; માટે હાલ શ્રીમંત્ ગૃહસ્થો એ બાબતે કાંઈ વધારે કાળજી રાખતા થાય તો બહુ સારૂં.

કપોલહિતવર્ધક, એ નામનું માસિક ગયા એપ્રિલ માસથી નીકળવા માંડ્યું છે. એ બધું જોતાં સારૂં લખાય છે. એમાં કપોલજ્ઞાતિને લગતું કેટલુંક લખાણ આવેછે, તોપણ ઘણો ભાગ બધાને વાંચવા ગમે એવોછે. એનું કદ ૧૬ પૃષ્ઠનું-અને કિંમત દર વર્ષે એક રૂપિયો છે.

શ્રીમાળીશુભેચ્છક. એ સંવત ૧૯૪૦ ના કાર્તિકમાસથી નીકળે છે. એમાં શ્રીમાળીઓનેજ લગતી બાબત આવેછે, અને એ જ્ઞાતિનાઓને એ લાભકારક તથા ઉપયોગી છે. એમાં નાતની ખબર તથા ચર્ચાની સાથે શ્રીમાળ માહાત્મ્ય તર્જુમા સાથે છપાય છે, પૃષ્ટ ૧૨, ને કિંમત વર્ષે રૂ૧)

બ્રાહ્મ ધર્મકે વ્યાખ્યાન. આદિ બ્રહ્મસમાજના પ્રમુખ શ્રી દેવેંદ્રનાથ ઠાકુરે વ્યાખ્યાનો આપેલાં તેનું હિંદીમાં ભાષાંતર કરી લાહોર ખાતે શ્રી સત્યાનંદ અગ્નિહોત્રીએ પ્રતિમાસે છપાવવા માંડ્યું છે તેના ચાર એક અમને પહોંચ્યા છે. એમાં બ્રાહ્મમાર્ગનો પ્રૌઢ ભાષામાં પણ રૂરાબ્રમ બોધ કરેલો છે, અને હિંદીભાષા સારી સમજતા હોય એવા એ માર્ગના જિજ્ઞાસુઓને અમે એ વાંચવાની ખાસ ભલામણ કરીએ છઈએ, આખાં ગ્રંથની કિંમત ફક્ત એક રૂપિયોજ છે.

## ચર્ચાપત્ર,

નીચે લખેલી દવાઓ લગભગ એક હજાર માણસ ઉપર અજમાવી જોએલી છે તેથી તેઓને ઘણોજ ફાયદો થએલો છે. તે ઉપરથી પરોપકારાર્થે લોકોને ફાયદો થાય એવા વિચારથી આપને જણાવું છું કે આપના એ પાનીઆમાં મારા નામથી છપાવી પ્રસિદ્ધ કરશો. જેથી લોકોને સુખરૂપી થાય.

૧ વીંછી કરડે તે ઉપર—ચોડાવજનો કડકો લેઈ મોમાં જરા ચાવવો, પછી કરડેલા આદમીના બંને કાનમાં ચાર પાંચવાર ફુંક મારવી તેથી ઉતરી જશે.

૨ દાઢ દુખતી હોય તે ઉપર—લાલ મરચું એક લેવું તેમાંથી બી કાઢી નાંખવાં પછી એક ચમચો પાણી નાંખી ઝીણું વાટી ભેતરાં કાઢી નાંખી તે પાણીનાં ચાર પાંચ ટીંપાં જે બાજુ દાઢ દુખતી હોય તે બાજુના કાનમાં નાંખવાં તેથી તરત આરામ થશે. એ ટીંપાથી કાનમાં જો બળતરા થાય તો ખાંડ વાલ ૨ ને આશરે લઈ તેમાં પાણી નાંખી પાણી કરી તે પાણીનાં ચાર પાંચ ટીંપાં કાનમાં નાંખવાં તેથી બળતરા મટી જશે.

તા. ૧૪-૧૧-૮૪. } વૈદ્ય શાસ્ત્રી
જામનગર. } મણિશંકર ગોવિંદજી,



# सरकारी जाहेरखबर.

સરકારી નોકરીના સર્ટિફિકેટની આવતી પરીક્ષાને માટે મહેરબાન ડિરેક્ટર આવ પબ્લિક ઇન્સ્ટ્રકશન સાહેબે નીચે લખેલી ચોપડીઓ મંજુર કીધી છે.

આંગ્રેજી વર્નાક્યુલર ધોરણ ૫ મું.

બીજો વિષય— ગૂજરાતી.

નર્મગદ્ય. બીજી આવૃત્તિ (૧૮૮૦)

ગદ્ય. ૧ પૃષ્ટથી ૧૯૭ સુધી.

નળદમયંતી, અથવા નળાખ્યાન. (કવિતા)

ચોથો વિષય— ઇંગ્રેજી.

રૉબિન્સન ક્રુસો (ગદ્ય).

હોમરનું પ્રલિવડ પુસ્તક ૧ લું (કવિતા)

ગૂજરાતી ધોરણ ૬ ઠું.

બીજો વિષય—નર્મગદ્ય. બીજી આવૃત્તિ (૧૮૮૦)

ગદ્ય. પૃષ્ટ ૨૭૧ થી ૩૭૨ સુધી.

કાવ્યસંક્ષેપ. પૃષ્ટ ૧૧૨ થી ૧૨૪.

૨ ફર્સ્ટ અને સેકંડ ક્લાસ સર્ટિફિકેટના ઉમેદવારોની આરોગ્ય વિદ્યાની તથા તેની મરજી હશે,તો કાલ્પનિક માપણીની પરીક્ષા લેવામાં આવશે.

મુ. નડીઆદ. } (સહી) ગોપાળજી સુરભાઈ દેશાઈ.
તા. ૨—૧૨—૮૪ } આક્ટિંગ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર. ઉત્તર ભાગ.

## જાહેરખબર.

કપડવંજના મંગળશંકર કૃતાલાલ પંડ્યાએ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટની પરીક્ષાની નડીઆદની કમિટીના પ્રમુખ ઉપર ઉમરનું સર્ટિફિકેટ મોકલેલું તેમાં મોટી કસુર કરેલી માલમ પડવાથી મહેરબાન ડિરેક્ટર આવ પબ્લિક ઇન્સ્ટ્રકશન સાહેબના હુકમથી હવે પછીની કોઈપણ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટની પરીક્ષામાં આવવાની એને મના કરવામાં આવે છે.

અમદાવાદ (સહી) ગોપાળજી સુરભાઈ દેશાઈ
૧૯ મી ડીસેંબર. ૧૮૮૪ આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉ. પ્રાંત.

જા. નં. ૪૭ સને ૧૮૮૪-૮૫

યાદી આજમ નવલરામ લક્ષ્મીરામ ગુજરાતશાળાપત્રના એડીટર સાહેબ તરફ અમદાવાદ ટ્રેનિંગકાલેજના પ્રિન્સિપાલ તરફથી સલામ સાથે મોકલવાની એવી જે.

અમદાવાદની ગુજરાત ટ્રેનિંગકાલેજની પ્રવેશક પરીક્ષા તા. ૧૦ મી નવેંબર સન ૧૮૮૪ અને તે પછીના દિવસોએ થઈ, તેમાં નીચે લખેલા ઉમેદવારો પાસ થયા છે તે આપના શાળાપત્રમાં છાપી પ્રસિદ્ધ કરશો.

| નંબર. | નામ. | નિશાળ | નંબર | નામ | નિશાળ. |
|---|---|---|---|---|---|
| ૧ | છગનલાલ રણછોડ ઠાકોર | પ્રાંતીજ | ૨ | મૂળશંકર અમથાભાઈ ભટ | જંબુસર |
| ૩ | મણિશંકર હરિભાઈ ભટ | અમ્રામો | ૪ | નારણજી લાલભાઈ દેશાઈ | ટૂકવાડા |
| ૫ | હરિભાઈ પ્રાગજી પટેલ | હાંસોટ | ૬ | ધનેશ્વર નાનાભાઈ દેશાઈ | જંબુસર |
| ૭ | રણછોડ દામોદર શાહ | જંબુસર | ૮ | લલુભાઈ રણછોડજી | નડીઆદ |
| ૯ | દુલભરામ કુશળજી દણાક | મહુધા | ૧૦ | દેશાઈ ભીખાભાઈ પટેલ | મહુધા |
| ૧૧ | કેવળ ત્રીભોવન શાહ | જેતલપુર | ૧૨ | બાપુલાલ નાગરભાઈ પટેલ | કરમસદ |
| ૧૩ | નગીન પેથાભાઈ દાણી | આલદાપારડી | ૧૪ | ઝવેરભાઈ લલુભાઈ શુકલ | ,, |
| ૧૫ | છોટાલાલ જગનાથ ત્રવાડી | રાણપુર | ૧૬ | મોતીલાલ હરિભાઈ પટેલ | ઈંકારીઆ |
| ૧૭ | નાગરજી નીચ્છાભાઈ દેશાઈ | ખરસાડ | ૧૮ | હરિભાઈ ભગવાનદાસ પટેલ | ,, |
| ૧૯ | રણછોડ નરસીંહરામ ભટ | નડિઆદ | ૨૦ | વાઘજી ઝવેરભાઈ પટેલ | કરમસદ |
| ૨૧ | ચૂનીલાલ છગનલાલ શાહ | ચકલાશી | ૨૨ | મૂળજી જગજીવન શાહ | નાહાપા |
| ૨૩ | નાથારામ દાદારામ પંડ્યા | કરમસદ | ૨૪ | હરિભાઈ રણછોડજી દેશાઈ | ખરસાડ |
| ૨૫ | ચૂનીલાલ હરીવલલભત્રવાડી | વાડાશિનોર | ૨૬ | ઝવેરીલાલ વીરચંદ દેશાઈ | પ્રાંતીજ |
| ૨૭ | ઉમેદભાઈ લલુભાઈ પટેલ | કરમસદ | ૨૮ | ત્રીભોવનદાસ જીજીભાઈ પરોત | કરમાડ |
| ૨૯ | વ્રજલાલ હરગોવન શાહ | ભરૂચ | ૩૦ | અમથાભાઈ કરસનદાસ શાહ | ભરૂચ |
| ૩૧ | દામોદર જીજીભાઈ પરોત | કરમાડ | ૩૨ | મણીશંકર કલ્યાણજી જોશી | વટાર |
| ૩૩ | છોટાલાલ નરભેરામ દવે | અરસાલી | ૩૪ | વજુલાલ દયારામ શાહ | પ્રાંતીજ |
| ૩૫ | છનાભાઈ ગગલભાઈ પટેલ | ઉંવારસદ | ૩૬ | ગુણવંતરામ જીવણરામ ત્ર. | નડિયાદ |
| ૩૭ | પ્રભુદાસ લલુભાઈ પટેલ | કરમસદ | ૩૮ | દુલભભાઈ પ્રાગજી દેશાઈ | કચ્છોલી |
| ૩૯ | લક્ષ્મીનારાયણ ઉત્તમરામ ભટ | રાંદેર ( ખાનગી. ) | ૪૦ | ગીરધરલાલ ઝવેરીલાલ શાહ | નડિયાદ |
| | | | ૪૧ | પરસોતમ મોરારજી ત્રવાડી | હાલોલ |

૪૨ અભેરામ બકરા પટેલ અરગામા ૪૩ વસનજી દૂલભભાઈ નાયક
આણામા.
૪૪ દાજી નરસીરામ ભટ માતર
૪૫ લક્ષ્મીશંકર બાપશંકર દવે મહુધા ૪૬ મુગજી છગનલાલ રાવળ અમદા-
૪૭ નિછાભાઈ હરિભાઈ દેશાઈ ટૂકવાડા વાદ (ખાનગી)
૪૮ નાથજી બાપુજી પંડ્યા ડાકોર ૪૯ પરસોતમ બાપુજી દવે વીણા
૫૦ ભગવાનજી ગોવિંદજી દેસાઈ આણામા ૫૧ ભીમભાઈ જીવણજી દેશાઈ આણામા
૫૨ મગનલાલ લલુભાઈ પટેલ નાહાપા ૫૩ નાનચંદ પ્રભુદાસ શાહ મોહલા
૫૪ મકનજી લાલભાઈ વશી તલંગપૂર ૫૫ મથુર દેશાઈભાઈ પટેલ કુબડથલ
૫૬ છગનલાલ કાળીદાસ બારોટ મહુધા ૫૭ શામળદાસ મથુરદાસ પટેલ થામણા
૫૮ દલપતરામ માધવરામ જોષી ૫૯ ડુંગરભાઈ અભેરામ ત. સણોજ
અરવાસા. ૬૦ દૂલભભાઈ દાજીભાઈ નાયક
૬૧ ગોકળ જાદવ પટેલ અસ્લાલી સૂલતાનપૂર.
૬૨ જમાલ નબીજી વોહોરા અલીણા ૬૩ રણછોડ રતનસંગ બૂપેલા સારોદ
૬૪ ચૂનીલાલ મહાસુખરામ ઉપાધી ૬૫ અંબાલાલ જગજીવન ત. કપડવણજ
આ માણસા. ૬૬ ભોળાનાથ ઉત્તમરામ ભટ પ્રાંતીજ
૬૭ શિવલાલ નંદલાલ કડિયા કઠલાલ ૬૮ ઉત્તમરામ નરસીહરામ ભટ કપડવ.
૬૯ વિષ્ણુરામ ઉત્તમરામ અધ્યારૂ ૭૦ ઝવેરીલાલ રણછોડલાલ દવે કપડવણજ
બહુધાન. ૭૧ સોમાભાઈ જોઈતરભાઈ પટેલ સૂણાવ
૭૨ દયાળજી ખુશાલભાઈ પટેલ સારોદ્રા ૭૩ મુગજી ચીમનલાલ રાવળ અમદા. નં. ૨
૭૪ હરિભાઈ દાદાભાઈ પટેલ આખોદરા ૭૫ મંગળદાસ તળજેદાસ પટેલ થામણા
૭૬ બૂલાભાઈ હરિભાઈ દેશાઈ ટૂકવાડા ૭૭ ડાહ્યાભાઈ પેલાભાઈ પંડ્યા કઠલાલ
૭૮ છગનલાલ ખુશાલદાસ ઉપાધીયા ૭૯ લક્ષ્મીદાસ બાપુભાઈ પગી આખોદરા
મોહલા. ૮૦ નારણજી ફકીરભાઈ દેશાઈ ટૂકવાડા
૮૧ ગોવિંદલાલ ઉમેદરામ શાહ ૮૨ છગનલાલ ઈશ્વરભટ ઉમાણ
અમદાવાદ નં. ૨ ૮૩ રામદાસ લાલદાસ પટેલ મોહલા
૮૪ જેઠાલાલ હરિરામ વ્યાસ વીરમગામ ૮૫ હીંમતલાલ ઉત્તમરામ ભટ પ્રાંતીજ
૮૬ ગોવરધનદાસ જમનાદાસ મોદી

સૂરત નં. ૧

ઉરદુ ઉમેદવારો.

૧ ઉમરભાઈ અલીભાઈ પટેલ સારોદ ૨ સૂલેમાન આદમ વોહોરા મહુધા
૩ ઇસેભાઈ આદમઅકુજી પટેલ સારોદ ૪ શેખમુસ્તફા મહમદ સેખ હાંસોટ
૫ મુસ્તફા હુસેન સેખ હાંસોટ ૬ ઇસબ અભરામ આદમ પટેલ સારોદ
૭ ઇનાયતહૂસેન ગવરઅલી સૈયદ ૮ સૈયદ મહમદમીયાં સેદુમીયાં સૈયદ
અમદાવાદ નં. ૭ મહૂધા.
૯ સમશેરખાં રેહીમખાં પઠાણ ૧૦ હૂસેનમીયાં ફતુમીયાં સેખ,
મલેકપોર. અમદાવાદ નં. ૯.

તા. ૧૨ મી ડીસેંબર સન ૧૮૮૪. (ઇંગ્રેજી સહી) મહીપતરામ રૂપરામ.
પ્રિન્સિપાલ ગૂજરાત ટ્રેનિંગકાલેજ.
અમદાવાદ.



# निशाळोना इनाम पत्रक.

ઝાલાવાડ પ્રાં.

જા: ન. ૩૯૧

બાવળી—નિશાળનું વાસ્તુ કરી ગામના સદગૃહસ્થો તરફથી ખરચ માટે રૂપીઆ આપ્યા તેની વીગત ૨૬) નિશાળના તમામ વિદ્યાર્થીઓને ભોજન ખરચના ૨૧) સભાને આ પાણી. રૂ૧)છોકરાઓને સાકર. રૂ. ૧૧ મેહેતાજીને પાઘડી.—કાંત્રોડી. મેહેતા હરીભીમ તથા હરચંદ હકા તથા સોની વસ્તા પુરશોતમ એ ત્રણે મળી ૨૧) ની ખરેકી. શેઠ પ્રેમચંદ હકાની વહુ મંદવાડમાંથી સારી થતાં છોકરાને જમાડ્યા પટેલ ગણેશ રૂડાની વહુને આંચકીનો રોગ મટવાથી ૨-૦-૬-૦ નો ગોળ વહેંચ્યો—દેવળીઆ. સદરહુ નિશાળનું વાસ્તું કરી ગામના સદગૃહસ્થોએ નિશાળીઆઓને જમાડ્યા—હડાળા. મજકુર ગામના વહિવટદાર સાહેબે તથા મેમ્બર સાહેબોએ નિશાળમાં પધારી ૨૫-૬-૯ ની ચોપડીઓ તથા ૨૧-૧૨-૦ ની સાકર—અંકેવાળીઆ. રાણીશ્રી વીપુબા કલ્યાણસીંગજીએ પોતાને ઘેર પુત્રનો જન્મ થવાથી સાકર—કુકડા. મોજે શાપુરના રેહેવાશી શેઠ લખમીચંદજીએ ઉનાળાના ચાર માસ છોકરાઓને માટે રૂ.૧) પાણીનો આપ્યો—બજાણા.

ગયા ફેબ્રુઆરી માસમાં મહેર-પ્રાંતના સાહેબ પધારેલા ત્યારે દરબારશ્રી તર્ફથી મહેતાજીને તથા આસીસ્ટંટને પાઘડીના રૂપીઆ આપવા કહ્યું તે ગયા મે માસમાં આપ્યા રૂ.૫) મહેતાજીને રૂ.૧) પે. આસીસ્ટંટને રૂ.૧) બી. આસીસ્ટંટને—સુરેળ. શેઠ ભીમા રવજીને ત્યાં પુત્રનો જન્મ થવાથી રૂ. ૦-૮-૦ ની સાકર વહેંચી—ચોટીલા. બાચર સાકુ દાદાએ પધારી છોકરાઓને રૂ.૧)ની સાકર વહેંચી—આણંદપુર. આણંદપુર સ્કુલ કમિટીએ તથા મે. થાણદાર સાહેબે ચોપડીઓનું ઇનામ વહેંચ્યું

ધ્રાંગધ્રા ગુ.—મે. રાજ સાહેબે છોકરાઓને મીઠાઈ વહેંચી—મેથાણ. પારેખ પુરશોત્તમ ડોસાના દીકરા સોમચંદને ઘેર પુત્રનો પ્રસવ થવાથી રૂ. ૧-૪-૦ સાકર શા—મોહન એમચંદને ઘેર છોકરાનો પ્રસવ થતાં રૂ.૧-૪-૦ ની સાકર—દેવળીઆ. મહાલ દીમ્મરના મે. થાણદાર સાહેબે છોકરા દીઠ એકેક રૂમાલ તથા મીઠાઈ વહેંચી—વાંકાનેર કન્યાશાળા. બાઈશ્રી બાકુબા સાહેબ તર્ફથી પતાસાં રૂ. ૨-૮-૦ નાં, ખુદાવંત રાજ સાહેબ તર્ફથી સ્ટેટ કારભારી સાહેબે કન્યાઓને વંચાવી તથા ગરબીઓ ગવરાવી રૂ. ૯-૬-૦ ની સ્લેટ ચોપડીઓ અને રૂ. ૧-૧૦-૦ ની મીઠાઈ વહેંચી; રા. રા. હરીલાલભાઈની સંસ્થાનના કારભારી તરીકે બદલી થતાં રૂ. ૨) ની સાકર—લીમડીના. ઉતેડીઆના બાઈ સાહેબના કામદાર ગીરજાશંકર દલસુખરામે ઉનાળામાં આ નિશાળના છોકરાઓને પાણી ધર્માદા ખાતે પાયું—મેમકા. મજકુરના વહિવટી કારકુન શા હરજીવન લહેરાએ સાકર વહેંચી—લખતર. નામદાર ઠાકોર સાહેબના રાણી બાઈ શ્રી રાજુબાએ પોતાના ભત્રીજાને નિશાળે બેસાડી રૂ. ૧) મહેતાજી ને તથા રૂ. ૧) ના પૈસા તમામ બ્રાહ્મણના છોકરાને વહેંચ્યા—કુકડા. સડકના મુકરદમ પુરબીઆ માહારાજસીંગ નિશાળમાં આવી રૂ. ાા ની સાકર વહેંચી—કોઠ: વકીલ નુરખાંએ રૂ. ૧) ની સાકર વહેંચી—ધાંહીળા. પટેલ દેસા કુંવરજી તથા ગોવિંદ કુંવરજી એમણે તેમની માતુશ્રીનું કાર્ય હોવાથી તમામ છોકરાઓને જમાડ્યા—લીલાપુર. સ્કુલ કમિટીએ રૂ. ાા ની સાકર તથા રૂ. ાા નાં ઝીબડાં વહેંચ્યાં—દશાડા. મલેક જોરાવર ખાનજીના એક્ઝ્‌ઉનટન્ટ રા. ગીરજાશંકર દયાશંકરે ખુશ દાખલ રૂ. ૧ાા નાં પતાસાં વહેં-

આં—વણોદ. સ્કૂલ કમીટીએ નિશાળમાં આવી પરિક્ષા લીધી તે વખતે પ્રેસીડંટ મલેકશ્રી કમાલુદીન ખાનજેસાર ખાનજીએ રૂ. ૧) ની મીઠાઈ તથા કામદાર જીભાવન ગીરજાશંકરે બેગરીબના છોકરાને સ્લેટ તથા ચોપડી ૧ના રૂ. ૦ાા આપ્યો.

જા. નં. ૧૧૬૧

વાંકાનેર—મે. સ્ટેટ સાહેબ. બા. નિશાળમાં પધારી એક સારી આસના છોકરાઓને તથા એક સારી હાજરી રાખનારને અને એક હોંસીયાર છોકરાઓને એવી રીતે ઇનામ ત્રણ આપ્યાં તથા શા. ભુદર વશરામે છોકરાઓને પાણી પાવા કળશીયા ચાર કીમત રૂ ૫). અને કન્યાશાળામાં મે. સ્ટેટ સાહેબ. બાહાદુરે રૂ ૬-૪-૦ ઓઢણાં આપ્યાં—જેસડા. સ્કૂલ કમિટીના પ્રેસિડેન્ટ સા. રૂ ૦-૪-૦ સાકર વહેંચી—દેવચરાડી. શીવાણીના દવે મણીશંકર કહાનજીએ તથા રામચંદ છગને મળી કુલ રૂ ૦-૬-૦ ની સાકર વહેંચી—વઢવાણ કંન્યાશાળા. મે. ઠાકોર સાહેબનાં માતુશ્રી માજી રાજબાએ કંન્યાઓની પરીક્ષા લઈ નિશાળ શિવાઈ તૈયાર થએલાં કપડાં રૂ ૧૮-૯-૯ હીર, સોનેરી, સતારા, ઉનનું ભરત કામ શિવાય અને રૂ ૮) ની ધોરણમાં ચાલતી ચોપડીયો. તથા રૂ ૨) મીઠાઈ મળી કુલ રૂ ૨૮-૬-૯-દેદાદરા. રૂ ૫) વઢવાણના એજકારી તર્ફથી રૂ ૫) ગામસમસ્ત રૂ ૫) મહાજન તર્ફથી રૂ ૪) વાંટાના ગરાશીયા તર્ફથી રૂ ૧) ગઢવી કેનુંભાઈ રૂ ૧) બ્રાહ્મણો સમસ્ત. રૂ ૪ાા ગુંદીયાળાના ભાગદાર તરફથી રૂ ૧) વઢવાણના વહીવટદાર તર્ફથી રૂ ૧) નાયબ કારભારી તર્ફથી કુલ રૂ ૨૬ાા ચોપડીયો તથા મીઠાઈ. લીલાપુર. પટેલ સાભજી ગંગારામે નિશાળનું વાસ્તું કરી છોકરાઓને કંસાર ને ઘી જમાડ્યાં—મેવાસા. આંણપુરની નિશાળના મહેતાજી ચત્રભુજે પોતાની નિશાળનું પરિણામ સારૂ ઉતરવાથી રૂ ૦-૪-૦ સાકર—જેસડા.ત્રીઅવાડાના વોરા ડુંગરશી કસ્તુરે રૂ ા સાકર વહેંચી—સીયા. મે. સ્ટેટ સાહેબ. બા. રૂ ૨) મીઠાઈ—દેવચરાડી. સોની, રણછોડ ગોપાળજીએ પોતાનું શગપણ થવાથી રૂ. ાા સાકર તથા તેમના ભાણેજ ગોસાણના. રહેવાથી સોની માધજી વિરજીએ રૂ ાા સાકર તથા રૂ ા કાગળો વહેંચ્યા.—

(દ.) કૃષ્ણલાલ ગોવિંદલાલ.
ડે. એ. ઈ. પ્રાં. ઝાલાવાડ.

## અમદાવાદ વિ.

રોઝકા. રગનાથ ગોવિંદજી રૂ. ૨ા પાણી પાવાને માટે—ધોળેરા કન્યાશાળા. બાઈ જડી. ગીગા રૂ. ૦-૧૦-૦ પતાસાં વેહેંચ્યાં—ગોધાવી કન્યાશાળા. શેઠ વીરચંદ દીપચંદ રૂ. ૩૮-૧૩-૧ સ્કાલર શીપ બદલ—રાણપુર કન્યાશાળા. મેહેરબાન કલેક્ટર સાહેબ રૂ. ૫) સ્લેટો ચોપડીઓ વગેરે—એજન. બાઈશ્રી બાઈબા રૂ. ૨) એજન—રોઝકા. વ્હોરા થાવાભાઈ જીવા રૂ ૧) સાકર—એજન. ચુડા સમા. સામતસીંગ જસવતસીંગજી રૂ ૧) દુધ પાયું—આંડળ. શા. પીતાંબર વનમાળી રૂ ૧) પતાસાં વેહેંચ્યાં—રોઝકા. પીંજારા શાહાભાઈ જીવા રૂ ૦-૫-૦ સાકર વેહેંચી—જુવાલડી. રાજેશ્રી બાઈશંકર નાંનાભાઈ રૂ ૫) ઇનામ તથા મીઠાઇ—ઉવારસદ. શેઠ મોતીચંદ લખમીચંદ રૂ ૨) મીઠાઈ વેહેંચી—વાંચ. કાજી સાહેબ મંહંમદ રેહેનઉલ હક વલદે સદરૂલ હક રૂ ૧-૭-૬ પતાસાં ને પૈસા—બીરોલી. શા. ગરીરદાસ પાનાચંદ રૂ ૧) ખાંડનાં રમકડાં—ઉવારસદ. અમીન હીમાભાઈ અજુભાઈ રૂ ૧) મીઠાઈ વેહેંચી—નરોડા. શા. મગન જેચંદ રૂ ૨) પાણી પાવા માટે—એજન. મોતીરામ ફતેસીંગ રૂ ૧ા પતાસાં તથા પૈસા—ગોધાવી. શેઠ. વીરચંદ દીપચંદ રૂ ૧) પતાસાં—સીતાપુર. દેસાઈ લલુભાઈ નાંનાભાઈ રૂ ૧) પતાસાં—ભડીઆદ. પટેલ. મેહેરબર હરીભાઈ રૂ ૧ા પતાસાં—ગોધાવી કન્યાશાળા. શેઠ. વીરચંદ દીપચંદ રૂ ૧૩ ચોપડીઓ વીગેરે—દેહેગામ. શેઠ. ભાઈચંદ પ્રેમચંદ રૂ ૧ા રોકડા—મોડાસા કન્યાશાળા. શા. હીરાચંદ દલસુખ રૂ ૦ાાનાં પતાસાં વેહેંચ્યાં—એજન. મ્યુનીસીપાલ કમિટી તરફથી રૂ ૧૧-૭-૬ લુધડાં વીગેરે ઇનામ—ધોળકા. કામદાર મુળશંકર જેઠાભાઈ રૂ ૨-૧૪-૦ શ્રીમાળી બ્રાહ્મણના છોકરાને ચોપડીઓ—વાંચ. કાજીસાહેબ મહંમદ રાજીઉલ હક વલદી સદરૂલ હક રૂ ૧૦) વાસ્તુ કરી નિશાળીઆને જમાડ્યા—નાવડા. મેહેરબાન લતીફખાનજી સરદાર મહંમદખાનજી રૂ ૧) પતાસાં વેહેંચ્યાં—આંડળ. રા. જેઠાલાલ ત્રીભોવનદાસ રૂ ૧) સાકર વેહેંચી—રોજકાકન્યાશાળા. શા. રગનાથ ગોવીંદજી રૂ ૧) સાકર તથા ચોપડીઓ—ખેરવા. મુખી કલાણ ભીમજી ગામ ખાતેથી રૂ ૨ સાકર વેહેંચી—રોજકા. શા. રગનાથ ગોવીંદજી રૂ ૨-૧૨-૦ સાકર તથા ચોપડીઓ—વાંચ. હરિલાલ વલ્લભરામ રૂ ૦-૬-૦ પતાસાં વેહેંચ્યાં—ઉવારસદ. પટેલ ત્રીકમ ઝવેરદાસ તથા પટેલ ગણેશ વીઠલ તથા પરસોતમ લાલદા

સાં રૂ ૦-૧૨-૦ મીઠાઈ વહેંચી—કાસીંદ્રા. ભાવસાર કાળીદાસ નારણ રૂ ૧) પતાસાં વહેંચ્યાં—કોઠ. પટેલ. દાળજી તથા મહીજડીઆ સંગજી રૂ ૧) મીઠાઈ વહેંચી—અસલાલી કન્યાશાળા. પટેલ ડુંગરભાઈ હરીભાઈ રાવસાહેબ લખાભાઈ ગોપાળજી મુખી શંકરભાઈ જેઠાભાઈ રૂ ૪) ચોપડીઓ ઇનામ આપી—ઉંવારસદ. હાથી દીપચંદ રૂ ૧) મીઠાઈ—ભદીઆદ. તાલુકદારો તથા માહાજન તરફથી રૂ ૨॥ ચોપડીઓ તથા મીઠાઈ—ધંધુકા. મે મોરીસન સાહેબ રૂ ૭) સાકર તથા રોકડા—મીરોળી. ભેખુભાઈ ફેજુભાઈ રૂ ૧ પતાસાં—ગીરમથા. શાસ્ત્રી રેવાધર મયાધર રૂ ૩) ચોપડીઓ તથા મીઠાઈ રોઝકા. વોહોરા શાહભાઈ જીવાભાઈ રૂ ૧) સાકર ચુડાસમા સાંમતસંગજી જસવંતસંગજી રૂ ૧) દુધ—ઉંવારસદ. પા. ત્રીકમદાસ ઝવેરદાસ વીગેરે રૂ ૦॥ મીઠાઈ—ધોળેરા. કાનજી ત્રીકમદાસ રૂ ૦-૧૦-૬ પતાસાં કારકુન જીવણલાલ હરગોવન રૂ ૧) પતાસાં—ઉંવારસદ. શા. ભાયચંદ કરમચંદ રૂ ૧) મીઠાઈ પટેલ ડુંગર કરસનદાસ રૂ ૧) મીઠાઈ—રૂદાતલ. શા. કીશોર હીરાચંદ વજેરી રૂ ૩) મીઠાઈ—માંડળ. માહાજન તરફથી રૂ ૨॥ મીઠાઈ—મોડાસર. કારભારી દલસુખરામ હરજીવન રૂ ૦॥ પતાસાં—ચાડીઆળ. લંઘુ દામોદર રૂ ૦॥ મીઠાઈ—ધોળેરા. ખુશાલભાઈ ઝવેરભાઈ રૂ ૧-૨-૦ મીઠાઈ—મોડાસા. મ્યુનીસીપાલીટી તરફથી રૂ ૧) મીઠાઈ—ગાંગડ. કુંવરશ્રી નાંનશીંગજી. કલ્યાણશીંગજી રૂ ૧-૧૪-૦ પુસ્તકો ને સાકર—કોર. ચુવાણ જેઠીભાઈ ડુંગરજી રૂ ૧॥ મીઠાઈ રણછોડ પથાભાઈ રૂ ૧) મીઠાઈ—ભોજવા. મે. પાટડી દરબાર સાહેબ રૂ ૬-૪-૩ ચોપડીઓ તથા સાકર—વાળુકડ. કલ્યાણરાય જુઠા મહેતા રૂ ૦॥ સાકર—માંડળ. રા. સા. વિરમગામના મામલતદાર રૂ ૧) પતાસાં—વિરમગામ કન્યાશાળા. મે. ડીસ્ટ્રીકટ જડજ સાહેબ રૂ ૩) પતાસાં—ભોજવા. મુખી વલીભાઈ બાઇજી રૂ ૦॥ સાકર ગીરમથા. ઇજારદાર મલેકશેદ હેજુભાઈ રૂ ૦॥ પતાસાં—ગોધાવી કન્યાશાળા. શેઠ. વીરચંદ દીપચંદ રૂ ૨) મીઠાઈ—ધડી. ઇલોર તાબે મહીકાંઠાના દરબાર સાહેબ રૂ ૮) મીઠાઈ, ચોપડીઓ ને સ્લેટો.

(ઇ.) મણિશંકરપ્રસાદ તાપીપ્રસાદ.
ડે. એ. ઇ. અમદાવાદ જિ.

⁂

# પુરવણી.

અમે જાણીને પરમ આનંદ પામ્યા છઈએ કે ગએતા વર્ષની ખુશહાલીમાં આપણા માયાળુ રાણીસાહેબે સી. આઈ. ઈ. એટલે કંપેનિયન ઓફ ધી ઇંડિઅન એમ્પાયરનો ખિતાબ આ ઈલાખાના દેશી ગૃહસ્થો ખાતે રાવસાહેબ મહીપતરામ રૂપરામ ને બક્ષ્યો છે. આ ખુશ ખબર કેળવણી ખાતાનેજ નહિ પણ આખા ગુજરાત પ્રાંતને મુબારકબાદી આપવા જેવી છે; કેમકે વિદ્વતા અથવા સાર્વજનિક પરિશ્રમને માટે ગુજરાતીને આ પ્રથમવહેલુંજ માન મળે છે.



# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER

FEBRUARY 1885.

પુસ્તક ૨૪ મું. ફેબ્રુઆરી. ૧૮૮૫. અંક ૨ જો.

માતાજી બહુ મોટું પુજ નામ તેમ છે કામ;-
કરે, અંતે મન ક્ષેત્રની, અરી એતી ધરી હામ

| અનુક્રમણિકા | પૃષ્ઠ | CONTENTS. | |
|---|---|---|---|
| ઇંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ... | ૨૫ | A short History of the English Nation | ... 25 |
| કાઠિયાવાડના કેળવણી ખાતાનો રીપોર્ટ. ...................... | ૩૦ | Education in Kattywar | .. 30 |
| જીવને ઉપદેશ...................... | ૩૪ | On Duty | ... 34 |
| ચોપડીઓપાનીયાંની પહોંચ.. ..... | ૩૫ | Notices of New Publications | ... 35 |
| સારસંગ્રહ ...................... | ૪૦ | Pickings from the Press | .. 40 |
| સરકારી જાહેરખબર.......... | ૪૨ | Departmental Notifications | ... 42 |
| નિશાળોનાં ઇનામ પત્રક........ | ૪૪ | Lists of Prizes distributed in Schools | .. 44 |



( કેળવણી ખાતાના હુકમથી )

## अमदावादमां

ખાખાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની
લિમિટેડના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું

મૂલ્ય { (રૂ૧) વરસનો આગાઉથી જ. } ટપાલ ખર્ચ
{ (રૂ૦)=  છૂટક એક અંકના } ૦ ૬ રૂ.

# गूजरातशाळापत्र.

પુસ્તક ૨૪ મું. ફેબ્રુઆરી. સન ૧૮૮૫. અંક ૨ જો.


## ઇંગ્રેજલોકનો સંક્ષિપ્ત ઇતિહાસ.

(સાંધણ પાને ૧ થી ચાલુ.)

મોટી મરકી ઈ. સ. ૧૬૬૫ ના શિયાળામાં લંડનખાતે શરૂ થઈ હતી તે ઉનાળો બેસતાં તો એટલી બધી ફેલાઈ ગઈ, કે મહોલ્લે મહોલ્લે અને ઘેર ઘેર માણસો ઉપરાઆપરી મરવા લાગ્યા, અને કોઈ કોઈની સંભાળ લઈ શકે એમ રહ્યું નહી. જેનાથી જેમ નસાયું તેમ નાઠું. વેપાર રોજગાર બધો બંધ પડ્યો. શહેરના રસ્તા બધા શૂન્યમૂન્ય થઈ ગયા. ત્યાં એકે માણસનો પગરવટ કે અવાજ સંભળાય નહિ, પણ એજ કે અમુક વક્તે સરકારી ગાડાં બૂમ પાડતા આવે "જેને પોતાના મુડદાં નાખવાં હોય, તે ચાલો, ઝટ ઉતાવળ કરો!" આ ભયંકર દૈવકોપને સમે ઠેર ઠેર મરણાં એટલાં બધાં થતાં, કે દાટવા વિગેરેની ક્રિયાખ્રિયા બંધ પડી લોકો મજીમાં આવે ત્યાં મડદાં ફેંકી દેતાં, અને કેટલા નધણીયાતાં બિચારાં તો જ્યાં બેઠાં સુતાં હોય ત્યાંને ત્યાંજ મુડદાં થઈ પડતાં. આવાં મુડદાંથી શહેર એવું ગંધાઈ ઉઠવા લાગ્યું કે સરકારને ગાડાં ભરી સામટી એક ખાડામાં દાટી દેવડાવવાની જરૂર પડી. "રાબિન્સન ક્રુસો"નો કર્તા (જેણે એ બધું જાતે જોયું હતું) તે આ ત્રાસદાયક મરકીનું વર્ણન એવું આપેછે કે તે વાંચી આપણાં રૂએ રૂઆં ઉભાં થાયછે. ઈ. સ. પૂર્વે ૪૩૦ વર્ષ ઉપર આથેન્સ શહેરમાં તથા (ઈ. સ. ૧૩૪૮ માં) ફ્લારેન્સ ખાતે થઈ હતી તે સિવાય આવી મરકી યૂરોપના લોકે ફરી જોઈ કે સાંભળી નહોતી. આ મરકીથી કુલ એક લાખ

માણસ લંડનમાંજ અને પાંચેક લાખ ગામડાં ખાતે મૂએલું જણાય છે.

આ મરકી બીજા વર્ષના શિયાળા સુધી ચાલી. ત્યારે કેડે પાછું એ શહેર માણસથી ખાલી ખાલી થઇને પણ ફરી કામે પડવા લાગ્યું કે એક મોટી આગ લાગવાથી તે પૂરેપૂરૂં પાયમાલ થઇ ગયું. આપણા દેશ ખાતે સુરતની ઈ. સ. ૧૮૩૭ વાળી ભયંકર આગ જેવીજ આ મોટી, અને જાતની ખુવારીમાં ઉતરતી પણ નુકસાનીમાં તેથીએ ચડતી જણાય છે.

મોટી આગ ઈ. સ. ૧૬૬૬ ના સપટેંબર માસની બીજી તારીખે રવિવારને રોજ લંડનના પુલ પાસેના એક ભઠીઆરાની દુકાનમાંથી લાગી, અને પવન પુષ્કળ હોવાથી તે ખૂબ વધી, અને ત્રણ રાતને ત્રણ દહાડા સુધી ચાલી. એ આગે ૪૦૦ પોળો તથા ૧૩૦૦૦ ઘર ભસ્મ કરી નાંખ્યાં. આ આગથી એક ફાયદો થયો ખરો કે પેલી મરકીની બદ હવા જે શહેરમાં હજી ખૂણે ખોચરે ભરાઈ હતી તે સમૂળગી નાબુદ થઈ ગઈ. સુબોધગ્રાહી ઇતિહાસ વેત્તાઓ એવો પણ અભિપ્રાય આપેછે, કે આ આગ એ લંડન ઉપર ઇશ્વરી કૃપાજ હતી, કેમકે અત્યાર સુધી સાંકડા રસ્તાવાળું ને બદશિકલ ઈમારતોથી ભરેલું એ શહેર હતું તે જઇને હવે એ આરોગ્યતાના તથા શિલ્પ સૌંદર્યના નિયમ પ્રમાણે બંધાયું. સેન્ટપાલનું ભવ્ય દેવાલય લંડનખાતે હાલ મોટા સાનંદાશ્ચર્યનું પ્રેક્ષક દેખાવ ગણાય છે, તે આ મોટી આગ પછી નવેસરથી બંધાએલી ઇમારત છે.

લોકોનો ગુસ્સો રાજા ઉપર થવા લાગ્યો હતો, તે ઉપલા બનાવોથી બહુ વધી પડ્યો. રાજા પોર્તુગાલની કાથોલિક કુંવરી જોડે પરણ્યો (ઇ. સ. ૧૬૬૨) એ આખી પ્રજાની મર્જી વિરૂદ્ધ હતું, અને જ્યારે ક્રોમ્વેલે મેળવેલો ડન્કાર્ક ટાપુ આ ઉડાઉ રાજાએ ૪૦ લાખ રૂપિયા લઈ ફ્રાન્સને વેચી માર્યો, ત્યારે તો તેઓ બહુજ કકળી ઉઠ્યા, કેમકે તેઓ તેને પોતાના દેશનું એક મોટું વિજય ચિન્હ ગણતા હતા. આ જખમ હજી તેમના કલેજામાં તાજોજ હતું એટલામાં વલંદાના વહાણ લંડનપર ચડી આવવાથી તેમનું પૂરેપૂરૂં માન ભંગ થયું, અને તે જોઈ તેમનોપ્રસંગજન્ય રાજભક્તિનો ઉભરો, જે સ્વાભાવિકપણેજ કાંઈ હમેશાં પહોંચવાનો નહોતો, તે એકદમ હેઠો બેઠો એટલુંજ નહિ, પણ રાજાપ્રજાનો સંબંધ પાછો એ લોહુને એજ લુહાર એ

રીતનો ઇંગ્રેજોનો સામાન્ય સંપ્રદાય પ્રમાણે થઈ રહ્યો. ઉપલા બે દૈવકોપ રાજાના દુરાચરણની શિક્ષા દાખલજ ઇશ્વરે દેશપર મોકલ્યા હતા એમ સમજી લોકો બહુ પોકાર કરવા લાગ્યા.

પ્રજાની બેદિલી હાલ એટલી બધી હતી, કે જો પાર્લામેંટની ચૂંટણી આ વાગે થવાની હોત, તો તેમાં બધા પેલા પ્રજાપક્ષનાજ પાછા આવ્યા હોત. પણ રાજાના સારા નસીબે પાર્લામેંટ તો હજી હડહડતી કાવેલિયરજ હતી. પણ એવી પાર્લામેંટ પણ લોક વિચારમાં ખેંચાઈ રાજાના પ્રધાન લાર્ડ કલારન્ડન ઉપર તો કકડાવીનેજ તૂટી પડી, તથા રાજા પાસે તેને પદભ્રષ્ટ કરી દેશનિકાલ કરાવ્યો (ઈ. સ. ૧૬૬૭) ત્યારેજ કાંઈ જંપી આ લાર્ડ કલારેન્ડન તે સર એડવર્ડ હાઇડ નામનો પહેલા ચાર્લ્સના રાજ્યમાં જે પ્રજાપ્રક્ષનો એક અગ્રણી હતો, અને જે પાછળથી ફાકલાંડની સાથે રાજાને મળી ગયો હતો, તેજ. રાજકુળે દેશવટો લીધો ત્યારે એ પણ તેમની ભેળો ગયો, અને ત્યાં ચાર્લ્સને શીખામણ આપનાર તથા એના લાભની ચોતર્ફ ખટપટ ચલાવનાર પણ એજ હતો, તેથી જ્યારે ચાર્લ્સ ઇંગ્લાંડની ગાદીએ પાછો આવ્યો, ત્યારે એને સ્વભાવિકપણેજ કલારેન્ડનનો અર્લ બનાવી પ્રધાનવટું આપવામાં આવ્યું હતું ત્યાર પછી એની પુત્રી રાજાના ભાઈ જેમ્સ ડ્યુક આવ્યાર્કને પરણી, અને તે સંબંધે એ હવે પછી થનારી રાણીઓ મેરી અને આનનો એ આજો થયો. આ પ્રધાન જૂના વિચારનો, અહંકારી, કોઈ કોઈ વખત રાજાને હાજી હા કરનારો, તથા ધનલોભી હતો. તે છતાં કામકાજમાં હોશીઆર, લાંબી નજરવાળો, અને પોતાની સમજ પહોંચે ત્યાં સુધી રાજાને પ્રજા બંનેનું ભલું થાય એવાંજ કામ કરનારો એ હતો. પ્રજાના હક કાંઈ પણ જોતો હતો, તેથી રાજા કેટલાક વખતથી એને દૂર કરવાનું બહાનુંજ શોધતોજ હતો, તેમાં પાર્લામેંટ તર્ફની હાલ ઉઠાવણી થઈ એટલે આ સ્વાર્થી ને કૃતઘ્ની ચાર્લ્સે ખુશીની સાથે એને બળીદાનમાં હાજર કરી દીધો. એના જવાથી રાજા ઉપર કાંઈ પણ દાબ રાખી શકે એવો કોઈ કારભારી રહ્યો નહિ. કલારન્ડને વિદેશમાં વસી પોતાનું ઉત્તરવય એક સારા કામમાં ગાળ્યું. એણે ત્યાં રહીને "મોટા બંડનો ઇતિહાસ" એ નામનું મોટું પુસ્તક લખ્યું. અને અગર જો તેમાં રાજપક્ષના લાભનું જૂઠાણું કેટલુંએક

૫. પ્રાંતવાર કાઠીયાવાડમાં કેળવણીની સ્થિતિ કેવી છે તે જાણવાને સારૂ પણ એમાં વિગતવાર પત્રક આપ્યું છે પણ અમે દિલગીર છઇએ કે તે બધાને માટે અમે અહિયાં જગા કરી શકતા નથી. તો પણ આટલા આંકડા તો નોંધવાજ જોઇએ.

| | ઝાલાવાડ. | સોરઠ | ગોહિલવાડ. | હાલાર. |
|---|---|---|---|---|
| નિશાળોનીકુલ સંખ્યા. | ૧૬૨ | ૧૫૯ | ૧૮૦ | ૧૯૭ |
| ભણનારની સંખ્યા. | ૮૪૫૫ | ૭૮૮૩ | ૯૨૦૫ | ૧૨૮૪૧ |

૬. જેમ પ્રાંતવાર તેમજ દરેક રાજ્યવાર કેટલી નિશાળો છે તથા તેમાં ભણનારની સંખ્યા કેટલી છે તે આપ્યું હોત, તો કેળવણીને ઉત્તેજન આપવામાં કયા કયા રાજ્ય આગળ કે પાછળ પડતા છે તે માલમ પડત, અને તેની સાથે દરેક રાજ્યનો વિસ્તાર, વસ્તિ, તથા ઉપજનો આંકડો પણ જણાવ્યો હોય, તો તો એ બાબત કેવળ નિશ્ચય પૂર્વકજ અનુમાન બાંધી શકાય. તે છતાં આ ત્રણ વર્ષમાં કયા કયા રાજ્યે નિશાળોમાં વધારો ઘટારો કર્યો તેનું પત્રક આપ્યું છે તે તેનું કાંઈ કામ સારે આઇ.

૭. ઝાલાવાડમાં વસ્તિના પ્રમાણમાં સેંકડે ૧·૯૯, સોરઠમાં ૧·૨૬, ગોહિલવાડમાં ૧·૬૭, અને હાલારમાં ૧·૮૮ ભણે છે. કાઠીયાવાડ તમામનું સરાસરી પ્રમાણ સેંકડે ૧·૬૮ આવે છે, અને સરાસરી ૨૮॥ મૈલ હાલ એક નિશાળ છે. સને ૧૮૮૦-૮૧ માં એ પ્રમાણ ૧·૪૨ તથા ૩૫॥ મૈલ હતું. એ જોતાં અહિયાં દિનપરદીન કેળવણીનો પ્રસાર સારો થતો માલમ પડેછે.

૮. જાતવાર કેળવણી જોતાં ભણનારમાં ૩૨૬૬૫ હિંદુ તથા ૬૬૪૦ મુસલમાન દીઠામાં આવે છે.

૯. અભ્યાસનું ફળ કેવી રીતે નીપજ્યું હતું તે નીચેના પત્રક ઉપરથી માલમ પડશે.

| | આંગ્લોવર્નાક્યુલર સ્કૂલમાંથી | વર્નાક્યુલર સ્કૂલમાંથી. |
|---|---|---|
| ૧ લા ધોરણમાં કેટલા પાસ. | ૨૪ | ૬૨૫૬ |
| ૨ જા " " | ૩૫ | ૩૮૧૬ |
| ૩ જા " " | ૨૪ | ૨૪૫૮ |
| ૪ થા " " | ૭ | ૧૫૬૭ |
| ૫ મા " " | " | ૯૮૧ |
| ૬ ઠા " " | " | ૨૫૭ |

૧૦. રાજકોટ ટ્રેનિંગ કાલેજની પ્રવેશક પરીક્ષા જે સઘળી ગુજરાતી નિશાળોને માટે માટ્રિક્યુલેશન દાખલ છે તેમાં તથા ડેપ્યુટી સાહેબોની પરીક્ષામાં પ્રાંતવાર છઠા ધોરણમાં નીચે પ્રમાણે છોકરાઓ ૮૩-૮૪ માં પસાર થયા હતાં.

| પ્રાંત. | પ્રવેશક પરીક્ષામાં. | ડેપ્યુટીની પરીક્ષામાં. |
|---|---|---|
| ઝાલાવાડ | ૨૮ | ૧૧૮ |
| સોરઠ | ૯ | ૧૨ |
| ગોહેલવાડ | ૧૪ | ૫૪ |
| હાલાર | ૧૩ | ૭૬ |
| કુલ. | ૬૧ | ૨૫૭ |

૧૧. આખા કાઠીયાવાડ ખાતે નાની મોટી જાહેર લાઇબ્રેરીઓ રીડિંગરૂમ સાથે ગણતાં ૪૭ થાય છે તેમાં રાજકોટ, જૂનાગઢ, ભાવનગર, ધોરાજી, વઢવાણ સ્ટેશન, બાંટવા, સોનગઢ, લીંમડી, માણેકવાડા અને ગોંડળ એ મુખ્ય છે.

૧૨. પબ્લિક સર્વિસની પરીક્ષાના સર્ટિફિકેટ સેકંડક્લાસના ૮, અને ફર્સ્ટક્લાસનું એક ૮૩-૮૪ માં આપવામાં આવ્યું હતું.

૧૩. વિદ્યાર્થીઓને ઉત્તેજન ખાતર ગોંડળના માજી જાઇન્ટ આડમિનિસ્ટ્રેટર મેજર હે. એસ. નટ સાહેબ તરફથી જે પગલાં ભરવામાં આવ્યાં છે તે એવાં સ્તુત્ય છે કે તે નોંધતાં અમને ઘણો હર્ષ થાય છે. રૂ ૨૦ ની પાંચ વર્ષ સુધીની એક સ્કૂલરશિપ ગ્રાંટમેડિકલ કાલેજમાં, રૂ ૧૫ ની ૩

વર્ષ સુધી સંરજમશેદજી જીજીભાઈની સ્કુલ આપુઆર્ટમાં, અને રૂ ૧૫ ની ૩ વર્ષસુધી પુના સિવિલ એનજીનિયરિંગ કાલેજમાં પોતાના રાજ્યના રાજકોટ સ્કુલમાં ભણીને ગએલા વિદ્યાર્થીને માટે કાઢવામાં આવી છે. તેમજ ગોંડલ સ્કુલમાંથી મદ્રાસમાં સૈદપેતની સરકારી એગ્રિકલ્ચરલ કાલેજમાં ભણવા જનારને રૂ ૧૫) ની તથા પુનામાં વેટીનરી ભાષણો સાંભળવા જાય તેને રૂ ૧૦) ની સ્કાલરશિપ આપવાની ગોઠવણો થઈ છે. એ ઉપરાંત રાજકોટ હાઈસ્કુલમાં ભણવા જનારને સારૂ ૨૦ તથા ગોંડળમાં ભણનારને સારૂ ૧૨) તથા ગોંડળની કન્યાશાળામાં ૨ સ્કાલરશિપ વગેરે ઘણોક બહાલી ખર્ચ રાખવામાં આવ્યો છે જેને માટે બેશક એ રાજ્યને ઘણી મુબારખાદી આપવી ઘટે છે.



## જીવને ઉપદેશ.

ધોળ.

જીવ જો તું વિચારીને, સત્ય રૂપ હરીને;
આદિ અનાદિ જે એકછે, ધ્યાન તેનું ધરીને. રે જીવ૦ ૧
આંખો આપી તને નિરખવા, કાન શ્રવણજ કરવા;
મન ધ્યાન ધરવાને આપીઉં, કર પુન્ય આચરવા. રે જીવ૦ ૨
સુખનાં સાધન સહુ સોંપીઆં, કર કોઈનું સારૂં;
એજછે ભવજળ ઉતરવા, સુખદાયક પ્યારૂં. રે જીવ૦ ૩
ધર્મ વિચારીને વિનયથી, દયા દીનની આણી;
એષ શ્રદ્ધા ધરી કર સદા, પેખી પામર પ્રાણી. રે જીવ૦ ૪
દૈવે દયા તુજ પર કરી, તેજ જળ-ઉપજાવ્યાં;
અનળ વાયુ અવની અને, આશમાન બનાવ્યાં. રે જીવ૦ ૫
અકળ કળા વળી એમની, પાર કોઈ ન પામે;
વિવિધ વસ્તુ રચના મહી, ચાર ચિત્ત વિરામે. રે જીવ૦ ૬
અનુપમ ફળ મૂળ સ્વાદ તે, તુજ પોષણ કરવા;
આપ્યાં કૃપા કરી ઇશ્વરે, તાપ તનના ટળવા. રે જીવ૦ ૭

રાત દિવસ જે રક્ષણ કરે, સર્વ કાળ કૃપાથી;
એળખ એ અવિનાશીને, કરી અંમ ત્વરાથી. રે જીવ૦ ૮
અજર અમર એ આપ છે, અવની પતિ પોતે;
સૂક્ષમ દ્રઢ રૂપ જે ધરે, જ્ઞાન ચક્ષુથી જો તે. રે જીવ૦ ૯
સાક્ષાત છે સરવે સ્થળે, નથી તુજથી ન્યારો;
પોષેછે જે પૂરા પ્યારથી, વિશ્વને પાળનારો. રે જીવ૦ ૧૦
મેરૂ અને તૃણ જે કરે, સૂત્રધાર સ્વરૂપે;
સૃષ્ટીના જીવ અનૂપને, રાખે ના એક રૂપે. રે જીવ૦ ૧૧
વાણી અને મન કર્મથી' દ્રઢ વ્રત કર એનું;
જે થકી સુખ સિદ્ધી સાંપડે, મળે શુભ પદ તેનું. રે જીવ૦ ૧૨
જન્મ મરણ ભયથી બચી, મોક્ષ પદ પામવાને.
દુર્ગુણ દૂર વિદારી દે, જન્મ સફળ થવાને. રે જીવ૦ ૧૩
ગદ ગદ કંઠે સ્તુતી કરી, ભજ સૃષ્ટિનો સ્વામિ;
'કાન' પ્રપંચ દે પરહરી, પ્રભુ ચરણ પ્રણામી. રે જીવ૦ ૧૪

કા૦ વિ૦ ધ૦
ખંભાળિયા.



## चोपडी-चोपानीयाओनी पहोंच.

વાર્તિક સદ્બોધ રસરાજ! શું મોટું નામ! ખરે, એનો અર્થ શો હશે તે અમારાથી તો બરાબર સમજાઈ શકાતો નથી. આ ચોપાનીયાંનો નામ પ્રમાણેજ તેની અંદર પણ આડંબર ભારે જણાય છે. કાદંબરીનું ભાષાંતર પ્રસિદ્ધ થવાથી ગુજરાતી ભાષા ઉપર માઠી અસર થવાની દહેશત જે અમે પ્રથમ સૂચવેલી, તે હાલ ખરી પડતી જાયછે. આડંબરશૈલીજ અધૂરાઓને મોહ પમાડે છે, અને એવાનુંજ ભરણું હાલના ઘણાખરા નવા લખનારોમાં હોવાથી તેનો ચેપ કેટલાકને લાગે એમાં કાંઈ નવાઈ નથી. એ ચેપ આપોઆપજ થોડે વખતે તો ક્ષય થઈ જશે, કેમકે કૃત્રિમનું આવરદા ટુંકુંજ હોયછે. તે છતાં એમ થાય ત્યાં સુધી તો વિવેચકોનો ધર્મછે કે હોંશીલા લખનારને આ પવનપર ચડતાં અટકાવવાં.

આ ચોપાનીયાના કેટલાક લખનાર તો બાણભટ્ટ થઈ જવાનોજ વિચાર લઈ બેઠેલા જણાય છે. એનો પહેલો અંક અને તેમાં પણ તેનો પહેલો વિષય તો એવા સંસ્કૃતદંબીછે કે તેના લખનારને પણ તેનો અર્થ બરાબર સમજાવવો એ વખતે મુશ્કેલ થઈ પડે. ઠેકાણે ઠેકાણે સમજુતીનાં ટિપ્પણ આપવાં પડ્યાં છે. બીજા વિષયો એટલા અગમ્ય શૈલીના નહિ, તોપણ તેમાં આડંબર તો ખરોજ. આ ભાષાદોષની સાથે અર્થ રસમાં પણ ઘણાક વિષયો કચાશ ભરેલા માલમ પડેછે.

પિતાપુત્રધર્મદર્શક નાટક એમાં આવે છે તે ટાહેલાંથી ભરેલું છે એટલુંજ નહિ, પણ કોઈ કોઈ વખત ગલીચવર્ણનમાં ઉતરી પડે છે. રંગભૂમિના કર્તવ્યનો તો તે લખનારને સ્વપ્નામાં પણ ખ્યાલ હોય એમ લાગતું નથી. કષ્ટાતી બાઈડીને નાટકના તખ્તા ઉપરજ પુત્ર પ્રસવ થાયછે ! "પવિત્ર પ્રમદા" એવા મોટા ડાહ્યા ડમરા મથાળા હેઠે કેટલીક અધજણી, છકેલ, ને ટચાક સ્ત્રીઓનો બકવાદ આવે છે, અને જાણે સ્ત્રીઓને ભણાવવા ગણાવવાથી તેઓ એવીજ નીવડે સ્ત્રીઓને સ્વતંત્રતા હોય નહિ. એમજ સમજાવવાનો હેતુ હોય એમ જણાય છે. એમાં બે ચાર વાર ઉથલાવી ઉથલાવીને ખુલ્લું કહેવામાં આવ્યું છે કે સ્ત્રીઓના હકની વાત કરવા જે મૂર્ખ સુધારાવાળાઓ નીકળ્યા છે તેને કોઈ વખત બહુજ પસ્તાવું પડશે. આ પ્રમાણે આ લખાણ સુધારા વિરૂદ્ધ હોવાથીજ અમે અમે એને નાપસંદ કરીએ છીએ એમ નથી. ગંભીરાઈથી કોઈ પણ પક્ષનું લખાણ થએલું હોય તો તે વાંચવાને અમે હમેશાં ખુશી છઇએ. પણ અહિંયા તો "પવિત્ર પ્રમદા" થવા નીકળી છે તે સ્ત્રી વર્ગને પુરૂષની સમાન તો નહિજ, પણ સાથી કે પ્રધાન, કે મનુષ્ય રૂપે પણ ન માનતાં, પશુ જેવીજ છેક ઉતરતી જાતની છે એમ સ્પષ્ટશબ્દમાં સ્વીકાર કરે છે. આટલેથી પણ ન ધરાઈ એ "પવિત્ર પ્રમદા" (પ્રસન્નતાથી ખરેખર) અસ્વાભાવિક પ્રસન્ન થઈ એમ કહે છે કે "ઈંગ્રેજોમાં તો બનિગાર એ દોલજ ગણાતાં નથી! વગેરે.

બાગ નિબંધ રૂપેજ બે ત્રણ પાનાં એમાં અત્યાર સુધી આવ્યાં છે ત અર્નીતિમાન નહિ તો પણ એવાંજ નમાલાં અને વિશેષ એ કે ભાષાની

પેલાહયા ભરેલા છે. "કેટલાક પુરાણા પુરાણી પુરાણપર પેટ ભરવા પારકાને પુરાણા કરવા પગની પનોતી હતી નોતી કરે છે" "કેટલાક દોડીઆં લઈ કોડીયા ચોરવા વગેરેને વકરાવી બકરાની માફક દિનમાં દસવાર યજમાનને સાં ઓંઆ કરે છે" વગેરે. આથી તે બાપાની ગાંડાઈ શી વધારે હોઈ શકે! આ લખનારને એટલું પણ માલમ નથી કે ગદ્યમાં વર્ણ સગાઈ કે પ્રાસાનુપાસ એ હાસ્ય રસનેજ અર્થે હોઈ શકે છે, અને તે પણ બોલનારની ગાંડાઇનો વિચાર ઉત્પન્ન કરીને એવી વાણી તો વિદૂષક કે જે અડધ પાંસળીનો છું એમ બતાવી બધાના મનરંજન કરે છે તેન મોંડે કદાપિ શોભે, પણ ગંભીર ગ્રંથકારને એવા ચાળા શા. અને જો એમ કરે તો તે વિદૂષકના જેવાજ ગણેલો ગણાય એમાં શું આશ્ચર્ય!

વાર્તિક એટલે વિવેચન પ્રકરણમાં તો જાણવા લાયક ફક્ત લીંબડીવાળા પુરૂષોત્તમ કાહાનજી ગાંધીનો મિત્રતા વિષે નિબંધ છે તે બાબત કાંઈક વર્ણેક પૃષ્ટ લખ્યા છે તે છે; અને તે તો ન લખ્યાં હોત, તોજ વધારે રાૂડું એમ અમારે કહેવું પડે છે. એમાં વિવેચન નહિ, પણ "પ્રુફ" સુધારનારનું કંટાળા ભરેલું કામ કરેલું છે. ગયે વર્ષ "ત્રિમાસિક ટીકાકાર" નીકળતું હતું તેમાં જેમ સામાન્ય વિવેચન ન કરતાં જાણે તે ચોપડીનું શુદ્ધિપત્રક બનાવવા માંડ્યું હોય તેવો કઢંગી અને અશાસ્ત્રીય રૂપનું લખાણ આવતું હતું; તેવુંજ અહિંયાં જણાય છે.—અગર જો કલમ ફેર છે ખરો. આ રીત અમને બે કારણથી પસંદ નથી. પ્રથમ તો પાને પાનેની ભૂલો સુધારી બતાવવી એ વિવેચકનું કામ નથી. વિવેચન ગ્રંથકારને માટેજ નહિ, પણ આખી આલમને માટે છે.સામાન્યપણે તે ગ્રંથમાં શું છે અને તે કેવું છે એ વાંચનાર વર્ગને જણાવવું એજ વિવેચકનું મુખ્ય કામ છે. બીજું એવી ભૂલોનોજ સંગ્રહ કરી બતાવવાથી જાણે છિદ્ર ખોળવાંજ વિવેચકને ગમતા હોય એવા દેખાવ થઈ જાય છે.

સહોદરના સ્વાર્થીપણાની વાર્તાવિષે વિસ્તારથી અભિપ્રાય આપી ચૂક્યા છઇએ, પણ આં પ્રસંગે કેવું જોઇએ કે તે વિષય બીજાને મુકાબલે બહુજ સારી રીતે લખાએલો છે. બીજા પણ કેટલાક વિષય ઠીક છે, અને એમ છે તેથીજ તથા આ ચોપાનીયું સુધરી સારૂં થાય એવી આશાએ

અમે કાંઈ વિસ્તારથી તેની ખબર લીધી છે.

જ્ઞાનોદય, એ બરૂચની કોઈ જ્ઞાનોદય સભાની તર્ફથી ગયા એપ્રિલ માસથી નીકળવા લાગ્યું છે. ભાષા શુદ્ધ સરળ, તથા કાંઈક રસિક પણ કોઈ કોઈ ઠેકાણે ઉછળતી માલમ પડે છે. પોતાના નામને છાજે એવા ગંભીર વિષયો પસંદ કરવા ઉપર વધારે લક્ષ હવે પછી આપવામાં આવે તો સારૂં. ઢેલ ચિકિત્સા અને મુકરી જેવી બાબતો તો જ્ઞાનોદયમાં જોઇએ નહિજ. તે છતાં એ લખનારોનું ચાંચલ્ય આશાજનક છે. એના પૃષ્ટ ૧૨ તથા કિંમત વર્ષે ૧૦ આના છે.

ચંદ્રકાંત. એના ત્રણ અંક (ભાદરવા સુધીના) અમને મળ્યા છે. ત્યાર પછી આશોનો અંક ન આવતાં બીજા બે મહીનાનો ભેળો અંક આવ્યોછે. એમાં અસાધારણ એક નામ સિવાય બીજું તો કાંઈ જણાતું નથી. જ્ઞાન શક્તિના વિશેષ બંદોબસ્તવિના માત્ર બાબાના ડોળથીજ ચંદ્રકાંત થવાતું નથી. એમાંના એક લખનારની કલમ તો તેના સંસ્કૃતદંભથી ઉલટી કાંઈક કંટાળો આપેછે. તે છતાં એમાં સુધારો કરે તો એ ચોપાનીયું સારૂં થઈ શકે.

વિદ્યાર્થી એનો તો એક સપટેંબર માસનો પહેલો અંકજ અમને અત્યાર સુધીમાં મળ્યો છે. એમાં વિદ્યાર્થીઓને લગતાજ નાના નાના વિષયો ઠીક લખ્યા છે. પણ એક અંક ઉપરથી કાંઈ નિર્ધાર કહેવાય નહિ.

પવિત્ર પ્રબોધ નામ ઉપરથીજ કોઈ ધારી શકે તેમ એમાં શબ્દની ટાપટીપ સારી છે—વખતે હદની બહાર—કરેલી છે;—જેમ કે લાવણ્યને લાવણ્યમયી લખે છે. અર્થબળ તો મધ્યમજ છે, પણ એક અંક ઉપરથી કાંઈ કહી શકાય નહિ, કેમકે એનો પણ એક પહેલો અંક (આગષ્ટનો) જ અમારી ઉપર અત્યાર સુધીમાં આવ્યો છે.

ઈશ્વર પ્રાર્થના. સંવત ૧૯૪૧ ના કાર્તિક માસથી મુંબાઈના "જહોરી" ની તર્ફથી નીકળવા માંડી છે. એમાં ફક્ત પ્રાર્થનાની કવિતાઓજ મૂકવા ધારી છે. "જહોરી" ની બીજી કવિતાની પેઠે એમાં વિદ્વત્તા કે રસ તો કાંઈ ઝાઝો નથી, પણ તેની છેક સાદાઈ એજ હાલના આડંબરી સમાંમાં મનને કાંઈક આરામીયત આપે છે. એ કવિતાની કેટલીક રાહ રાગદારીની હોવાથી ગાયનના શોખીનને તે વધારે પસંદ પડશે. એના પૃષ્ટ ૧૨ ને કિંમત રૂ ૧) છે.

ધર્મદર્પણ, જે નવા હિંદુ વર્ષથી ભાવનગરમાંથી શ્રેઇ "સુબોધસાગર" મંડળીની તર્ફથી પ્રગટ થવા માંડ્યું છે તેનો ૧ લો અંક મળ્યો છે. ધર્મના વિષયને શોભે એવું ગાંભિર્ય તો અમને એમાં કાંઈ જણાતું નથી અને શૃંગાર રસના વર્ણન કે વાર્તાઓ તો એમાં છેકજ અનુચિત કહેવાય. મતલબ કે એ પણ બીજા છપાનીયાના જેવુંજ છે. તેથી નઠારૂં કે ઉતરતું છે એમ અમારો કહેવાનો હેતુ નથી, પણ નામ પ્રમાણે ગુણ રાખવા એ વધારે સારૂં છે. પૃષ્ટ ૧૨ અને કિંમત ફક્ત આના પાંચ.

મરહુમ મજમુનદાર મણિશંકર જટાશંકર કીકાણીના સ્મરણાર્થે શ્રી જુનાગઢમાં જે સભા મળેલી તેનો હેવાલ અમને મળ્યો છે. સભાને પ્રમુખ સ્થાને ત્યાંના દિવાન સાહેબ હરિદાસભાઈ બિરાજ્યા બાદ મરનાર ગૃહસ્થના પરમમિત્ર, સાથી, તથા નિકટના સંબંધી રા.રા. નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ બુચે એક લાંબુ ભાષણ વાંચી સંભળાવ્યું. પછી વલ્લભજી આચાર્યે ગુજરાતી તથા શાસ્ત્રી હરિદત્ત કરૂણાશંકરે સંસ્કૃત કવિતા વાંચી સંભળાવી તે સારી તથા કરૂણાત્મક છે. પછી માસ્તર મથુરાદાસ અમરતલાલ વગેરે એ મરનાર "નાગરમણિ" ના સમયાનુંસાર ઠીક ગુણાનુવાદ ગાયા.

ત્યાર પછી મણિશંકરભાઈના સ્મરણાર્થે ઉઘરાણું શરૂ થયું. એમાં આશરે દોઢેક હજાર રૂપિયા તે ક્ષણેજ ભરાઈ ગએલા જણાય છે. એજ અર્થે રાજકોટમાં રાજકુમાર કાલેજના મે. મેકનાગ્ટન સાહેબને બંગલે સભા મળેલી તેમાં ૩૦૦૦ રૂપિયા ભરાએલા સંભળાય છે, અને હજી તેમાં ઘણો વધારો થવાનો સંભવ છે.

નીચે લખેલાં પુસ્તકો અમને પોહોંચ્યાં છે અને તેમાં કેટલાંક કાંઇક વિસ્તારથી બોલવા જોગ છતાં જગાની સંકોચને લીધે હાલતો તે મોકલનારની જાણને સારૂ પોહોંચ્યાંછે એટલું કહીનેજ પતાવવું પડેછે.

પૃથિરાજ ચહુઆણ. બીજી આવૃતિ. રચનાર આત્મારામ કેશવજી દ્વિવેદી.

પ્રેમાનંદકૃત ચંદ્રહાસ આખ્યાન. પ્રાચીન કાવ્યનો અંક ૨ જો. પ્રગટ કરનાર રા. સા. હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા તથા નાથાશંકર પુજાશંકર શાસ્ત્રી.

પીટર ધિગ્રેટનું ચરિત્ર. સચિત્ર. બનાવનાર રા. ચુનીલાલ બાપુજી મોદી.
ફિરોજી ગાયન. બનાવનાર. ફિરોજશાહ રૂસ્તમજી બાટલી વાળા.
હુનરપોથી, અથવા ધંધાદારનો ભોમીઓ. બનાવનાર બરજોરજી શોરાબજી ચોકન છાપનાર.

આર્ય રમણીરત્ન. બનાવનાર શ્રી નારાયણ હેમચંદ્ર.
જુવાનસિંગ વિરહ. છપાવી પ્રસિદ્ધ કરેનાર દવે લક્ષ્મીશંકર કલ્યાણજી.
સત્યધર્મ દર્શક. પત્ર. બનાવનાર આમદ આરબ.
પતિવૃત્તા સ્ત્રી. ( ગુણસુંદરી ) રચનાર વિઠ્ઠલદાસ-ધનજીભાઈ.
ચંદ્રપ્રભા નાટક. ઉર્દુ. મિસ્તર ફેકુલશાજીનું ફાર્સ. ઠ. મુળજી હરખજી.
મુદ્રારાક્ષસ નાટક. ભાષાંતર કરેનાર સવાઈલાલ. વિ. છોટાલાલ વોહોરા
ગુજરાતી લેખનકળા. અંક ૧ લો. રચનાર આત્મારામ. સી. મહેતા.
વિજીયા વૈધવ્ય દુઃખ દર્શક નાટક. કવિ જેઠીંગભાઈ ત્રીકમદાસ પટેલ.
અકબર ચરિત્ર. રચનાર રાવસાહેબ મહીપતરામ રૂપરામ.

---

## सारसंग्रह.

**તીજોરીઓને આગમાં બળે નહિ શકે એવી બનાવવાની કળા.—** લોખંડની તીજોરી, ઘરેણાના ડાબડા, ઇત્યાદિને આગમાં બળી નહિ શકે એવાં બનાવવાની એક શોધ અમેરિકામાં થઈ છે. તે એ છે કે, તીજોરીઓ ઉપર, "મેગનીસો કાલસાઈટ".( Magneso calcite ) નામે એક રસાયણી મેળવણીનું પડ કરવાથી, તે આગમાં બળી નહિ જાય એવી બને છે. આ નવી મેળવણીનું તીજોરીઓ ઉપર પડ કરવાથી એ ફાયદા થાયછે. એકતો તીજોરીઓ આગથી બળતી બચે છે એટલુંજ નહિ પણ તેઓની ઉપર લગાડેલો રંગ પણ એ મેળવણીથી મજબૂત અને ટકી રહે એવા બને છે.

**દારૂથી શરીરની અંદરના ભાગો ઉપર થતી માઠી અસર—** દારૂથી માણસના શરીરના અંદરખાનેના ભાગો ઉપર કેવી અસર થાય છે તે ત-

પારખવા માટે સ્વીડનના બે ડાકટરોએ ડુક્કરો ઉપર કેટલાક અખતરા અજમાવી જોયા હતા. એ અખતરાઓ અજમાવા માટેનો ખરચ તેઓને એક માતબર ત્યાંના ગ્રહસ્થે આપ્યો હતો. તેઓએ પંદર ડુકરો ઉપર એ અખતરા અજમાવી જોયા. ડુક્કરોને તેઓએ બ્રાન્ડી, વીહીસકી ઈત્યાદી જૂદી જૂદી જાતના દારૂ પાઈ જોયા અને થોડા દિવસ એવી રીતે દારૂ પાયા પછી ડુક્કરોને મારી નાખીને ચીરી જોયાં.— સઘળા ડુક્કરોની શ્વાસ લેવાની નળી, ફેફસાં ઈત્યાદી બાગો ઉપર ફોલ્લાને મળતાં સફેદ ચાઠાં એક સરખીરીતે પડેલાં માલમ પડ્યાં. વળી એ ડુક્કરોને મારીને તેનું માંસ બજારમાં મોકલ્યું તો ત્યાં તેને દરદી ગોસ તરીકે પોલીસે વેચાતું અટકાવ્યું હતું.

આવીજ હાલત માણસના શરીરના અવયવોની પણ થતી હશે એમાં શો સંદેહ! દારૂડીઆઓ, કાંઈ ચેતો, ને વેળાસર તમારૂં દુર્બ્યસન છોડીદો.

**દુનિયાનાં મુખ્ય બંદરો**—લીવરપુલ, લંન્ડન, ગ્લાસગો અને ન્યુયાર્ક, એ ચાર બંદરો દુનિયામાં સર્વે બંદરોથી મોટાંછે, અને તેઓમાં લીવરપુલ, સર્વથી પહેલું આવેછે. લીવરપુલના બારામાંથી ગયા સાલમાં, સઘળો મળી ૨,૬ ૬૭, ૨૭૨ ટન માલ પસાર થયો હતો. લંન્ડનનું બંદર લીવરપુલથી બીજી પદવીએ આવે છે અને એ બંદરથી ગયાં સાલમાં ૨,૩ ૩૦, ૬૮૮ ટન માલ પસાર થયો હતો. ગ્લાસગો બંદરથી એ સાલમાં, ૧,૪૩૨, ૬૪ ટન અને ન્યુયાર્કથી ૧,૧૭૩, ૬૭૬ ટન માલ પસાર થયો હતો.

**ખડી શાકર બનાવવાનો સંચો.**—જેવા જોઈયે તેવા આકારના ખડી શાકરના તૈયાર કકડા બનાવવાનો એક સંચો હાલમાં પારીસ ખાતેના એક કારખાનાવાળાએ શોધી કહાડ્યો છે. એ સંચામાં એવી ગોઠવણ કરવામાં આવીછે કે, તેમાં શાકરનો શીરો કરીને રેડવાથી થોડા વખતમાં તે શીરો બંધાય છે, અને તેના સફાઈદાર કકડા થઈને બાહાર નીકળે છે.

**વરાળની મદદથી આગ હોલવવાની ગોઠવણ.**—આગ હોલવવાના કામમાં વરાળની મદદ લેવાની સૂચના આજ ઘણા વખત થયાં વિદ્વાનો તરફથી થાયછે; અને બરલીનના એક કારખાનામાં એ સૂચના મુજબનો અખતરો ફતેહમંદથી અજમાવી જોવામાં આવ્યો છે. એ કારખાનું સ્ટીલપેન બનાવવાનું છે; અને ત્યાં વારેઘડીયે સ્ટીલપેનનાં બાકડાના નવા રંગેલાં હો-

લડરો જે ઓરડામાં મૂકવામાં આવે છે તેમાં આગ લાગ્યા કરે છે. એ એ ઓરડામાં મજકુર અખતરો અજમાવી જોવામાં આવ્યો હતો. કારખાનાના બાઇલર સાથે જોડેલી ત્રણ પત્રાની નળીઓના છેડા એક ઓરડામાં ગોઠવવામાં આવ્યા હતા; અને નળીઓનાં મોડા ઉપર કલાઈ તથા સીસાની ભેગી મેળવણીનું એક ઢાંકણ કરવામાં આવ્યું હતું. એ મેળવણીનું પડ પીગળી જઇને નળીનાં મોંડાં ખૂલાં થાય તથા તેમાંનો બાફ એકદમ બાહાર નીકળી ઓરડામાં ફેલાય. આ ગોઠવણ કર્યાં પછી થોડાજ દિવસમાં પેલા ઓરડામાં આગ લાગી પણ સહેજવારમાં બુજાઇ ગઈ; કેમકે આગમચથી ધાર્યું હતું તેમ પેલી નળીઓના મોંડાં આગની ગરમીથી ખુલાં થવાં અને તેમાંનો બાફ બહાર નીકળવાથી આગ બૂજાઈ ગઈ હતી. મીલો અને કારખાનાંઓ માટે આ ગોઠવણ ઘણી બંધ બેસ્તી છે અને તે ત્યાં લાગુ પડવાની ગોઠવણ થવી જોઇએ.

મરણવયની સરાસરી આજ લગણમાં મરણ પામેલા માણસોની ઉમરની સરાસરી ૨૮ વરસની આવે છે, દુનિઆની વસ્તિનો અડધો ભાગ ૭ વરસ લગીની ઉમરમાં મરણ પામેછે. અને દુનિયાની વસ્તિનો ચોથો ભાગ ૧૭ વરસની ઉમરની અંદર મરણ પામે છે, એક હજારે એકજ માણસ સો વરસનીઉમરનું થાય છે. સેંકડે ૭ માણસો પચાસ વર્ષની ઉમરે પહોંચે છે. દર ૫૦૦ માણસે એક માણસ ૮૦ વરસનું થાય છે.



## सरकारी जाहेर खबर.

### સરકારી નોકરીની પરીક્ષા.

એ બાબત ગયે મહીને જે જાહેરખબર છપાઈ છે તેમાં કેટલાકને શક પડવાથી ખુલાસો કરવાનો કે ઉમેદવારની મરજી ઉપર રાખેલો વિષય તે કાલ્પનિક માપણીનોજ છે. હમેશ માફક આરોગ્યવિદ્યાની પરીક્ષા તો સઘળાને અલબત્ત આપવી પડશેજ.

રાજકોટ.
તા. ૧-૨-૮૫.

નવલરામ લક્ષ્મીરામ.
એડિટર. ગુજરાતશાળાપત્ર.

પ્રાંતકચ્છની અંગ્રેજી તથા ગૂજરાતી નિશાળોના રા. માસ્તરો તથા મેહેતાજીઓ તરફ

નિશાળની ફી રા. વહીવટદાર, થાણદાર કે પુને રા. સ્કૂલ માસ્તરો તરફથી દર મહીને ભરવામાં આવે છે. તેની કેટલાક સ્થાનિક અધીકારીઓ તરફથી ડુપ્લીકેટ પહોંચ એટલે એક અસલ અને બીજી સહી વાલી નકલ મળવામાં વાંધો આવવાથી રા. રા. રેવીન્યુ કમીશનર સાહેબને લખતાં ફી ભર્યાની તેઓ બે પોહોચો આપે એવો આ લગતનો તેમના તરફ સરક્યુલર નં. ૬૩ વાળો કરવામાં આવ્યો; તો તમારે તે પ્રમાણે ફી ભર્યાની બે પોહોંચો લઈ એક પોતાને દફતરે રાખી બીજી આંહી મોકલવી. તા. ૧૫-૧-૮૫ પોશ વદી ૧૪ થી ૧૯૪૧ ભુજ.

(દ.) દલપતરામ પ્રાણજીવન.

એજ્યુકેશનલ ઈનસ્પેક્ટર કચ્છ.

કચ્છ પ્રાંતના રા. વહિવટદારો તથા થાણદારો તરફ સરક્યુલર.

રા. રા. કેળવણી ખાતાના ઈન્સ્પેક્ટર સાહેબ તરફથી વારંવાર એવું લખાણ આવે છે કે બધી જગાએ મેહેતાજીઓને ફી ભરણાની ડુપ્લીકેટ પહોંચ મળતી નથી માટે એક સરખો નિયમ રહે એટલા માટે લખવામાં આવે છે કે—સ્કૂલના મેહેતાજીઓ ફી તાલુકા ત્રિજોરીએ કે ધ્રુ પાસે ભરે તેની બે પહોંચો તેમને આપવી. તેમાંની એક અસલ તથા બીજી ઉપર "ડુપ્લીકેટ" આ શબ્દ લખવો એ પ્રમાણે ધ્રુઓ પણ કરે માટે તેમના તર્ફ પણ લખી બંદોબસ્ત કરવો.

પોસ સુદ ૧૦ ૧૯૪૧. (દ) છોટમલાલ શીવજી.

મુ. રતનાળ. રેવીન્યુ કમીસ્તર. પ્રાં. કચ્છ.

જા. નં. ૬૬૮ સને ૧૮૮૪-૮૫.

મારી. ગૂજરાતશાળાપત્રના મેહેરબાન એડીટર સાહેબ તરફ ગોહિલવાડ પ્રાંતના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તરફથી.

સલામ સાથે મોકલવાની એવી જે કાઠીઆવાડ પ્રાંતના મેહેરબાન.

આસિસ્ટંટ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ બહાદૂરના આવક નંબરે ૧૧૨૪ તા. ૨૫-૨-૮૪ ના હુકમથી નીચેની જાહેરખબર ગૂજરાતશાળાપત્રમાં છપાવવા કૃપા કરશો.

"સીહોર કપોળ જ્ઞાતીના આગેવાન ગૃહસ્થો પોતાનાં બાળકોને કેળવણી આપવા ફંડ ઉભું કરેછે એવું જાણી પોતાની જ્ઞાતીના જે છોકરા માહીમાં ભણતા હોય તેમને એક વરસના અભ્યાસ સારૂ પુસ્તકો પૂરાં પાડવાના હેતુથી મુંબઇના એક કપોળ ગૃહસ્થે પોતાનું નામ ઠામ જણાવ્યા વગર રૂ. ૬૦)ની રકમ કપોળ કેળવણી ફંડના સેક્રેટરી આજમ જાદવજી મહાવજી જે તેજ ગામના તાલુકા માસ્તર છે તેમને મોકલાવી છે વળી સેક્રેટરી મજકુર પોતાના પર તે ગૃહસ્થ તરફથી આવેલા પત્ર પરથી અનુમાન કરેછે કે દર વરસે તેઓ આ મુજબ આપ્યા કરશે"

બીજા લોકો પોતાની નાતના છોકરાઓને કેળવણી આપવા આ દાખલો લેશે એવી આશા છે તા. ૧૭-૧૨-૮૪ મુ. મહુવા.

(દ.) દોલતરામ મણિરામ.
ડે. એજ્યુ. ઇન્સ્પેક્ટર ગોહીલવાડ પ્રાંત.



## निशाळोनां इनामपत्रक.

જા. નં. ૭૬૧ સને ૧૮૮૪-૮૫

સલામ,—નીચેની હકીકત આપના પત્રમાં વેળાસર પ્રગટ કરવા મેહેરબાની કરશોઃ—

'તા. ૨૭-૧૨-૮૪ ને રોજ કચ્છના દીવાન, દીવાન બહાદૂર મણિભાઇ જશભાઈ, જુનાગઢ સંસ્થાન દીવાન મિ. હરિદાસ વિહારિદાસ તથા સંસ્થાન મજકુરના કેળવણી દફતરના સેક્રેટરી સાહેબ, આજમ અમરજી આણંદજી સાથે જુનાગઢ બાડીબીબી કન્યાશાળામાં પધાર્યા હતા. ક્યાઓનિ ન્યાવીનિ, ગરબીઓ ગવરાવીનિ તથા ભરત કામ જોઇને સંતોષ પામ્યા. ફોને રૂ. ૩૦નાં ઓઢણાં, રૂમાલ, મીઠાઈ વગેરેનું ઇનામ આપ્યું અને રજા ઢર તપાસ્યું હતું.' તા. ૧૨-૧-૮૫ મુ. ગાગળ.

## બગસરા તાલુકા સ્કૂલના નવા મકાનનું વાસ્તુ અને મે. સ્કોટ સાહેબનું પધારવું.

અત્રેની નિશાળને માટે બગસરાના આ. બાગદારોએ રૂ૭૧૨૫ નું નવું સુશોભિત મકાન તૈયાર કરાવી આપ્યું તેના વાસ્તુની ક્રિયા થાણદાર સાહેબ આજમ પરમાનંદદાસ હરજીવનદાસ, મેનેજર સા. આ. રેવાશંકર અંબાશંકર, રા. ગણેશ માંડણજી, રા. જેશંકર ગોનજી, વગેરે કારભારી હસ્તક ૩૦૦ માણસોના મેલાવડા સાથે તા. ૧૬-૧૦-૮૪ ના રોજ થઈ. આ ક્રિયા નિમિત્તે ૩૭૦ અત્રેના આ. ભાગદારો તરફથી ખરચાયા જેમાંથી ૩૨૫-૦-૦ ના મગજના લાડુ, ૩૩-૪-૦ ની ફટાકીઆની પેટીઓ, નિશાળીઆઓમાં વેંચી; ૨૨૫-૦-૦ એક અજાચક અશકત શખ્સને બક્ષીશ આપ્યા; ૧૧૨-૦-૦ મેહેતાજી તથા આસિસ્ટંટોને પાઘડીના આપ્યા અને બાકીની રકમની વાસ્તુ વખતે મળેલ મંડળમાં મીઠાઈ, પાન, સોપારી વગેરે વેંચવામાં આવ્યાં. ઇનામ વેંચવાનું કામ થયા પછી આ૦ પરમાનંદદાસે અને આ૦ તા૦ સ્કૂ૦ માસ્તરે ભાષણ કરીને હાલના રાજ્યનો અને આવા સુકાર્યમાં બગસરાના આ૦ બાગદારોએ સારી સખાવત કરી માટે તેમનો ઉપકાર માન્યો. ક્રિયાને અંતે મિ૦ આત્મારામ નથુરામે ઇશ્વરપ્રાર્થના માળામાંથી શ્રોતાઓને શ્રવણ કરાવ્યા પછી સકળ સમાજ હર્ષથી છુટો પડ્યો હતો.

પ્રાંત સોરઠના નામદાર આસિ૦ પો૦ એ૦ મે૦ સ્કોટસાહેબનું અત્રે મુકામ થતાં અહીંઆંની નિશાળની પરીક્ષા તા. ૭-૧૧-૮૪ના રોજ લેઈ બગસરાના આ૦ ભાગદારો તર્ફનું રૂ. ૩૬-૭-૯ નું તથા બીલખાના બાગદાર આ૦ કાળા વાળા તરફનું રૂ. ૪૦-૦-૦નું ઇનામ મીસીસસ્કોટના હાથથી અપાવ્યું. પ્રથમથી નિશાળના મકાનમાં બગસરાના આ૦ ભાગદારો, આ૦ કાળાવાળા, ચીરસ્તેદાર આ૦ મહાશંકર, આ૦ પરમાનંદદાસ, આ૦ રેવાશંકર, આ૦ ડાકટર, અત્રેનુ કારભારી મંડળ, રા૦ હેમચંદ આ૦ કાળાવાળાના કામદાર, મહાજન વગેરે ૨૦૦ માણસોનો મેલાવડો થયો હતો.

પાંચ વાગ્યાને સુમારે કર્નલ સ્કોટસાહેબ મંડમસાહેબ સાથે નિશાળમાં પધાર્યા હતા અને પાંચમા ધોરણના નિશાળીઆઓને તપાસી મીસીસસ્કોટે પોતાના હાથથી રૂા. ૫૪-૧૫-૫ ની ચોપડીઓ તથા રૂમાલ, રૂ. ૧૦-૦-૦ ની મીઠાઈ નિશાળીઆઓને વેંચી; રૂ. ૬-૮-૦ની પાઘડી મેહેતાજીને તથા રૂ. ૩-૯-૦ ની પાઘડી આસિસ્ટંટોને આપી. બાદ તાલુકદાર તર્ફથી ફૂલના હાર આ૦ મહાશંકરભાઇએ સાહેબ મોસુફ અને મડમસાહેબને પેહેરાવ્યાં; પછી સભામાં ફુલના ગજરા, અત્તર, ગુલાબજળ, પાન અને સોપારી વગેરે વેંચાણા. સાહેબ મહેરબાને નિશાળમાં પધારવાની તસ્દી લઈ નિશાળીઆઓને, મેહેતાજીને અને આસિસ્ટંટોને યોગ્ય ઉત્તેજન આપ્યું માટે મેહેતાજી મયારામે સાહેબ મોસુફનો તથા મડમસાહેબનો ઉપકાર માન્યો એટલે ખુશીની તાળી સાથે સર્વ મંડળ હીપ, હીપ, હીપ, હુર્‌રરેના હર્ષ ભર્યા શબ્દો સાથે છુટું પડ્યું.

તા. ૧૧-૧-૮૫ મુ. ચોતળ. (ઈં.) ગણપતરામ અનુપરામ.

ડે. એ. ઈ. પ્રાં. સો.

(પાછલ પૃષ્ટ ૨૨ મે થી.)

પ્રાં. ઝાલાવાડ.

ધ્રાંગધ્રા કંન્યાશાળા—મે. રાજસા. તથા સ્ટેટ સાહેબે રૂ ૩૧-૧૫-૦ નિ સાકર તથા ચુંદડીયો વહેંચી. ટીબાવાળા ગોહેલ કરણસિંહજી માનસિંહજીએ રૂ૧-૭-૦ ની ચોપડીયો તથા કાગળ તથા મી. કૃષ્ણારાવ સાહેબ તાપી નદીની રેલની ગરબાવળી રૂ૦ાા ની કુલ રૂ૩૩-૧૪-૦—હળવદ કંન્યાશાળા. દવે ગોવિંદજી હરજીવને રૂ૨-૧૦-૦ ચોપડીયો તથા સાકર વહેંચી—મહીકા. સ્ટેટ તર્ફથી રૂ૨) સાકર મેહેરબાન વેકશીનેટર ખાતાના સાહેબે રૂ૧) મેસરીયા વહીવટદાર રૂ૦ા ગામલોકે રૂ૦ાા કારકુન મહાશંકરે રૂ૦ા ગામના પટેલીયાએ રૂ૦ા કુલ રૂ૫ાં લીંબડી નં. ૨—જીવણભાઈ રેવર્ષવાસિ થવાથી રૂ૭) સુખડી છોકરાઓએ વહેંચી—શુંજાર. ગામલોકો તર્ફથી રૂ૦ાા મીઠાઈ—લખ્તર—શેઠ. હરગોવિંદ મોતીચંદે પોતના ભા ભત્રીજાને ત્યાં પુત્રનો જન્મ થવાથી રૂ૧) મીઠાઈ—કરમદ. રાણાશ્રી દાદુભા બાપુભાએ વાર્ષિક પરીક્ષા વખત રૂ૧) મીઠાઈ—મુળી. કોઠારી ભાઈચંદ દેવકરણે પો-

તાના દીકરાને નિશાળે બેસાડી ૨૦ા સાકર વહેંચી—ધામા. માજી કામદાર સાહેબ સોમચંદભાઇએ ૩૨) પતાસાં વહેંચ્યાં—આંડીપા. વાર્ષીક પરીક્ષા વખત ભાગદારો તરફથી ૩૦ા સાકર—ધ્રાંગધ્રાકન્યાશાળા. રા. દેશગરાત રામચંદ્રે પોતાની દીકરી તા. બત્રીજાને નિશાળે બેસાડી ૩૧) મીઠાઈ—માલણીયાદ. પોલીસ પટેલ મયાશંકર જગજીવને પોતાની બદલી થતાં ૨૧ા ચોપડીયો તથા ખજુર વ્હેંચ્યું—રંગપૂર મે. વહીવટદાર સા. ૩૧) પતાસાં તથા રાણાશ્રી કેસરીસીંહજીને ત્યાં પુત્રનો જન્મ થવાથી ૩૧) પતાસાં—પાણશીણા. મહેરબાન લીંબડી દરબારના ભાઈ ઉમેદસિંહજીએ ૩૨) ચોપડીયો તથા ૩૧) મીઠાઈ કુલ ૩૩) હડાળા—મહેરબાન લીંબડી ઠાકોર સાહેબના ભાઈ વજ્રસિંહજીએ ૩૨) મીઠાઈ—બલોળ. લીંબડીદરબારના ભાએ નિશાળમાં પધારી ૩૨) ચોપડીયો તથા ૩૧) મીઠાઈ—પાણશીણા કન્યાશાળા. મે. લીંબડીદરબારના ભાઇએ ૩૨) ચોપડીયો ૩૧) મીઠાઈ કુલ ૩૩) લસ્કર—કલકત્તાના રહીશ રાવળ જાદવરામ હરીરામે ૩૧) મીઠાઈ. રવાના તા–૨૫–૧–૮૪

(ઇંગ્રેજી સહી.) કૃષ્ણલાલ ગોવિંદલાલ.
ડે. એ. ઈ. પ્રાં. ઝાલાવાડ.

મહીકાંઠા પાલણપુર.

ઈ. આ. નં. ૩૦૦.

૧૦–૧–૮૪.

ઈડર—કન્યાશાળામાં છોકરીઓને બાર મહિના પાણી પાવાની પરબ રાખવાનો ખરચ દર સાલના ૨૨ા ઇડરના પોતદાર ગોસાઈ મોહનગરજી અનોપગરજી પોતાની પદરથી હમેશાં આપવાને ખુશી આપીછે. રવાના તા. ૧૯–૧૨–૮૩ સદરહુ મોહનગરજીના મૂનિમ વર્ધમાન બહેચર આવા લોકો ઉપયોગી કામમાં વારંવાર સારી ઉલટ બતાવતા જોઈ અમે ખુશી થયા છઈએ. આશા છે કે તેઓ હમેશાં આવા કામને ઉત્તેજન ને વાસ્તે પોતાની ઉલટ જારી રાખશે. તા–૧૦–૧–૮૪.

(ઈંગ્રેજી સહી.) જેવચ્છરામ સતવચરામ.
ડે. એ. ઈ. પ્રાં. મહીકાંઠા. પા.

## પ્રાં. ગોહીલવાડ.

### ૧૧૨૧.

ભાવનગર કંન્યાશાળા.—પારેખ. કલ્યાણ ખોડા રૂ૦ાા સાકર મેતા. પરમાણંદ દુલભ. રૂ૧ા સાકર—વડલા કંન્યાશાળા. મીસ્રી. રામજી રૂ૦ાા પતાસાં—ખુંટવડા. વસરામ ગોવરધન રૂ૦ા સાકર—રાજુલા. રા. પરમાણંદદાદ ઓધવજી રૂ૧) સાકર—ચુડલ. મહાજનલોકોએ રૂ૩ાા ની મીઠાઈ વહેંચી—મોંડલી. મુખી અરજણ વાઘા રૂ૦ા પટેલ. વાઘજી રામજી રૂ૦ા પટેલ કાળા આંબા. રૂ૦ા ઠકર નસ્તા દેવરાજ રૂ૦ા અને બીજા ત્રણ ગ્રહસ્થો તરફથી રૂ૦ાા કુલ રૂ૧ાા સાકર તથા પતાસાં વહેંચ્યાં—કુંડલા કંન્યાશાળા. ભાવનગરના મહેરબાન નામદાર દરબારશ્રીનાં તરફથી રૂ ૨-૧૨-૯ ચોપડીઓ રૂ ૭-૩-૩ ચુંદડીઓ કુલ રૂ૧૦) નું ઈનામ વહેંચ્યું—નીંગણવદર. સોની દાના નરશી રૂ૦ાા મીઠાઈ—હણોલ. મહેતાજી હરજીવન રામજી રૂ૦ા મીઠાઈ—ગઢડા કંન્યાશાળા. નામદાર દરબારશ્રીએ રૂ૫) ની સ્લેટો, ચોપડીઓ ને મીઠાઈ વહેંચી—જીંઝોડા. પટેલ કાળા નારણ રૂ૦ા મહેતાજી બાઈશંકર વજેરામ રૂ૦ા પટેલ. લવા વેલા રૂ૦ા કુલ રૂ૦ાાા નું ઈનામ વહેંચ્યું—વળા. સ્ટેટ તરફથી રૂ૧૦) મીઠાઈ રૂ૨) મીઠાઈ કુલ રૂ૧૨) ગુજરાતી, અંગ્રેજી, કંન્યાશાળા, નાઈટ સ્કુલમાં વહેંચી—હળીયાદ. મેતા લીલાધરદાસ હરખચંદ રૂ૦-૧૩-૯ ગરીબના છોકરાને સ્લેટ ચોપડીઓ રૂ૦-૬-૩ કપડું એક આંધળા છોકરાને રૂ૦ાા મીઠાઈ કુલ રૂ૧ાાા લાઠી— મે. માણેકલાલ બાધાભાઈ રૂ૧) પેંડા—ભૂમલી. છબીલ કલ્યાણ રૂ૦ાા મીઠાઈ—મહુવા. માહાજનલોકો રૂ૧૦ાાા છોકરાઓને ચોપડીઓ રૂ૧૦) મીઠાઈ ઈંગ્રેજીસ્કુલ, તાલુકાસ્કુલ. નંબર ૨ જો, ને કંન્યાશાળા રૂ૫) પાઘડી મે. જાઈલ્સસાહેબ રૂબરૂ કુલ રૂ૨૫ાાા મહુવા નંબર ૨ જો—માહાજનલોકોએ રૂ૦ા છોકરાને ચોપડીઓ રૂ૪) મહેતાજીને પાઘડી મે. જાઈલ્સસાહેબ રૂબરૂ મીઆં સાહેબ રૂ૧૦) મીઠાઈ—મહુવા. અંગ્રેજી માહાજન લોકો. રૂ૨-૨-૮ ચોપડીઓ રૂ૧૦) હેડ માસ્તરને મે. જાઈલ્સસાહેબની રૂબરૂ રૂ૦ા પહેલા આસિસ્ટંટ પીતાંબરદાસ ગોવિંદદાસ રૂ૦ા બી. આ. દેવશંકર કુલ રૂ૫૦-૨-૮ રાજુલા.—મહાજનલોકો રૂ૨) મીઠાઈ—ઢસસાર. મેતા. પીતાંબર લીલા. રૂ૦ા મીઠાઈ.—

(અપૂર્ણ.)

# પાંજરાપોળ.

૧ લા ભાગમાં ઘોડાને થતાં બીમારીઓ ૧૦૦, તથા તેના ઈલાજ ૨૦૦, અને ૨ જા ભાગમાં બળદ, ગાય, ભેંસ વગેરેને જે જે રોગ થાય છે તે, તથા તેના ઉપાય, વિગતવાર દર્શાવ્યા છે. ઔષધો દેશી અને ઝટ મળી આવે તેવીજ લખી છે. અંગ્રેજી, ફારસી, ઉર્દૂ, વગેરે ગ્રંથોમાંથી શુદ્ધ અને સહેલી ગુજરાતીમાં તર્જુમો કર્યો છે. એ થોડી મુદતમાં બહાર પડશે. શીળી વગેરેમાં હજારો પશુઓ મરી જાય છે; અને ઘોડાની દવામાં વર્ષે રૂ ૧)થી વધારે ખરચ કરવોજ પડે છે; એ સૌ જાણે છે. ગરીબ ખેડુ વગેરે લઈ શકે, અને દયાળુ રાજા, ઠાકોર, શાહુકાર વગેરે ૫૦—૭૫ નકલો લઈ, દાન તરીકે આપી શકે, તેટલા માટે કીમત સોંઘી રાખી છે; એટલે ૭ આના ને પોસ્ટેજ ૧ આનો; ૨ થી ૯ સુધીનું પોસ્ટેજ અર્ધું; અને ૯ થી વધારેનું નહીં. ધર્મનું કામ જાણી સુજ્ઞ વાંચનારા બીજા લોકોને ઉત્તેજન આપશોજ.

(સરનામું)

મુન્શી સૈયદ અમીરઅલી મશ્હુદી.

અંકલેશ્વર જિલ્લે ભરૂચ.

—❧—

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER

MARCH 1885.

પુસ્તક ૨૪ મું. માર્ચ. ૧૮૮૫. અંક ૩ જો.

મીઠાઈ બહુ મીઠું તુજ નામ તેમ છે કામ;-
કરે જતે મન હોંશથી, ખરી જોતી ધરી હામ

અનુક્રમણિકા પૃષ્ટ


અંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ... ૪૯
એક પ્રાચીન વિદ્યાલયનો અપૂર્વ મહીમા... ૫૩
શીક્ષણની પૃથક પદ્ધતિ ... ૫૬
સારી નરસી નારી વિષે... ૬૦
ચર્ચાપત્ર... ૬૩
સારસંગ્રહ... ૬૩
સરકારી જાહેરખબરો... ૬૬
નિશાળોનાં ઇનામ પત્રક... ૬૬


CONTENTS.


A short History of the English Nation ... 49
An Ancient College of India .. 53
The Individual system of teaching .. 56
Verses on Female Education... 60
Correspondence addressed to the Editor ... 63
Pickings from the Press .. 63
Departmental Notificaions ... 66
Lists of *Prizes* distributed in Schools .. 66.





(કેળવણી ખાતાના હુકમથી)

अमदावादमां

ખામાની હવેલીપાસે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું

મૂલ્ય { (૧૨) વરસનો આગાઉથી. } ટપાલ ખર્ચ
{ (૦)= છુટક એક અંકના } જુદું.

गूजरातशाळापत्र.

પુસ્તક ૨૪ મું. માર્ચ. સન ૧૮૮૫. અંક ૩ જો.

# इंग्रेजलोकनो संक्षिप्त इतिहास.

(આગળ પાને ૭૦થી ચાલુ.)

હોલાંડ સાથે લડાઈ તો એના ખૂદ કારભારીમંડળને પણ પસંદ હતી નહિ; અને તેઓ તન મનથી મેહેનત કરે નહિ ત્યાં સુધી પાર્લામેંટની મંજુરી મળવાની તો આશાજ શી ! માટે એ કારભારીઓને પોતાના તર્ફ ખેંચી લેવા એણે જુક્તિઓ કરવા માંડી. તેમાં હાલ કેટલાક પ્રેસ્બિટેરિયનો હતા, તેમને ધર્મ છૂટની એણે લાલચ બતાવી. ધર્મછૂટ તમામ લોકને આપવા તો મૂળથીજ એને મરજી હતી, પણ કાથોલિક ઉપર ધર્મબળાત્કાર ચલાવવાનો જુસ્સો હજી દેશમાં એટલો બધો હતો, કે પ્રેસ્બિટેરિયનોએ પોતે જુલમ ખમવો કબુલ કર્યો, પણ કાથોલિક ઉપરથી એ જુલમ દૂર થાય એવી સામાન્ય છૂટ લેવા તેમણે ચોખ્ખી ના પાડી. તેથી હવે રાજાએ હારી એ લોકને કહ્યું કે, લો જો તમે મારૂં કહ્યું કરો, તો કાથોલિકને બાદ કરી તમનેજ ધર્મની છૂટ આપવા હું તૈયાર છું. આ સાંભળી તેઓ લલચાયા, અને ત્રિરાજ્યસંધિમાં તો સ્પેનને મદદ કરવી એટલુંજ બંધન છે એમ કહીને હોલાંડ સાથ લડાઈનો ઢંઢેરો બહાર પાડવા દીધો. ઈ. સ. ૧૬૭૨.

વલંદા સાથની આ બીજી લડાઈમાં તો ચાર્લ્સની આરમાર કે લશ્કરે કોઈ પણ ભારે પરાક્રમ કર્યું જણાતું નથી. આ લડાઈમાં જાણવા, વખાણવા, અને સદા યાદ રાખવા જોગ તો એ છે, કે હોલાંડ સરખા એક

નાનકડા મુલકે ફ્રાન્સ જેવા મોટા ને જબરદસ્ત રાજ્યના હુમલાની સામા પોતાનો બચાવ કેવી ખૂબીથી કર્યો. આ હુમલો વળી કેવળ એકાએક ને અણચિંતવ્યો હતો. ફ્રેંચના ટોળેટોળાં એકદમ રાઇન નદી ઓળંગી હાલાંડ પર ઉતરી પડ્યાં, અને પ્રગણાપર પ્રગણાં સર કરતાં એકાએક આમ્સ્ટર્ડામ સુધી ચડી આવ્યાં. આ હુમલો લુઇના સઘળા બુદ્ધિ-કૌશલ્ય બળથી રચાયેલો તથા ચલાવાલો હતો, ત્યારે હાલાંડ બિચારૂં ધણીકે ધોરી વિનાનું હતું.

આ નાના મુલકમાં અનેક નાનાં નાનાં પ્રજાસત્તાક રાજ્યો હતાં; પ્રજાસત્તાક રાજ્ય હજારઇચ્છુ ને હજાર મતનું હોવાથી, અચાનક લડાઇને પ્રસંગે હમેશાંજ તે પાછા પડેછે, તો અહિંયાતો આવા અનેક રાજ્યોએ એકતંતે રહી સાર્વજનિક કામ કરવા માટે જે સામાન્ય રાજતંત્ર બાંધેલો હતો તેમાં પણ હાલ ભારે સડો પેઠેલો હતો. આ તંત્રના પ્રમુખપણા ઉપર કુળ પરંપરાનો હકતો કોઇને નહોતો, પણ ઓરેંજના રાણા ઘણીવાર એ કામપર નીમાતા, અને સ્પેનની ઝુંસરી તળેથી નીકળી હાલાંડના પ્રજાસત્તાક રાજ્યો અસ્તિમાં આવ્યાં તે વેળા પણ મોટો અગ્રણી ત્યાંનોજ એક રાણો હતો. પાછળથી આ એકની સત્તા તોડી તે પોતાના હાથમાં લેવા થોડાક આગળ પડતા નગરશેઠો ફાવી ગયા, અને હાલના રાણાનો બાપ બાત્રીસ વર્ષ પર મૂઓ ત્યારથી તો એ શેઠીયામાંનોજ કોઈ પ્રમુખપણા પર નીમાતો હતો. આ રીતે આ રાજ્ય રાજા કે પ્રજાનું ટળી, થોડાક ખાનદાન શેઠીયાનુંજ થઈ રહ્યું. આવું રાજ્ય લશ્કર કે બીજા લોકોને જરાપણ ગમતું નહિ, અને રાજ્યવાળાઓના પરસ્પરના કુસંપથી સાર્વજનિક કામમાં બહુ ખલેલ પહોંચતી.

આટલું છતાં લોકો જાતે ખરેખરા દેશભક્ત ને સિપાહ બહાદૂર હોવાથી, આવા સજ્જ હુમલામાંથી પણ શરતની સાથે બચી ગયા. તેમણે હમણાં જોયું કે આતો આપણી જન્મભૂમિ પારકાના હાથમાં ચાલીજે, અને એમ જોતાંની સાથેજ તેઓ દાંત કકડાવીને ઉઠ્યા, અને પછી દેશભક્તિના ચમત્કારિક બળે આપોઆપ તેમને બિન મસલતે એક મસલતના તથા બિન કાયદે પૂરા કાયદી બનાવી દીધા. તેઓ પ્રથમતો પેલા નગરશેઠીયાઓ ઉપર તૂટી પડ્યા, અને તેમાં ડીવીટ નામે રાજતંત્રનો જે હાલ પ્રમુખ હતો તેનાતો તેની કચેરી ઉપર ચડી જઈ ત્યાંના ત્યાંજ ટૂકડે ટૂકડા કરી

નાંખ્યા. ડીવીટ મહા ડાહ્યો, સદ્ગુણી, ને કુશળ રાજ્ય કારભારી હતો. એનો વાંક માત્ર હાલ એજ હતો કે તે રાણાના હકનો સામાવાળીયો હતો, તથા આ આપત્કાળમાં એણે લુઇને નમી જઈ સલાહ કરવાનો વિચાર આપ્યો હતો. બને પક્ષનાં બળાબળ જોતાં કોઈ પણ શાણું માણસ આ વખત એવીજ સલાહ આપત, અને એતો નિશ્ચય છે કે ડીવીટની દાનત શુદ્ધ તથા દેશને લાભ કરવાનીજ હતી. પણ પ્રજાપ્રકોપ જેવા પ્રલયકાળને સમે સંસારનું સામાન્ય શાણપણ કે ન્યાયનીતિએ જઈ તે ઠેકાણે કાંઈ અજબ એલજ ચાલે છે. શેઠવર્ગના લાંબા જુલમનું ફળ આ નિરપરાધી ડીવીટે ભોગવ્યું, અને એનું અનુભવી વિચારવંત ડહાપણ કુદરતના ઉન્મત્ત સાહસની આગળ પરિણામે ગાંડું ઠર્યું. આવા સમયોજ સાબીત કરી આપે છે કે સ્વાર્થી ગણત્રી ભર્યા ડહાપણ કરતાં ઊંચી સદ્ગુણી લાગણીના કૃત્યોજ જગતમાં પર્યંતે સુખદાતા છે. આવે સમેજ સત્યમેવ જયતિ એ વાક્યની પ્રતીતિ સઘળાને પડે છે. નહિતો ક્યાં બિચારૂં હોલાંડ અને ક્યાં પેલું સર્વ બળ સંપન્ન ફ્રાન્સ! જો હોલાંડની કુમકે સ્પેન હતું, તો એ સ્પેનને તેની પરમોન્નતિ કાળેજ હરાવનાર ઈંગ્લાંડ શત્રુપક્ષનેજ સામિલ હતું, અને તે છતાં પણ વલંદાઓનું સ્વાતંત્ર્ય જળવાયું તેનું કારણ એજ કે તેમની સ્વાતંત્ર્ય ભક્તિ સાચી ને સર્વાર્પણ કરે એવી ઊંચી હતી.

આ પ્રમાણે આખા દેશમાં સ્વાતંત્ર્ય ભક્તિ પ્રજ્વલિત કરવાનો ઘણો ખરો જશ આરેંજના તરૂણ રાણા વિલિયમને છે, જે હજી માત્ર ૨૨ વર્ષનોજ, પણ મહા ધીરવીર ને ડરેલપણામાં મોટાને પણ હઠાવે એવો હતો. એ પોતાના સ્વાર્થનેજ માટે બહાર પડ્યો હતો એમ નથી. એ દેખાવમાં ઠંડો અને છેકજ થોડા બોલો હતો, પણ એના અંતરમાં તિવ્ર લાગણીઓ નિરંતર સ્થાયી થઇનેજ વસેલી હતી. દેશભક્તિ એની શુદ્ધ, સાચી, ને અગાધ હતી. એને ડગાવવા લુઈ તથા ચાર્લ્સ (જે એનો સગો મામો થાય) તેણે ઘણી ઘણી લાલચો બતાવી, પણ એણે તે તિરસ્કારથી જરા કાને પણ ધરી નહિ. એને સમજાવતાં ઇંગ્રેજી એલચી એક વાર "તમે જુઓછો કે તમારો દેશ પાયમાલીએ તો પોહોંચી ચૂક્યો છે." એમ કહી કાંઈ કહેવા જતો હતો કે ટપ એ પોતાની શાંત પણ રેસગર્ભિત રૂપે બોલી ઉઠ્યો કે "મારા દેશને

પાયમાલીએ પહોંચેલો જોનાર તો હું કદીપણ નથીજ, અને તેનો ઉપાય સહેલછે કે શત્રુની સામા લડતાં લડતાં છેક છેલ્લી ખાડી સુધી આવી પહોંચીશું ત્યારે તુર્તજ ત્યાં હું કપાઈને મરીશ." રાજસભામાં ભાષણ આપતી વેળા એક સમે તે સ્વતંત્રતાની લહેરે એટલો ચડી ગયો કે એણે કહ્યું "ધારોકે આપણા સઘળા પ્રયત્નો નિષ્ફળ ગયા, અને દેશ શત્રુને હાથ ગયો, તો પણ શું આપણે ગુલામીની હાલતમાં રહીશું? આપણે દરીયાનાજો રાજાજ છઈએ, અને તમામ વસ્તીને ભરી ચાહીએ ત્યાં લઈ જવાય એટલાં વહાણો આપણી પાસે તૈયાર છે. માટે મારી દરખ્વાસ્ત એછે કે જો સઘળા પ્રયત્નો કર્યા છતાં પણ આપણાથી અહિંમાં સ્વતંત્ર રહી શકાય નહિ, તો વાહાણો ભરી આપણે બે લાખ માણસે હિંદીમહાસાગર માંહેલા મસાલાના વિસ્તીર્ણ બેટોમાં જઈ વસવું, અને ત્યાં આપણે આમસ્ટર્ડમને લીડન જેવાં તો અનેક શહેરો જોત જોતામાં ઉભા કરી લઈશું"

સ્વતંત્રતાની આવી ઉત્તંગ કલ્પના ઉઠાવનારો પુરૂષ સ્વતંત્રતાને માટે મરણીયા થએલા જનસમૂહનો સર્વમાન્ય અગ્રણી થઈ પડે એમાં કાંઈ નવાઈ નથી. તેમણે એને પ્રમુખપદ આપ્યું કે તેની સાથેજ, આ લડાઇની સઘળી બાજી ફેરવાઈ જવા લાગી શિયાળો આવવાથી લડાઈ બંધ પડી, અને આ ધાધરી મહેતલનો એણે સારામાં સારો ઉપયોગ કર્યો. આ મુદ્દતમાં તો આખો દેશ શત્રુની સામે લડવાને સજ્જ થઈ રહ્યો, અને લડાઈ ઉઘડતાંજ એણે એક એવું કામ કર્યું કે તે જોઈ લુઈ બચકિત થઈ ગયો. વાંચનારને ખબર હશે કે હાલાંડ દેશની ઘણીખરી જમીન દરીયાની સપાટીથી કાંઈક નીચી છે; અને વચમાં ઉંચી જગાઓ ઉપર શહેર વસેલાં છે. તેમાં દરીયાનું પાણી પેસી ન જાય તે માટે ઠેકાણે ઠેકાણે બાંધ બાંધી લીધા છે. જો આ બાંધ ન હોય તો હાલાંડના ઘણા ભાગમાં દરીઓ દરીઓજ થઈ રહે.

ફ્રેંચ સરદારોના સાંભળવામાંતો આવ્યું હતું ખરૂંકે વલંદાઓ છેલ્લા ઉપાય દાખલ આ બાંધ તોડી પાડી આપણને ડુબાવીજ મારવાનો વિચાર કરેછે, પણ તેમણે વિચાર્યું કે આવાં લાખો રૂપિયાનાં આટલાં બધાં કામ તે શું એ લોક કદી પણ ઘડીમાં ધૂળ મેળવવાના હતા? એમને ખબર

નહોતી કે સ્વતંત્રતાને ચાહાનારો દેશસ્વતંત્રતાની આગળ કુબેરની સમૃદ્ધિને પણ ખુશીથી લુટાવી દેવા તૈયાર થાયછે વલંદા લોકે વિલિયમની સલાહ ઉપરથી તેમજ કીધું, રાતોરાત એકઠા મળી આ બધા બાંધને તોડી નાંખ્યા; અને ફ્રેંચ લશ્કર સવારે ઉઠી જોયછે તો ચોતર્ફથી પાણી પેઠાના સમાચાર આવવા લાગ્યા. હવેતો ઉભી પૂછડીએ નાસવું એ સિવાય બીજી કાંઈ પણ બચવાની તેમને આશા રહી નહિ.

આ લશ્કર કેવી રીતે નાઠું, તેનો વલંદાઓએ કેવી રીતે કેડો લીધો, અને પર્યંતે આ લડાઇનું છેવટ શું આવ્યું, એ બધી બાબતો મનોરંજક તથાપિ ઇંગ્લાંડનાં ઇતિહાસ સાથે કાંઈ સંબંધ ધરાવનારી ન હોવાથી તે અત્રે લખાય નહિ, અને આટલું લખવાનું પણ કારણ એ છે, કે આ વિલિયમ આગળ જતાં ચાર્લ્સના ભાઇની કુંવરી વેરે પરણી તથા ત્યાર પછી ઇંગ્લાંડની ગાદીપર આવી અહિયાંના સો સો વરસથી કથળેલા રાજતંત્રને ઠેકાણે આણનાર છે.

એ સંબંધી આ સ્થળે કહેવાનું એટલુંજ બાકીછે, કે ચાર્લ્સની તર્ફથી એ લડાઈ મોળી મોળી ચાલતી હતી, તે ડહાપણથી એણે વલંદાઓ પાસેથી સારૂ નાણું કઢાવી ઈ.સ. ૧૬૭૪ માં સામટીજ બંધ કરી. આ લડાઇ બંધ કરવાનું મુખ્ય કારણ તો એ હતું કે ઇંગ્લાંડમાં ધર્મની છૂટનું એણે જાહેરનામું કાઢ્યું હતું તેથી લોકે ત્યાં એવો ધમરોળ મચાવી મેલ્યો હતો કે તે તર્ફજ એણે હાલ પોતાનું સઘળું ધ્યાન આપવું જોઇએ એમ થઈ રહ્યું હતું.



## एक प्राचीन विद्यालयनो अपूर्व महीमा.

ઇસવીસનની છઠી સદી ગઇછે. અપૂર્વ ઉત્સવ, વિપુલ સંપત્તિ લઇને સાતમી સદી એ ભરતખંડમાં પ્રવેશ કર્યોછે. એ સમયે ભારતનો હાલના જેવો મલિન વેશ નહોતો, દીનતા હીનતાનો આવેશ નહોતો, શોકનો ઉચ્છવાસ, નિરાશાનો આર્તનાદ, કંગાલતાની કરાળ છાયા કંઈજ નહોતી. એ સમયે ભારત પ્રફુલ્લ, સ્વાધીનતાના બળમાં બલવાન, ધન-સંપત્તિના મહિમામાં ગૌર-

વાન્વિત હતું. એ સમયે આર્ય-કીર્તિ પૂર્ણતા પામી હતી. આર્ય-સભ્યતાથી જગતમાં અતુલ્ય દર્શન-શાસ્ત્રની સૃષ્ટિ કરી હતી, મનોહર કવિતા-વલ્લીના ઉપર મધુમય કુસુમવિકાશ પામ્યાં હતાં, મહારાજ હર્ષવર્દ્ધન શિલાદિત્યના શાસન-મહિમાથી ભારતભૂમિ વિપુલ સંપત્તિ-શાલિની થઈ હતી; મહારાજ રાજ મહાવીર પુલકેશના વીરત્વથી ભારતની વીરત્વ-કીર્તિ ઉજ્જ્વલતર થઈ પડી હતી, અને નલિંદમાં ભારતીની અપૂર્વ પૂજાથી ભારતનો ગૌરવ ચોતર્ફ પસરેલો હતો.

નલિન્દામાં વેદમાતા ભારતીની આ પૂજા ભારતની એક પ્રધાન કીર્તિ છે. નલિન્દા ગયાની પાસે છે. કોઈ કોઈ હાલના બડગામને પ્રાચીન નાલંદા કહીને નિર્દેશ કરેછે. ગમે તેમ હો નાલંદા બૌદ્ધોનું પરમ પવિત્ર તીર્થસ્થાન જાણીને પ્રસિદ્ધ છે. કહેવામાં આવે છે કે, એ સ્થાનમાં એક આંબાનો બગીચો હતો. કોઈ ધનાઢ્ય વણિકે એ બુદ્ધને આપ્યો. બુદ્ધએ આંબાના બગીચામાં કેટલોક કાલ રહ્યો હતો. કાલ-સહકારે એ સ્થાનમાં એક વિદ્યાલય સ્થાપન થઈ ભિન્ન ભિન્ન સમયના ધર્મ-પરાયણ બૌદ્ધ ભૂપતિયોની દાનશીલતાથી ક્રમે ક્રમે એ વિદ્યા મંદીર સંપ્રસારિત અને ઉન્નત થઈ ઉઠ્યું. નાલન્દાનું વિદ્યા મંદિર એ સમયે સમગ્ર ભારત વર્ષમાં સર્વ પ્રધાન બૌદ્ધ વિદ્યાલય જાણીને પ્રસિદ્ધ હતું. બૌદ્ધોના અઢાર ભિન્ન ભિન્ન દલના દશ હજાર શ્રમણ અહીંયાં રહીને ધર્મશાસ્ત્ર, ન્યાય, દર્શન, વિજ્ઞાન, ગણિત, સાહિત્ય, અને ચિકિત્સાદિ વિદ્યા આલોચના કરતા. મનોહર વૃક્ષવાટિકામાં આ મહા પરિશોભિત હતી. છ ચાર માળાની હવેલીમાં શિક્ષાર્થી ગણ રહેતા. ભિન્ન ભિન્ન વિષયમાં ઉપદેશ આપવાને માટે એક શો ઓરડા હતા. એ સિવાય શાસ્ત્રોને પરસ્પર સંમિલનને માટે વચમાં ઘણાક મોટા મોટા ઓરડા સુસજ્જિત હતા. મહારાજ શિલાદિત્ય શિક્ષક અને શિક્ષાર્થીયોને ખાવાનું, પેહેરવાનું અને ઓષધાદિનું સર્વ ખર્ચ આપતો. નગરની ગડબડ અહીંઆં શાંતિભંગ કરતી નહોતી. સંસારિક પ્રલોભન એઓની પવિત્રતા વિનષ્ટ કરવાને સમર્થ થતી નહોતી. શિક્ષાર્થિયો આ પવિત્ર શાંતિ-નિકેતનમાં પ્રશાંત ભાવે શાસ્ત્ર-ચિંતામાં રહેતા. નાલન્દાનું પવિત્ર વિદ્યાલય કેવળ બાહારની ખુબસુરતીનેજ માટે પ્રસિદ્ધ નહોતી. અભ્યંતરીણ સૌન્દર્યમાં પણ એને વિશેષ ખ્યાતિ મેળ-

થી હતી. એના શિક્ષકો જ્ઞાનમાં અને અભિજ્ઞતામાં પ્રસિદ્ધ હતા. અને એના શિક્ષાર્થિયોએ શાસ્ત્રાલોચના અને શાસ્ત્ર-ચિંતામાં પ્રતિપત્તિનો સંચય કર્યો હતો. એ પ્રસિદ્ધ વિદ્યા-મંદિરના પ્રધાન અધ્યાપકનું નામ શીલભદ્ર હતું. એ કેવળ વયમાં વૃદ્ધ હતો એટલુંજ પણ શાસ્ત્રજ્ઞાન પણ વૃદ્ધ મણીને સાધારણોની આગળ સંમાનિત હતો. સર્વ શાસ્ત્ર એના આયત્ત હતા. અસાધારણ ધર્મપરતાથી, અસાધારણ દૂરદર્શિતાથી અને અસાધારણ અભિજ્ઞતાથી એ વયોવાન પુરૂષને નાલંદાની પવિત્ર વિદ્યાલયમાં અલંકૃત કર્યો હતો.

ચીનનો પ્રસિદ્ધ મુસાફર હિઉએનૃથસાડ્ એ સમયે ભારત વર્ષમાં આવ્યો હતો. તે ભારતીની આ લીલા ભૂમિમાં જવાને નિમંત્રિત થયો. હિઉએનથ્સડ્ વિનમ્રભાવે નિમંત્રણ ગ્રહણ કરીને નાલંદામાં આવ્યો. વિદ્યાલયમ પ્રવેશ સમયે બધો જ્ઞાન-વૃદ્ધ શ્રમણ પોતાના પ્રસિદ્ધ અતિથિને યથોચિત માનની સાથે લીધો. એના પછવાડે ઘણા-બૌદ્ધ, કોઇએ રેશમી છત્રી પકડીને, કોઇએ નિશાન ઉડાવીને, કોઇએ ગંભીર સ્વરથી અતિથિની પ્રસંશા ગીતિ ગાઇને તેને સેકડો ગુણે મહીમાન કરી મૂક્યો એવા આદર અને સંમાનની સાથે લઇને હિઉએનૃથ સડ્ વિદ્યાલયના અધ્યક્ષની આગળ આવ્યો. શીલભદ્ર વેદી ઉપર બેઠો હતો, હિઉએનૃથસડ્ વેદીની સામે આવીને વિનય નમ્રતાની સાથે વયોવાન પુરૂષને અભિવાદન કર્યો. ત્યારથી હિઉએનૃથસડ્ શીલભદ્રની શિષ્ય-શ્રેણીમાં દાખલ થયો. જે ચીન સામ્રાજ્યમાં સર્વ પ્રધાન તત્વવિત્ જાણીને પૂજિત થયો હતો, દેશ વિદેશમાં પરિભ્રમણ કરીને નાના વિષયમાં અભિજ્ઞતા મેળવી હતી, સાધારણમાં જેની લોકાતીત જ્ઞાન-ગરિમાની આગળ અવનત-મસ્તક થતા, તે આજ જ્ઞાન-સંચય કરવાને વાસ્તે ભારતીની આ પવિત્ર લીલા-ભૂમિમાં ભારતના આ અભિજ્ઞ પુરૂષનો શિષ્ય થયો. ભારતનો આ માહાત્મ્ય આજે કોણ સમજશે?-વૈદેશિક-સભ્યતા-પંકજ ભૂમિમાં કોણ આજ આ આર્ય-કીર્તિનું ગુણગાન કરશે?-વિદ્યાલયનો એક ઉત્કૃષ્ટ ઓરડો હિઉએનૃથસડને આપવામાં આવ્યો. દશ માણસ તેના અનુચર અને બે શ્રમણ રોજ તેની સેવાને માટે નિયુક્ત થયા. મહારાજ શિલાદિત્યે તેના સર્વ ખર્ચનો ભાર લીધો. હિઉએનૃથસડ્ સર્વનો આદરણીય થઇને પાંચ વર્ષ સુધી નાલન્દાની વિદ્યાલયમાં રહ્યો. પાંચ વર્ષ સુધી મહા

પ્રત શીલભદ્રના પાદ-મૂલમાં બેસીને પાણિનિનું વ્યાકરણ, ત્રિપિટક અને બ્રાહ્મણોના સમુદય શાસ્ત્ર અધ્યયન કરીને, અભિજ્ઞતા મેળવી. હાલ આ પવિત્ર-વિદ્યા-મંદીરનો પૂર્વતન સૌન્દર્ય નથી. કાળના કઠોર આક્રમણથી વિદેશીય અધિપત્યના પ્રભાવથી ભારતીની આ લીલાભૂમિ હાલ ભગ્ન દશામાં પડી છે.



## શિક્ષણની પ્રથક્ પદ્ધતિ.

અમે પહેલાં શિક્ષણ વિષે ઘણું લખી ચૂક્યા છઈએ. થોડાંક વર્ષ ઉપર ફાઉલરકૃત શિક્ષાપદ્ધતિનો તમામ સાર સરળ તથા સૌથી સમજાય એવી ભાષામાં આપ્યો હતો. ત્યારપછી વાંચનાદિ વિષયો કેમ શીખવવા તે વિસ્તારથી બતાવી ગયા છઈએ. તે છતાં શિક્ષણનો વિષય ખૂટે એમ નથી. એમાં ઘણું ઘણું કહેવાનું તથા જાણવાનું છે. એ શાસ્ત્રનો વિષય એવા અગત્યનો છે કે તે ઉપર ભણાવવાનો ધંદો કરનારાઓએ તો અસુરા ધ્યાન હમેશાંજ આપવું જોઇએ, અને તેમાં જેટલી આળસ રાખે છે તે પ્રમાણેજ તેના પરિશ્રમનું ફળ ઓછું થાય છે.

ફાઉલરનો સાર આપતી વેળા તેમાં "શિક્ષણવિચાર" ન હોવાથી તે બાબત અમારી તરફથી દશબાર લીટી લખીનેજ સંતોષ પામ્યા હતા, પણ હાલ તે વિષે કાંઈ વિસ્તારથી બોલવા માગીએ છઈએ. ત્યાં એમ કહ્યું છે કે "શિક્ષણવિચાર" ના બે મુખ્ય પ્રકાર છેઃ—પ્રથક શિક્ષણવિચાર, અને સમૂહ શિક્ષણવિચાર. એકજ છોકરાને એકજ વખતે જે ભણાવવું પૂછવું વગેરે તેને પ્રથકશિક્ષણ કહે છે. ઘેરની કેળવણીમાં તો અલબત્ત પ્રથકશિક્ષણ શિવાય બીજો વિચારજ રહેતો નથી. તોપણ ઘેરની કેળવણી એજ કાંઈ પ્રથકશિક્ષણ નથી. નિશાળમાં પણ તે હોઈ શકે છે, અને તેનાજ લાભાલાભનું તોલન કરવા અમે આજ ધારીએ છઈએ. અત્રે એનું લાંબુ નામ છોડીને અમે માત્ર એને પ્રથક્ પદ્ધતિજ કહીશું.

પ્રથક્ પદ્ધતિનું સ્વરૂપ, તે નિશાળમાં વપરાતી હોય, ત્યારે આ પ્રમાણે છે. એવી નિશાળ ઓરડાબંધી નહિ, પણ એક પુષ્કળ લાંબી પહોળી શાળાજ હોય છે, અને હોવી પણ તેમજ જોઇએ. એવી શાળામાં એક ઊંચે




પુસ્તક ૨૪ મું. માર્ચ. સન ૧૮૮૫. અંક ૩ જો.

## इंग्रेजलोकनो संक्षिप्त इतिहास.

(સાંધણ પાને ૩૦ થી ચાલુ.)

હોલાંડ સાથે લડાઈ તો એના ખૂદ કારભારીમંડળને પણ પસંદ હતી નહિ; અને તેઓ તન મનથી મેહેનત કરે નહિ ત્યાં સુધી પાર્લામેંટની મંજુરી મળવાની તો આશાજ શી ! માટે એ કારભારીઓને પોતાની તર્ફે એંચી લેવા એણે જુક્તિઓ કરવા માંડી. તેમાં હાલ કેટલાક પ્રેસ્બિટેરિયનો હતા, તેમને ધર્મ છૂટની એણે લાલચ બતાવી. ધર્મછૂટ તમામ લોકને આપવા તો મૂળથીજ એને મર્જી હતી, પણ કાથોલિક ઉપર ધર્મબળાત્કાર ચલાવવાનો જુસ્સો હજી દેશમાં એટલો બધો હતો, કે પ્રેસ્બિટેરિયનોએ પોતે જુલમ ખમવો કબુલ કર્યો, પણ કાથોલિક ઉપરથી એ જુલમ દૂર થાય એવી સામાન્ય છૂટ લેવા તેમણે ચોખી ના પાડી. તેથી હવે રાજાએ હારી એ લોકને કહ્યું કે, લો જો તમે મારૂં કહ્યું કરો, તો કાથોલિકને બાદ કરી તમનેજ ધર્મની છૂટ આપવા હું તૈયાર છું. આ સાંભળી તેઓ લલચાયા, અને ત્રિરાજ્ય સંધિમાં તો સ્પેનને મદદ કરવી એટલુંજ બંધનછે એમ કહીને હાલાંડ સાથ લડાઇનો ઢંઢેરો બહાર પાડવા દીધો. ઇ. સ. ૧૬૭૨.

વલંદા સાથની આ બીજી લડાઇમાં તો ચાર્લ્સની આરમાર કે લશ્કરે કાંઈ પણ ભારે પરાક્રમ કર્યું જણાતું નથી. આ લડાઇમાં જાણવા, વખાણવા, અને સદા યાદ રાખવા જોગ તો એ છે, કે હોલાંડ સરખા એક

નાનકડા મુલકે ફ્રાન્સ જેવા મોટા ને જબરદસ્ત રાજ્યના હુમલાની સામે પોતાનો બચાવ કેવી ખૂબીથી કર્યો. આ હુમલો વળી કેવળ એકાએક ને અણચિંતવ્યો હતો. ફ્રેંચના ટોળેટોળાં એકદમ રાઇન નદી ઓળંગી હાલાંડ પર ઉતરી પડ્યાં, અને પ્રગણાપર પ્રગણા સર કરતાં એકાએક આમ્સ્ટર્ડમ સુધી ચડી આવ્યાં. આ હુમલો લુઇના સઘળા બુદ્ધિ-કૌશલ્ય બળથી રચાયો તથા ચલાવાતો હતો, ત્યારે હાલાંડ બિચારૂં ધણીકે ધોરી વિનાનું હતું.

આ નાના મુલકમાં અનેક નાનાં નાનાં પ્રજાસત્તાક રાજ્યો હતાં; પ્રજાસત્તા રાજ્ય હજારહાથુ ને હજાર મતનું હોવાથી, અચાનક લડાઇને પ્રસંગે હમેશાંજ તે પાછળ પડેછે, તો અહિંયાતો આવા અનેક રાજ્યોએ એકતંતે રહી સાર્વજનિક કામ કરવા માટે જે સામાન્ય રાજતંત્ર બાંધેલો હતો તેમાં પણ હાલ બારે સાંધા પેઠેલો હતો. આ તંત્રના પ્રમુખપણા ઉપર કુળ પરંપરાનો હકતો કોઇને નહોતો, પણ ઓરેંજના રાણા ઘણીવાર એ કામપર નીમાતા, અને સ્પેનની ઝુંસરી તળેથી નીકળી હાલાંડના પ્રજાસત્તાક રાજ્યો અસ્તિમાં આવ્યાં તે વેળા પણ મોટો અગ્રણી ત્યાંનોજ એક રાણા હતો. પાછળથી આ એકની સત્તા તોડી તે પોતાના હાથમાં લેવા થોડાક આગળ પડતા નગરશેઠો ફાવી ગયા, અને હાલના રાણાનો બાપ બાવીસ વર્ષ પર મૂઓ ત્યારથી તો એ શેઠીયામાંનોજ કોઈ પ્રમુખપણા પર નીમાતો હતો. આ રીતે આ રાજ્ય રાજા કે પ્રજાનું ટળી, થોડાક ખાનદાન શેઠીયાનુંજ થઈ રહ્યું. આવું રાજ્ય લશ્કર કે બીજા લોકને જરાપણ ગમતું નહિ, અને રાજ્યવાળાઓના પરસ્પરના કુસંપથી સાર્વજનિક કામમાં બહુ ખલેલ પહોંચતી.

આટલું છતાં લોકો જાતે ખરેખરા દેશભક્ત ને સિપાહ બહાદૂર હોવાથી, આવા સખ્ત હુમલામાંથી પણ શરતની સાથે બચી ગયા. તેમણે હમણાં જોયું કે આતો આપણી જન્મભૂમિ પારકાના હાથમાં ચાલીજો, અને એમ જોતાંની સાથેજ તેઓ દાંત કકડાવીને ઉઠ્યા, અને પછી દેશભક્તિના ચમત્કારિક બળે આપોઆપ તેમને બિન મસલતે એક મસલતના તથા બિન કવાયદે પૂરા કવાયદી બનાવી દીધા. તેઓ પ્રથમતો પેલા નગરશેઠીયાઓ ઉપર તૂટી પડ્યા, અને તેમાં ડીવીટ નામે રાજતંત્રનો જે હાલ પ્રમુખ હતો તેનાંનો તેની કચેરી ઉપર ચડી જઈ ત્યાંના ત્યાંજ ટૂકડે ટૂકડા કરી

નાંખ્યા. ડીવીટ મહા ડાહ્યો, સદગુણી, ને કુશળ રાજ્ય કારભારી હતો. એનો વાંક માત્ર હાલ એજ હતો કે તે રાણાના હકનો સામાવાળીયો હતો, તથા આ આપત્કાળમાં એણે લુઇને નમી જઈ સલાહ કરવાનો વિચાર આપ્યો હતો. બને પક્ષનાં બળાબળ જોતાં કોઈ પણ શાણું માણસ આ વખત એવીજ સલાહ આપત, અને એતો નિશ્ચય છે કે ડીવીટની દાનત શુદ્ધ તથા દેશને લાભ કરવાનીજ હતી. પણ પ્રજાપ્રકોપ જેવા પ્રલયકાળને સમે સંસારનું સામાન્ય શાણપણ કે ન્યાયનીતિઓ જઈ તે ઠેકાણે કાંઈ અજબ એલજ ચાલે છે. ઘેટવર્ગના લાંબા જુલમનું ફળ આ નિરપરાધી ડીવીટે ભોગવ્યું, અને એનું અનુભવી વિચારવંત ડહાપણ કુદરતના ઉન્મત્ત સાહસની આગળ પરિણામે ગાંડું ઠર્યું. આવા સમયોજ સાબીત કરી આપે છે કે સ્વાર્થી ગણત્રી ભર્યા ડહાપણ કરતાં ઉંચી સદ્ગુણી લાગણીના કૃત્યોજ જગતમાં પર્યંતે સુખદાતા છે. આવે સમેજ સત્યમેવ જયતિ એ વાક્યની પ્રતીતિ સઘળાને પડે છે. નહિતો ક્યાં બિચારૂં હોલાંડ અને ક્યાં પેલું સર્વ બળ સંપન્ન ફ્રાન્સ! જો હોલાંડની કુમકે સ્પેન હતું, તો એ સ્પેનને તેની પરમોન્નતિ કાળેજ હરાવનાર ઇંગ્લાંડ શત્રુપક્ષનેજ સામિલ હતું, અને તે છતાં પણ વલંદાઓનું સ્વાતંત્ર્ય જળવાયું તેનું કારણ એજ કે તેમની સ્વાતંત્ર્ય ભક્તિ સાચી ને સર્વાર્પણ કરે એવી ઉંચી હતી.

આ પ્રમાણે આખા દેશમાં સ્વાતંત્ર્ય ભક્તિ પ્રજવલિત કરવામાં ઘણો ખરો જશ આરેંજના તરૂણ રાણા વિલિયમને છે, જે હજી માત્ર ૨૨ વર્ષનોજ, પણ મહા ધીરવીર ને ઠરેલપણામાં મોટાને પણ હઠાવે એવો હતો. એ પોતાના સ્વાર્થનેજ માટે બહાર પડ્યો હતો એમ નથી. એ દેખાવમાં ઠંડો અને છેકજ થોડા બોલો હતો, પણ એના અંતરમાં તિવ્ર લાગણીઓ નિરંતર સ્થાયી થઇનેજ વસેલી હતી. દેશભક્તિ એની શુદ્ધ, સાચી, ને અગાધ હતી. એને ડગાવવા લુઈ તથા ચાર્લ્સ (જે એનો સગો મામો થાય) તેણે ઘણી ઘણી લાલચો બતાવી, પણ એણે તે તિરસ્કારથી જરા કાને પણ ધરી નહિ. એને સમજાવતાં ઇંગ્રેજી એલચી એક વાર "તમે જુઓછો કે તમારો દેશ પાયમાલીએ તો પહોંચી ચૂક્યો છે." એમ કહી કાંઈ કહેવા જતો હતો કે ટપ એ પોતાની શાંત પણ રોષગર્ભિત ઢબે બોલી ઉઠ્યો કે "મારા દેશને

પાયમાલીએ પહોંચેલો જોનાર તો હું કદીપણ નથીજ, અને તેનો ઉપાય સહેલ કે શત્રુની સામા લડતાં લડતાં છેક છેલ્લી ખાડી સુધી આવી પહોંગીશું સ મુર્તજ ત્યાં હું કપાઇને મરીશ." રાજસભામાં બાપણ આપતી વેળા એ સમે તે સ્વતંત્રતાની લહેરે એટલો ચડી ગયો કે એણે કહ્યું "ધારો કે આ પણા સઘળા પ્રયત્નો નિષ્ફળ ગયા, અને દેશ શત્રુને હાથ ગયો, તો પણ આપણે ગુલામીની હાલતમાં રહીશું ! આપણે દરીયાનાતો રાજા છઈએ અને તમામ વસ્તીને ભરી ચાહીએ ત્યાં લઈ જવાય એટલાં વહાણો આપ પાસે તૈયાર છે. માટે મારી દરખાસ્ત એછે કે જો સઘળા પ્રયત્નો કર્યા છ પણ આપણાથી અહિંયાં સ્વતંત્ર રહી શકાય નહિ, તો વાહાણો ભરી આ ણે બે લાખ માણસે હિંદીમહાસાગર માંહેલા મસાલાના વિસ્તીર્ણ બેટો જઈ વસવું, અને ત્યાં આપણે આમસ્ટર્ડમને લીડન જેવાં તો અને શેહેરો જોત જોતામાં ઉભા કરી લઇશું"

સ્વતંત્રતાની આવી ઉત્તુંગ કલ્પના ઉઠાવનારો પુરૂષ સ્વતંત્રતાને મ મરણીયા થએલા જનસમૂહનો સર્વમાન્ય અગ્રણી થઈ પડે એમાં કાં નવાઈ નથી. તેમણે એને પ્રમુખપદ આપ્યું કે તેની સાથેજ, આ લડાઇ સઘળી બાજી ફેરવાઈ જવા લાગી શિયાળો આવવાથી લડાઈ બંધ પ અને આ મધરી મહેતલનો એણે સારામાં સારો ઉપયોગ કર્યો. આ મુ તમાં તો આખો દેશ શત્રુની સામે લડવાને સજ્જ થઈ રહ્યો, અને લડ ઉઘડતાંજ એણે એક એવું કામ કર્યું કે તે જોઈ લુઈ ભયભિત થઈ ગયં વાંચનારને ખબર હશે કે હાલાંડ દેશની ઘણીખરી જમીન દરીયાની સપ ટીથી કાંઈક નીચી છે; અને વચમાં ઉંચી જગાઓ ઉપર શેહેર વસેલાં છે તેમાં દરીયાનું પાણી પેસી ન જાય તે માટે ઠેકાણે ઠેકાણે બાંધ બાંધી લ ધા છે. જો આ બાંધ ન હોય તો હાલાંડનો ઘણા ભાગમાં દરીઓ દર રોજ થઈ રહે.

ફ્રેંચ સરદારોના સાંભળવામાંતો આવ્યું હતું ખરૂંકે વલંદાઓ છે ઉપાય દાખલ આ બાંધ તોડી પાડી આપણને ડુબાવીજ મારવાનો વિચ કરેછે, પણ તેમણે વિચાર્યું કે આવાં લાખો રૂપિયાના આટલાં બધાં કો ત શું એ લોક કદી પણ ઘડીમાં ધૂળ મેળવવાના હતા? એમને ખ

નહોતી કે સ્વતંત્રતાને ચાહાનારો દેશસ્વતંત્રતાની આગળ કુબેરની સમૃદ્ધિને પણ ધૂળીથી લૂટાવી દેવા તૈયાર થાયછે વલંદા લોકે વિલિયમની સલાહ ઉપરથી તેમજ કીધું. રાતોરાત એકઠા મળી આ બધા બાંધને તોડી નાંખ્યા. અને ફ્રેંચ લશ્કર સવારે ઉઠી જોયછે તો ચોતર્ફથી પાણી પેઠાના સમાચાર આવવા લાગ્યા. હવેતો ઉભી પુછડીએ નાસવું એ સિવાય બીજી કાંઈ પણ બચવાની તેમને આશા રહી નહિ.

આ લશ્કર કેવી રીતે નાઠું, તેનો વલંદાઓએ કેવી રીતે કેડો લીધો, અને પર્યંતે આ લડાઇનું છેવટ શું આવ્યું, એ બધી બાબતો મનેરંજક તથાપિ ઇંગ્લાંડના ઇતિહાસ સાથે કાંઈ સંબંધ ધરાવનારી ન હોવાથી તે અત્રે લખાય નહિ,અને આટલું લખવાનું પણ કારણ એ છે, કે આ વિલિયમ આગળ જતાં ચાર્લ્સના ભાઇની કુંવરી વેરે પરણી તથા ત્યાર પછી ઇંગ્લાંડના ગાદીપર આવી અહિંયાંના સો સો વરસથી કથળેલા રાજતંત્રને ઠેકાણે આણનાર છે.

એ સંબંધી આ સ્થળે કહેવાનું એટલુંજ બાકીછે, કે ચાર્લ્સની તર્ફથી એ લડાઈ મોળી મોળી ચાલતી હતી,તે ડહાપણથી એણે વલંદાઓ પાસેથી સારું નાણું કઢાવી ઈ.સ. ૧૬૭૪ માં સામટીજ બંધ કરી. આ લડાઇ બંધ કરવાનું મુખ્ય કારણ તો એ હતું કે ઇંગ્લાંડમાં ધર્મની છૂટનું એણે જાહેરનામું કાઢ્યું હતું તેથી લોકે ત્યાં એવો ધમરોળ મચાવી મેલ્યો હતો કે તે તર્ફજ એણે હાલ પોતાનું સઘળું ધ્યાન આપવું જોઇએ એમ થઈ રહ્યુ હતું.



## एक प्राचीन विद्यालयनो अपूर्व महीमा.

ઇસવીસનની છઠી સદી ગઇછે. અપૂર્વ ઉત્સવ, વિપુલ સંપત્તિ લઇને સાતમી સદી એ ભારતખંડમાં પ્રવેશ કર્યોછે. એ સમયે ભારતનો હાલના જેવો મલિન વેશ નહોતો, દીનતા હીનતાનો આવેશ નહોતો, શોકનો ઉચ્છ્વાસ, નિરાશાનો આર્તનાદ, કોલાહલની કરાળ છાયા કંઈજ નહોતી. એ સમયે ભારત પ્રબુદ્ધ, સ્વાધીનતાના બળમાં બલવાન, ધન-સંપત્તિના મહિમામાં ગૌર-

વાન્વિત હતું. એ સમયે આર્ય-કીર્તિ પૂર્ણતા પામી હતી. આર્ય-સભ્યતાથી જગતમાં અતુલ દર્શન-શાસ્ત્રની સૃષ્ટિ કરી હતી, મનોહર કવિતા-વલ્લીના ઉપર મધુમય કુસુમવિકાસ પામ્યાં હતાં, મહારાજ હર્ષવર્દ્ધન શિલાદિત્યના શાસન-મહિમાથી ભારતભૂમિ વિપુલ સંપત્તિ-શાલિની થઈ હતી; મહારાષ્ટ્ર રાજ મહાવીર પુલકેશીના વીરત્વથી ભારતની વીરત્વ-કીર્તિ ઉજ્જવલતર થઈ પડી હતી, અને નલિંદમાં ભારતીની અપૂર્વ પૂજાથી ભારતનો ગૌરવ ચોતર્ફ પ્રસરેલો હતો.

નલિન્દામાં વેદમાતા ભારતીની આ પૂજા ભારતની એક પ્રધાન કીર્તિ છે. નલિન્દા ગયાની પાસે છે. કોઈ કોઈ હાલના બડગાવને પ્રાચીન નાલંદા કહીને નિર્દેશ કરેછે. ગમે તેમ હો નાલંદા બૌદ્ધોનું પરમ પવિત્ર તીર્થસ્થાન જાણીને પ્રસિદ્ધ છે. કહેવામાં આવેછે કે, એ સ્થાનમાં એક આંબાનો બગીચો હતો. કોઈ ધનાઢ્ય વણિકે એ બુદ્ધને આપ્યો. બુદ્ધ એ આંબાના બગીચામાં કેટલોક કાલ રહ્યો હતો. કાલ-સહકારે એ સ્થાનમાં એક વિદ્યાલય સ્થાપન થઈ ભિન્ન ભિન્ન સમયના ધર્મ-પરાયણ બૌદ્ધ ભૂપતિયોની દાનશીલતાથી ક્રમે ક્રમે એ વિદ્યા મંદીર સંપ્રસારિત અને ઉન્નત થઈ ઉઠ્યું. નાલન્દાનું વિદ્યા મંદિર એ સમયે સમગ્ર ભારત વર્ષમાં સર્વ પ્રધાન બૌદ્ધ વિદ્યાલય જાણીને પ્રસિદ્ધ હતું. બૌદ્ધોના અઢાર ભિન્ન ભિન્ન દલના દશ હજાર શ્રમણ અહીંયાં રહીને ધર્મશાસ્ત્ર, ન્યાય, દર્શન, વિજ્ઞાન, ગણિત, સાહિત્ય, અને ચિકિત્સાદિ વિદ્યા આલોચના કરતા. મનોહર વૃક્ષવાટિકામાં આ મહા પરિશોભિત હતી. છ ચાર માળાના હવેલીમાં શિક્ષાર્થી ગણ રહેતા. ભિન્ન ભિન્ન વિષયમાં ઉપદેશ આપવાને માટે એક શો ઓરડા હતા. એ સિવાય શાસ્ત્રજ્ઞોને પરસ્પર સંમિલનને માટે વચમાં ઘણાક મોટા મોટા ઓરડા સુસજ્જિત હતા. મહારાજ શિલાદિત્ય શિક્ષક અને શિક્ષાર્થીયોને ખાવાનું, પેહેરવાનું અને ઓષધાદિનુ સર્વ ખર્ચ આપતો. નગરની ગડબડ અહીંઆં શાંતિભંગ કરતી નહોતી. સંસારિક પ્રલોભન એઓની પવિત્રતા વિનષ્ટ કરવાને સમર્થ થતી નહોતી. શિક્ષાર્થિયો આ પવિત્ર શાંતિ-નિકેતનમાં પ્રશાંત ભાવે શાસ્ત્ર-ચિંતામાં રહેતા. નાલન્દાનું પવિત્ર વિદ્યાલય કેવળ બાહારની ખુબસુરતીનેજ માટે પ્રસિદ્ધ નહોતી. અભ્યંતરીણ સૌન્દર્યમાં પણ એને વિશેષ ખ્યાતિ મેળ-

ની હતી. એના શિક્ષકો જ્ઞાનમાં અને અભિજ્ઞતામાં પ્રસિદ્ધ હતા. અને એના શિક્ષાર્થિયોએ શાસ્ત્રાલોચના અને શાસ્ત્ર-ચિંતામાં પ્રતિપત્તિનો સંચય કર્યો હતો. એ પ્રસિદ્ધ વિદ્યા-મંદિરના પ્રધાન અધ્યાપકનું નામ શીલભદ્ર હતું. એ કેવળ વયમાં વૃદ્ધ હતો એટલુંજ પણ શાસ્ત્રજ્ઞાન પણ વૃદ્ધ મણીને સાધારણોની આગળ સંમાનિત હતો. સર્વ શાસ્ત્ર એના આયત્ત હતા. અસાધારણ ધર્મપરતાથી, અસાધારણ દૂરદર્શિતાથી અને અસાધારણ અભિજ્ઞતાથી એ વર્ષીયાન પુરૂષને નાલંદાની પવિત્ર વિદ્યાલયમાં અલંકૃત કર્યો હતો.

ચીનનો પ્રસિદ્ધ મુસાફર હિઉએનૂથસાડ્ એ સમયે ભારત વર્ષમાં આવ્યો હતો. તે ભારતીની આ લીલા ભૂમિમાં જવાને નિમંત્રિત થયો. હિઉએનથૂસડ્. વિનમ્રભાવે નિમંત્રણ ગ્રહણ કરીને નાલંદામાં આવ્યો. વિદ્યાલયમ પ્રવેશ સમયે બસો જ્ઞાન-વૃદ્ધ શ્રમણ પોતાના પ્રસિદ્ધ અતિથિને યથોચિત માનની સાથે લીધો. એના પછવાડે ઘણા બૌદ્ધ, કોઇએ રેશમી છત્રી પકડીને, કોઇએ નિશાન ઉડાવીને, કોઇએ ગંભીર સ્વરથી અતિથિની પ્રસંશા ગીતિ ગાઇને તેને એકદો ગુણે મહીયાન કરી મૂક્યો એવા આદર અને સંમાનની સાથે લઇને હિઉએનૂથ સડ્. વિદ્યાલયના અધ્યક્ષના આગળ આવ્યો. શીલભદ્ર વેદી ઉપર બેઠો હતો, હિઉએનૂથસડ્. વેદીની સામે આવીને વિનય નમ્રતાની સાથે વર્ષીયાન પુરૂષને અભિવાદન કર્યાં. ત્યારથી હિઉએનૂથસડ્. શીલભદ્રની શિષ્ય-શ્રેણીમાં દાખલ થયો. જે ચીન સામ્રાજ્યમાં સર્વ પ્રધાન તત્વવિત્ જાણીને પૂજિત થયો હતો, દેશ વિદેશમાં પરિભ્રમણ કરીને નાના વિષયમાં અભિજ્ઞતા મેળવી હતી, સાધારણમાં જેની લોકાતીત જ્ઞાન-ગરિમાની આગળ અવનત-મસ્તક થતા, તે આજે જ્ઞાન-સંચય કરવાને વાસ્તે ભારતીની આ પવિત્ર લીલા-ભૂમિમાં ભારતના આ અભિજ્ઞ પુરૂષનો શિષ્ય થયો. ભારતનો આ માહાત્મ્ય આજે કોણ સમજશે?–વૈદેશિક-સભ્યતા-પંકલ ભૂમિમાં કોણ આજ આ આર્ય-કીર્તિનું ગુણગાન કરશે?–વિદ્યાલયનો એક ઉત્કૃષ્ટ ઓરડો હિઉએનૂથસડ્ને આપવામાં આવ્યો. દશ માણસ તેના અનુચર અને બે શ્રમણ રોજ તેની સેવાને માટે નિયુક્ત થયા. મહારાજ શિલાદિત્યે તેના સર્વ ખર્ચનો ભાર લીધો. હિઉએનૂસડ્. સર્વનો આદરણીય થઇને પાંચ વર્ષ સુધી નાલન્દાની વિદ્યાભામાં રહ્યો. પાંચ વર્ષ સુધી મહા

પત્થાની આપણામાં પ્રથક્ પદ્ધતિજ હતી. શાસ્ત્રીઓની શાળામાં કે મહેતાજીની એકડીયા નિશાળમાં સઘળેજ ભણતર એરીતે ચાલતું હતું.

પણ એ પ્રમાણે એ રીત અસલ આપણા દેશમાંજ ચાલતી હતી એમ સમજશો નહિ. - લગભગ ૧૮ મો સૈકડો પુરો થયો ત્યાં સુધી આખા યુરોપખંડમાં શાળા કે નિશાળ ચલાવવાની એજ રીત હતી, અને હજી પણ કોઈ કોઈ ઠેકાણે ખુણેખોચરે ત્યાં રહી ગઈ હશે. તેમજ એ રીત કાંઈ સર્વ પ્રકારે નિંદવા જોગ નથી. એના ગેરફાયદા તેમજ ફાયદા પણછે.

પ્રથક્ પદ્ધતિના ફાયદા. ૧ એક વખતે એકજ છોકરાને આ પદ્ધતિમાં ભણાવવાનું હોવાથી, તેના ખાસ શક્તિ અને આવડતને અનુસરતી રીતેજ સમજુતી આપી શકાય, છોકરાએ સંપૂર્ણ લક્ષ આપવું પડે, અને તેને ન સમજાય, તો તેનો ખુલાસો તત્કાળ જોઇએ તેટલો અને જોઈએ તેવી રીતે માગી લેવાનું તેને બની શકે.

૨. પ્રત્યેક છોકરાએ પાઠ પુરેપુરો કર્યોછે કે નહિ તે તપાસી શકાય (વર્ગપદ્ધતિમાં તો પાંચ દશ લીટીજ તપાસી શકાય છે,) અને તે જેટલો કાચો રહ્યો હોય તે પ્રમાણમાંજ ગોખી લાવવા, લખી લાવવા, વગેરેની શિક્ષા કહી શકાય.

૩. વર્ગના નબળા છોકરાની ખાતર સારા છોકરાને હાલ રોકી રાખવા પડેછે, તેમ ન કરતાં જે જેમ ભણી શકે તેમ તેને આગળ ચલાવ્યાં જવાય. તેમજ કાચા છોકરાને એક પાઠ પણ તેની શક્તિ ઉપરાંત આગળ શેડાવવાની જરૂર રહે નહિ.

છોકરો દરરોજ કેટલી મહેનત કરી લાવ્યો છે તે આ પદ્ધતિથી બરાબર
એટલુંજ નહિ, પણ પ્રત્યેક છોકરાની શક્તિ કેટલી
પ્રથક્થિમ્રણ નથી. નિશાળ... અને કેવી રીતે સુધારી શકે
લાભનું તોલન કરવા અમે આજ ધારીએ છઈએ. ... નામ
છોડીને અમે માત્ર એને પ્રથક્ પદ્ધતિજ કહીશું.

પ્રથક્ પદ્ધતિનું સ્વરૂપ, તે નિશાળમાં વપરાતી હોય, ત્યારે આ પ્રમાણે છે. એવી નિશાળ ઓરડાબંધી નહિ, પણ એક પુષ્કળ લાંબી પહોળી શાળાજ હોય છે, અને હોવી પણ તેમજ જોઇએ. એવી શાળામાં એક જગે

વર્તવાનો, ઉદ્યોગનો, ખંતનો, અને મુશ્કેલીથી નહિ હઠીજવા વગેરેના અમૂલ્ય ગુણો તેનામાં કેળવાઇને આવે છે.

૫. આપબળ વગેરે સદ્‌ગુણો જે સંસારમાં પરમ ઉપયોગી તથા કેળવણીના ખરેખરા તથા મુખ્ય ઉદ્દેશ છે, તે પ્રથક્ પદ્ધતિથી સારી રીતે ખીલી શકે એટલુંજ નહિ, પણ નિશાળમાં ઘણો વખત છોકરાને પોતાના પાઠ તૈયાર કરવાનો વખત મળવાથી, તેને ઘેર જઈ થોડુંજ કામ કરવાનું રહે, અને તેમ થવાથી તેને રમવા કૂદવાનો તથા લોકોમાં હરીફરી દુનિયાનું જ્ઞાન મેળવવાનો પણ ઘણો વખત મળે. હાલ જે વિદ્યાભ્યાસથી શરીરક્ષિણ થઈ જવાની તથા વેદીયા નીવડવાની ફરીયાદ ઉઠે છે તે પ્રથક પદ્ધતિ હોય તો ઉઠે નહિ.

આ પ્રમાણે એ પદ્ધતિના લાભ છે, પણ ગેરફાયદા એટલાજ અથવા એથી પણ વધારે છે.

**પ્રથક્ પદ્ધતિના ગેરફાયદા.** ૧. નિશાળમાં છોકરા થોડા હોય, ત્યાં સુધીજ એ પદ્ધતિથી ફાયદો થઈ શકે. જેમ છોકરા વધારે, તેમ નિશાળ નઠારી, કેમકે મહેતાજીથી કોઇના પણ અભ્યાસ ઉપર પૂરતું લક્ષ આપી શકાય નહિ, અને એમ થાય એટલે આપણે જે ફાયદા ગણાવ્યા તે બધાજ ગેરફાયદા રૂપ થઈ પડે. છોકરાની સંખ્યા ૪૦ કે ઘણું તો ૫૦ ઉપરાંત વધી કે એક મહેતાજીથી પૂરા પડી શકાય નહિ. હવે તો મદદમાં બીજો મહેતાજી રાખવોજ જોઇએ, પણ આ ખર્ચ સંબંધી હરકત વર્ગપદ્ધતિવાળી નિશાળને પણ કેટલેક દરજ્જે તો નડે છે ખરી.

૨. મહેતાજીની શક્તિ, બુદ્ધિ, તથા વખતનો ઘણો ભાગ એવા કામમાં જાય છે, કે જે હલકો માણસ કે છોકરો પણ કરી શકે. એ કામ વળી એવું કંટાળા ભરેલું થઈ પડે કે મહેતાજીને તે કરવાનું મન થાય નહિ, અને તેથી થોડાજ ખરી દ્યાનતદારીથી કરે. શાળા ચલાવવાની રીત પૂર્વવત્‌જ ચાલી જાય છે. વર્ગ પાડી કામ વહેંચી લેતા નથી, પણ સમગ્ર કામનીજ માંહો માંહે વહેંચણી કરી લેછે.

પ્રથક્ પદ્ધતિનું આ સ્વરૂપ જોતાં વાંચનારને લાગશે કે આતો આ આપણી ચાલતી ગામઠી નિશાળોનુંજ વર્ણન થયું. હા, તેમજ છે, આપણા દેશમાં ઇંગરેજ સરકારે નિશાળો કાઢી, તે પહેલા સઘળે ઠેકાણે ભણા-

૩. મેહેતાજીનું ચિત્ત એક છોકરાની ઉપરજ લાગેલું, અને બાકીના તમામ છોકરાને છૂટા રાખેલા, એટલે પૂરતી દેખરેખ કાંઈ પણ રાખી શકાય નહિ, અને તેઓ ભણવાને બદલે તોફાન ને શોર બકોરજ કર્યા કરે. એમ થવાથી બાળકોનો વખત નકામો જાય એટલુંજ નહિ, પણ તેઓ આળસું, તોફાની, તથા મારામારી કે ગાળાગાળી કરવાનીજ કેળવણી પામે.

૪. આ શોરબકોર ને તોફાન અટકાવવાને માટે ભય સિવાય બીજો કાંઈપણ ઉપાય એ મેહેતાજીના હાથમાં રેહેતો નથી, અને તેથી ક્રૂર શરીર શિક્ષા એજ પ્રથક પદ્ધતિની નિશાળોનું ખાસ ચિન્હ સઘળે ઠેકાણે માલમ પડે છે.

૫. જો સારો બંદોબસ્ત રહી શક્યો, તો કાંઈ પણ ફેરફાર સિવાય એકને એક ઠેકાણે આખો વખત બેસી રેહેવું એ છોકરાઓને ઘણુંજ અણગમા ભરેલું લાગે છે, અને તેમના શરીર તથા મનને બહુજ નુકસાન પહોચે છે.

૬. દેખાદેખી, સરસાસરસી, અને સમૂહસમભાવના જે અમૂલ્ય લાભ તેતો આવી નિશાળમાં મળવા સ્વભાવિક પણેજ અશક્ય છે. વર્ગના જેવું બુદ્ધિચાંચલ્ય કદીપણ પ્રથક્‌શિક્ષણમાં ઉશ્કેરાઈ શકે નહિ.

બધું જોતાં આ પદ્ધતિ એકલી તો પાઠશાળાસિવાય કોઈપણ ઠેકાણે લાયક નથી, અને ત્યાં પણ થોડા વિદ્યાર્થી હોય તોજ. બીજી પદ્ધતિ સાથે કમ અને કેટલી એને ભેળી દીધી હોય, તો તે ફાયદા ભરેલી નિવડે અને તે પદ્ધતિઓના ખાસ અલાભને દૂર કરે, એ ઘણી સૂક્ષ્મ વાત છે, અને બનશે તો બીજી પદ્ધતિઓને એ પ્રમાણેજ વર્ણવ્યા પછી કોઈ વખત અમે તે ઉપર અમે અમારા વિચાર આપીશું.



## સારી નરસી નારી વિષે.

ગરબી.

( આ પાવાતે ગડથી ઉતર્યાં માહાકાળીરે એ રાગ. )

જે શીખે વિદ્યા શુદ્ધ, સખી એ સારીરે

શાખે ન અવિદ્યા અશુદ્ધ, નફટ એ નારીરે

જે વિવિધ વધારે જ્ઞાન, સખી એ સારીરે.
ભણવાનું ન મળે ભાન, નફટ એ નારીરે
જે નવા રચે નિબંધ, સખી એ સારીરે
જેને બોલે ન મળે બંધ, નફટ એ નારીરે
ગદ્ય પદ્યના વાંચે ગ્રંથ, સખી એ સારીરે
જે પરખે નહીં સુપંથ, નફટ એ નારીરે
કરે જ્ઞાનામૃતના તર્ક, સખી એ સારીરે
શીખે ન તપાસી ફર્ક, નફટ એ નારીરે
જે ભરત ભરેછે બેશ, સખી એ સારીરે
શીખે નહિ સીવણ લેશ, નફટ એ નારીરે
જેનું ઘર ધંધામાં ધ્યાન, સખી એ સારીરે
પરઘર ભમતી નાદાન, નફટ એ નારીરે
રાખે રાચ રચીલાં સાર, સખી એ સારીરે
નહિ ઘરમાં ઢંગ લગારે, નફટ એ નારીરે
રસોઇની જાણે રીત, સખી એ સારીરે
ગીતું બાકે જે અચિત્ત, નફટ એ નારીરે
નામું માંડે દરરોજ, સખી એ સારીરે
જે અર્થની રાખે ન ખોજ, નફટ એ નારીરે
વિવેક વાવરે વિત્ત, સખી એ સારીરે
ચિંતા નવ રાખે ચિત્ત, નફટ એ નારીરે
જેની પરમ પુનિત છે પ્રીત, સખી એ સારીરે
જેનું ચોખ્ખું ન મળે ચિત્ત, નફટ એ નારીરે
સજે સદ્ગુણના શણગાર, સખી એ સારીરે
જે શિયળ ન સમજે સાર, નફટ એ નારીરે
ભલપણમાં ભરપુર ભાવ, સખી એ સારીરે
દમવાનો રાખે દાવ, નફટ એ નારીરે
કરે અવગુણ ઉપર ગુણ, સખી એ સારીરે
જે હોય હરામી લૂણ, નફટ એ નારીરે
જે ચોખ્ખાં પેહેરે ચીર, સખી એ સારીરે

ધુવે ન ઘણું હોય નીર, નફ્ટ એ નારીરે
જે સૌમાં રાખે સંપ, સખી એ સારીરે
જેના જીવમાં ન મળે જંપ, નફ્ટ એ નારીરે
સેવ્યાં સાસુ માબાંપ, સખી એ સારીરે
જેણે છાપી છકેલની છાપ, નફ્ટ એ નારીરે
પતિવૃત પાળ્યામાં પ્રીત, સખી એ સારીરે
જેની રૂડી ન મળે રીત, નફ્ટ એ નારીરે
જે વડું વધારે વહાલ, સખી એ સારીરે
ભુંડી કાડે ભટ ગાળ, નફ્ટ એ નારીરે
કુંથને કરાવે કલોલ, સખી એ સારીરે
ધુંધવતી બોલે બોલ, નફ્ટ એ નારીરે
જે ક્રોધ તજે તતખેવ, સખી એ સારીરે
ટંટો કરવાની ટેવ, નફ્ટ એ નારીરે
સંતાન સુધરે સાર, સખી એ સારીરે
મિથ્યા મારે જે માર, નફ્ટ એ નારીરે
ભૂત પ્રેત,ને જાદુ જૂઠ, સખી એ સારીરે
જે માને મારણ મૂઠ, નફ્ટ એ નારીરે
નહિ જોવડાવે જે જોશ, સખી એ સારીરે
જેન શુકનવડે સંતોશ, નફ્ટ એ નારીરે
ઇશ્વરની રાખે બીક, સખી એ સારીરે
નહિ કરે પ્રાર્થના ઠીક, નફ્ટ એ નારીરે
શીખામણ લે સુપાત્ર, સખી એ સારીરે
ન ગણે કુળ હિણ કુપાત્ર, નફ્ટ એ નારીરે
વિવેક ભરેલાં વેણ, સખી એ સારીરે
ઉમાનંદ કહે દુખ-દેણ, નફ્ટ એ નારીરે

ઉમીઆશંકર ખુશાલરાય, હેડમાસ્તર
કરાંચી પારસી વીરબાઇજી, આંગ્લો, વર્નાક્યુલર, સ્કૂલ.



## चर्चापत्र.

મેહેરબાન ગુજરાતશાળાપત્રના એડિટર સાહેબ,

નીચેની દરાજની દવા ખાત્રીવાળાને મારી અજમાવેલી છે. તે આપના શાળાપત્રમાં દાખલ કરશો.

હીંગ તથા આગરાના પીત પાપડાને ઝીણા વાટીને લીંબુના રસમાં ગોળી કરી તે ગોળી ઘડી બે ઘડી છાંયડે રાખવી. પછી તે ગોળી લીંબુના રસમાં ઘસીને દરાજ ઉપર ખૂબ ખણીને ચોપડવી. આ ચોપડવાથી દરાજને ઠેકાણે ફોલ્લા થશે ને પછી તે ફોલ્લા બેશીને પડ વળીને ઉખડી જશે.

વીંછીની ખરી ખાત્રીની દવાઃ—આકડાની નવી ફુટતી કુંપળોને મશળીને તેનો રસ કાઢવો. ને વીંછી કરડેલા માણસને નાકે ખૂબ જોરથી સુંગાડ્યાથી વીંછીનું દરદ ઉતરી જશે. તથા ધોળી અગાડીનું મૂળ લાવી તે રસને કાનમાં ફુંકારવો તેથી પણ દરદ ઉતરી જશે.

આ ત્રણે દવા ખરી ખાત્રીવાળીને મારી અજમાવેલી છે. રવાના. તા. ૧૯-૩-૧૮૮૫ મુ. ગાબટ.

લી. નાનચંદ પ્રભુદાસ.



## सारसंग्रह.

યુનિવર્સિટીના નવા ઠરેલા ફેલો—મુંબાઇની યુનિવર્સિટીના સને ૧૮૮૫ ની સાલમાં થએલા નવા ફેલો— .......... .....

સી. એચ. કેનેડી (કોલ્હાપુર રાજારામ કોલેજનો વડો.) રાવબહાદુર ગોપાળજી સુરભાઈ દેશાઈ ( કાઠીઆવાડના કેળવણી ખાતાના આસિસ્ટંટ એ. ઇન્સ્પેક્ટર.) રા. બા. નારાયણભાઈ ડાંડેકર—મી. અબદુલા મીરાલી ધરમશી (વકીલ), ડાકટર અરદેશર પેસ્તનજી કામા, મી. દીનશા પેસ્તનજી કાંગા (વકીલ.) રાવસાહેબ આબાજી વિષ્ણુ કાઠવેટ ( ગુજરાત કોલેજના પ્રોફેસર ), ખાનબહાદુર બરજોરજી એદલજી મોદી ( સુરતના સબારડીનેટ જડજ), મેસરસ ગનેશ રામ નીલકંઠ ડકરની (વકીલ) એડવરડ ચારલસ એ.

તુ નથી. રાજા તરફથી એમ કહેવામાં આવ્યું કે એ પ્રમાણે રાજસત્તા અસલથી વપરાતી આવેછે. આ બંનેમાં કોઇનું કહેવું ખોટું નહોતું. ખરી વાત એ છે કે રાજસત્તા અને પ્રજા સ્વાતંત્ર્ય એ બેના વચ્ચે ચોખી લીટી પાડવાનો અત્યારસુધી પ્રસંગજ આવ્યો નહોતો. અત્યારસુધી ઇંગ્લાંડના રાજા કોઇ કોઇ વાર પાર્લામેંટનો કરેલો એકાદ કાયદો મુલતવી રાખતા, અને તેમા કાંઇ ખોટું કર્યું એમ કોઇને પણ લાગતું નહિ. પરંતુ આ સમે ચાર્લ્સે તો પાછલા સો વર્ષ ઉપરાંતના તમામ કાયદાને રદ કરી નાખ્યા, અને તે પણ એવી બાબતના, કે જે વિષે ઇંગ્રેજી પ્રજાને ઘણીજ લાગણી હતી.

આવા લોકવિચારના જુસ્સાને સમે કાવેલિયર પાર્લામેંટે પણ પોતાની રાજભક્તિ ટોલે મૂકી દીધી. તેમણે ઠરાવ કર્યો કે ધર્મપ્રકરણમાં પાર્લામેંટે કરેલા કાયદા રદ કરવા એ રાજાની સત્તાની બહારછે, અને પછી તેઓ એવા જોશમાં આવી ગયા કે ચાર્લ્સના કારભારીઓ બીહી ગયા અને લુઇએ પણ એને સલાહ આપી કે હું હાલાંડની લડાઇથી ફારેક થયો નથી ત્યાંસુધી તો તારે પાર્લામેંટની આગળ લટી ગયા વિના છૂટકોજ નથી. તે ઉપરથી એણે હારી પોતાનું જાહેરનામું પાછું ફેરવ્યું. ઇ. સ. ૧૬૭૨.

કસોટીનો કાયદો, એ આ ઉશ્કેરાએલી ધર્મ ઝનુનનું બીજું ફળ થયું, અને તે છેક ચોથા જાર્જના રાજ્યસુધી કાયમ રહ્યું. રહેમનું જાહેરનામું રદ કરાવીનેજ સંતોષ ન પામતા પાર્લામેંટે એવો કાયદો કર્યો કે દરેક સરકારી નોકરે એપિસ્કોપલ માર્ગના સંસ્કાર ગ્રહણ કરવા, અને તેની સાથે ધર્મમતની અમુક પ્રતિજ્ઞાઓ લેવી. ઇ. સ. ૧૬૭૩. એને કસોટીનો કાયદો કહેછે. આ કાયદો પ્રેસ્બિટેરિયન વગેરે સઘળા અન્ય માર્ગીઓને પણ એટલોજ અડચણ કરનારો હતો, પરંતુ કાથોલિકોની સામા તેમને એટલો દ્વેષ હતો કે પોતે નુકસાન ખમીને પણ તે લોકનું ખંડન કરવાનાં આ કામમાં તેઓ ખુશીથી સામિલ થયા.

આ કાયદો થવાથી રાજાનો ભાઇ જેમ્સ, ડ્યુક આવ યાર્ક, જે નૌકાધિપતિ હતો, તેણે હું કાથોલિક છું એમ કબુલ કરી પોતાની નોકરી છોડી દીધી. રાજાના એક પ્રધાને પણ તેમજ કર્યું. એ સિવાય સેંકડો સરકારી નોકરી જે પોતાના ધર્મને વધારે કિમતી ગણાતા હતા તેમને પણ પોતાની નોકરી છોડી દેવી પડી.

આ પ્રમાણે ટપોટપ રાજીનામાં અપાતાં જોઇ લોકો ઉલટા વધારે ભય પામ્યા. તેમને નિશ્ચય થયો કે આપણે ધારતા હતા તેમજ લશ્કર વગેરે સઘળા ખાતામાં કાથોલિકોને ઘાલી દીધા છે, અને કદાપિ આ થોડા કબુલ થઇ આઘા ખસ્યા, તો પણ હજી કોણ જાણે કેટલાએ કાથોલિક માર્ગી નોકરી-માં છાનામાના ભરાઇ રહ્યા હશે. બધાની ખાત્રી થઇ કે રાજા બેશક આપણા ધર્મને પાયમાલ કરવાનુંજ લઇ બેઠો છે. આ વખતથી રાજાનો ભરોસો તમામ ઉઠી ગયો. અને એની સામા એના બાપના જેવોજ પ્રબળ પ્રકોપ પ્ર-જ્વલિત થઇ રહ્યો.

રાજાની સમયાનુસારી વર્તણુક, એજ એને આ સમે રક્ષણ રૂપ થઇ પડી. ક્લારેન્ડનના જવા પછી જે કારભારી મંડળ એણે રાખ્યું હતું તે "કેબલ" એટલે ચંડાળ ચોકડી એ અર્થ વાચકજ થઇ પડી અત્યાર સુ-ધી ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. તેને દૂર કરી એણે ડાન્બી નામના એક અભ-રદાર, દેશાભિમાની, તથા કાંઇ પ્રમાણિક માણસને પોતાનો મુખ્ય કારભારી કર્યો. પાર્લામેંટે વલંદા સાથની લડાઈ માટે પૈસા આપવાની ના કહી, તો કાંઇ વધારે તકરાર ન કરતાં (આપણે ઉપર જોઇ ગયા તેમ) તે તુર્ત માંડી વાળી. કારભારીઓની સલાહથી પ્રજાને રાજી કરવા એણે પોતાના ભાઇની કુંવરી મેરી (જે હવે પછી કોઇ વખત ઇગ્લાંડની ગાદી ઉપર આવે એવો સંભવ હતો.) તેના લગ્ન પેલા ઓરેંજના રાણા વિલિયમ સાથે કીધાં. (ઇ. સ. ૧૬૭૭.)

પણ ઇંગ્રેજોની જાત કાંઇ વિચાર ભોળી નથી. એક વાર વેર પડ્યું, તો પછી તે શહેજમાં ભૂલે એવા નથી, અને શત્રુને નમતો જોઇ તો તેઓ ઓર વધારેજ ભર ચડે છે. એવા જેનો સ્વભાવ તે ચાર્લ્સની આવી ગતથી કાંઇ ઉતરાઇ જાય એમ નહોતું. ચાર્લ્સ હમણાં માત્ર ગતજ રમી ગયો હતો એમાં કાંઈ શક નથી. પાર્લામેંટની સત્તા તોડવાના તથા કાથોલિક માર્ગને વધારવાના કાવત્રાં એ પહેલાની પેઠેજ સુઈ સાથે ચલાવ્યો ગયો. એથી ઇ-ગ્લાંડમાં રાજા પ્રજા વચ્ચે અણબનાવ વધતોજ ગયો, અને આપણને કાથોલિક કરી નાખશે એ વાતનો ભો બધાના મનમાં સજ્જડ થઈને બેઠો.

"રોમિશ તર્કટો" એ નામે જે તોફાણાં આ સમે ફતેહ મંદીથી ચાલ્યાં તે આ લોકભીતિનું ભયંકર પરિણામ હતું. આવાં ભીતિને સમે લોકમાં ઘણાં ગુમખાનાં ઉઠે છે, અને તે સઘળાંજ સાચા મનાય છે. આ

જોઈ કેટલાક લુચ્ચા હરામખોરો જાણી જોઇનેજ લોકમાં માનીતા થવા, આગળ પડવા, અને પોતાને લાભ કરી લેવા, છેક નપાયી વાતો પણ ચલાવવા માંડેછે. એમજ ટાઇટસ ઓટ્સ નામના એક હરામખોરે આ વેળા અહિયાં ઠગાઇનો એક મોટો બુટ્ટો ઉઠાવ્યો.

ટાઇટસ ઓટ્સ એ મૂળે એનાબાપ્ટિસ્ટ પંથનો હતો. તે છોડી સરકારી પાદ્રીખાતામાં નોકરી મેળવી. ત્યાં એની બદચાલ તથા વિચિત્ર મતને લીધે વારંવાર ઠપકા ખાઇ આખરે બરતર્ફ થયો. ત્યારે રોમન કાથોલિક માર્ગમાં વટલી જઇ જેશ્યુઇટોના મઠમાં ઘણા વખત સુધી ટુકડાખાઉ થઈ રહ્યો ત્યાં એણે એ લોકના નકામા તડાકા કાંઈ સાંભળ્યા હશે, પણ તેને આધારે એણે તો એક મોટી તર્કટની કથાજ જોડી કાઢી. એણે કહ્યું કે "પોપે ઇંગ્લાંડનું રાજ્ય જેશ્યુટ ગુરૂઓને સ્વાધીન કરી દીધુંછે, અને તેમણે પોતાના સહી સિક્કાથી પાદ્રી ખાતાની તથા બીજી તમામ નોકરીઓ ઉપર કાથોલિકોની નીમણુંકો કરી રાખીછે. એ લોકેજ લંડન શેહેર બાળી નાખ્યું હતું, અને હાલ બીજીવાર તેઓ બાળવાની તૈયારી કરેછે. તેઓ એકી વખતે ઉભા થઈ સઘળા પ્રોટેસ્ટંટોને કતલ કરી નાખવાના છે. એજ સમે ફ્રેંચનું લશ્કર આયર્લાંડ ઉપર ઉતરી પડશે. રાજાને તો અગાઉથીજ ઝેરબેર દઇને મારી નાખ્યો હશે. જેમસને પોપની તર્ફથી ફિર દાખલ રાજ્ય આપવામાં માંડશે, પણ એવી સરતે કે પ્રોટેસ્ટંટ પંથનું નિકંદન કરી નાખવું. જો એવી શરત એ કબુલ નહી કરે, તો એનો પણ કાટ કાઢી નાખવામાં આવશે. વગેરે, વગેરે" આવી અદ્ભુત ભયાનક વાર્તા જોડી કાઢીનેજ એ બેસી રહ્યો નહિ, પણ તેની રાજાને ખબર કરી, તથા એક ધર્માંધ માજીસ્ટ્રેટ નામે ગાડફ્રીની કોર્ટમાં જાતે જઇ પોતેજ એ બાબત ફરીઆદ થયો.

જેમ સુકા ઘાસની ગંજીપર દેવતાની એક ચિન્ગારી પડવાથી મોટો ભડકો થઈ ઉઠેછે, તેમ ઇંગ્લાંડના લોક ,ભડકેલા તો હતાજ તેમાં આ વાત સાંભળી કે છેક ભયભિત થઈ ગયા. બધાએ આ ગપાટા ખરા માન્યા. રાજા જે ગમે એવી આફતમાં પોતાની ધીરજ તથા હસમુખાપણું છોડતો નહોતો, તેણે તો "વાઃ હું તો મારીજ કતલના તર્કટમાં સામિલ જણાઉંછું" એમ બોલી એ વાતને હસી કાઢી પણ એનો ભાઈ તથા પ્રધાનો તપાસ

કેવા ગંભીરાઇથી મંડ્યા. આ ઠગારાના જુબાનીમાં તો તે ક્યાંનો ક્યાં ફરી જતો અને આડું અવળું બોલતો માલમ પડ્યો, પણ એણે રાણીના ગુરૂ કોલમાનનું નામ દીધું તેને ત્યાં જપ્તી ગઇ, ત્યારે તે પોતાના કાગળીયા બાળી નાખતો માલમ પડ્યો, અને જે બાકી રહેલા કાગળો પકડાયા તેમાં આ તર્કટ સંબંધી તો કાંઇજ નહિ, પણ લુઇ સાથે કાથોલિક માર્ગના ઉદયનું લખાણ ઘણું આશા ભર્યું હતું ખરૂં. એવામાં પેલા માજીસ્ટ્રેટને એકાએક કોઇએ મારી નાંખ્યો, અને બધાએ એક અવાજે બૂમ પાડી કે આ કર્મ જેસ્યુઇટોએજ કરાવ્યુંછે કે તેમનું પોગળ પકડાઇ જાય નહિ. સંભવિત છે કે કોઇ બીકણ પેપિસ્ટેજ ધર્માંધપણે આ મૂર્ખાઇનું કામ કર્યું હશે, પણ એ માજીસ્ટ્રેટ મૂઆથી એ તર્કટની તપાસજ બંધ રહેશે એમ ધારે એવા કોઇ પણ તર્કટખોરો તો બેવકુફ હોય નહિ. પણ ઉશ્કેરાએલા વખતમાં લોક આવો શાંતપણે વિચાર કરતા નથી. આ સમેના ઇંગ્રેજોની તો ખાત્રીજ થઇ કે આ તર્કટની વાત રજેરજ ખરી છે.

ઓટ્સ જાણે કોઇ મોટો દેશવાળો હોય એમ એને ૧૦૦૦૦ રૂપિયાનું વર્ષાસન બાંધી આપ્યું, તથા તેને તેની સલામતીને માટે રાજમહેલમાંજ નિવાસ સ્થાન આપ્યું. લંડન ઉપર જાણે કાલેજ હુમલો આવવાનો હોય, તેમ તેનો દેખાવ થઇ રહ્યો. લોકની કવાયતી ટુકડીઓ હથીયારબાંધી રાત્રે પણ તૈયારને તૈયારજ રહેવા લાગી અને સિપાઇઓના પોહેરા રાત દહાડો ફરતા થયા. રાજમહેલની આસપાસ તોપખાનું આણીને ગોઠવી દીધું. મોટે રસ્તે પણ કોટબંધી કેમ કરવી તેના મનસુબા થવા લાગ્યા. દરેક માણસ પોતાના ડગલા નીચે બચાવને માટે હથીયાર રાખીનેજ ફરતું. પાર્લામેંટે હુકમ કર્યો કે બધી પ્રજાએ ફલાણે દિવસે ઉપવાસ કરવો કે ઇશ્વર રાજી થઇ આ આફત આવવાની છે તેનું નિવારણ કરે. ખૂન થએલા માજીસ્ટ્રેટનું મુડદું કેટલાક દહાડા સુધી જાહેરમાં મૂકી છંડાવ્યું. તે જોવા લોકોનાં ટોળેટોળાં આવે, અને તેમની આંખમાં ઝેર ભરાય. એ આખરે ભૂમિદાહ કરવામાં આવ્યું, ત્યારે એવી તો નવિન ભયાનક ક્રિયાઓ કરાવી કે લોકભીતિમાં કાંઇ પણ બાકી હશે તે પૂરૂં થઇ રહ્યું.

આ તર્કટની ખબર પ્રધાને પાર્લામેંટને કહી હતી, ત્યારથીજ તેની બધી તપાસ પાર્લામેંટે પોતાના હાથમાં લીધી હતી. ઠેકાણે ઠેકાણે કાથોલિકોના ઘરની જડતીઓ લેવાતી. એ ઠગારો જેમ જેમ લોકના નામ વધા-

એને મુલાકાત આપી એની પદ્ધતિ વખાણી થોડા વખતમાં આ બે પદ્ધતિકારોની વચ્ચે ઝગડો ઉઠ્યો, અને બંનેએ પોત પોતાની રીત ઉત્તમ છે એમ સાબીત કરવા બહુ પ્રયત્ન કર્યા. આથી આ પદ્ધતિ બહુજ ચર્ચાઈ, બધા લોકનું ધ્યાન તે તરફ ગયું, અને કોઈએ આ રૂપે તો કોઈએ પેલે રૂપે તે પસંદ કરી. ઈંગ્લાંડમાં ઠેકાણે ઠેકાણે પરસ્પર પદ્ધતિની નિશાળો નીકળી. આ પોકાર યૂરોપ સુધી જઈ પહોંચ્યો, અને ત્યાં પણ ઘણાખરા દેશે નિશાળોમાં એ પદ્ધતિજ દાખલ કરી.

.. **પરસ્પર પદ્ધતિનું સ્વરૂપ** પહેલું તો એજ કે નિશાળીઆઓના વર્ગ બાંધી તે દરેક વર્ગને તેમાંનાજ હોશીઆર છોકરા કે ઉપલા વર્ગવાળા પાસે શીખવાવવું. ભણાવનાર છોકરાને માનિટર કહેછે. તેઓ વારંવાર બદલાય, અને દરરોજ થોડો વખત પોતે ભણવામાં અને થોડો વખત બીજાને ભણાવવામાં કાઢે. દાકતર બેલ ભણાવવાના કામને માટે અને બંદોબસ્ત રાખવાને માટે વર્ગદીઠ જુદા જુદા માનિટર મોકલતો. લંકેસ્ટર બંને કામ એકનેજ સોંપતો, પણ તે દશ કરતાં કદી પણ એક વર્ગમાં વધારે છોકરા રાખતો નહી. દાકતર બેલની રીતે વર્ગમાં ૩૦-૩૫ છોકરા રહેતા, અને તેથી થોડા માનિટરનો ખપ પડતો, થોડાનો ખપ હોવાથી તે જોઇએ તેવા યોગ્ય મળી શકતા, અને વર્ગમાં વધારે ચંચળતા આવતી; પણ એટલા બધા છોકરાને કબજામાં રાખવા એ એક બાળશિક્ષકથી બની શકે નહિ, અને તેથીજ એ બંદોબસ્તના શિક્ષક બીજા રાખતો. લંકેસ્ટરની રીતમાં વર્ગ દશ સુધીનાજ રાખવાથી એક છોકરો તેને બરાબર સમાલી તથા શીખવી શકતો, અને તે ઉપરાંત બીજો ફાયદો પણ હતો, વર્ગ મોટો હોય તો નરમગરમ છોકરાને ભેગા કર્યા વિના છૂટકો થતો નથી. ૧૦ ના વર્ગમાં તો ચુંટેલા દમોદમીઆજ ત્રાન બુદ્ધિના છોકરા દાખલ કરી શકાય, અને તેથી કોઈને કોઈની ખાતરે દોડવું કે પાછળ પડવું પડે નહિ. નાનો વર્ગ હોવાથી દરેકને ભાગ વાંચવું તથા સવાલો પણ ઘણા આવી શકે. પણ તેથી નુકસાન એકે એવી નાની ટુકડીઓને બેસવા, સમાલવા, અને શીખવવામાં ઘણી ગુચવણો નડે, અને તેમાં કાંઈપણ કચાસ રહે તો શોરબકોર તથા ગડબડાટ થઈ રહે.

મહેતાજીનું મુખ્ય કામ માત્ર એજ કે દરરોજ માનિટરોને શું શું તથા તે કેમ કરવું તે બાબત સૂચના આપવી, તેમના કામ ઉપર આખો દહાડો દેખરેખ રાખવી, અને તેમને જે જે મુશ્કેલીઓ આવી નડે તે દૂર કરી આપવી. દાક્તર બેલની રીતમાં મહેતાજી હસ્તક શીખવવાનું કે પરીક્ષા લેવાનું પણ જરાએ કામ રાખ્યું નહોતું, અને જ્યારે માનિટર હસ્તકજ આખી નિશાળનું કામ લેવાનું હતું, તો પછી તેમની દેખરેખ ઉપરજ મહેતાજીએ ખાસ ધ્યાન આપવું જોઈએ એમાં કાંઈ શક નથી. પણ એમ થવાથી મહેતાજીની વિદ્યા તથા બુદ્ધિનો લાભ તો ભણનારને કાંઈજ રહ્યો નહિ, અને એ વાત કોઈપણ પસંદ કરે નહિ. તેથી એ પદ્ધતિના નિશાળોમાં પાછળથી એમ ઠર્યું કે મહેતાજીએ મધ્યસ્થળે બેસી રહી કે ફરીને દેખરેખ રાખ્યા કરવી નહિ, પણ વારાફરતી એક વર્ગ પોતેજ શીખવવાના કામમાં નિરંતર ગુંથાયા રહેવું, અને વર્ગ શીખવતા શીખવતાંજ બીજા વર્ગોની દેખરેખ રાખવી. નિશાળના વખતની બહાર માનિટરોને ભણાવવા અને તેમને પોતાનું કામ કરતાં શીખવવું એ પણ મહેતાજીનું એક મુખ્ય કામ ગણાયું.

નંબર આપવા લેવા એતો આ પદ્ધતિનો પ્રાણાત્મા હતો. એ સિવાય માનિટરના હાથમાં વર્ગ રહીજ શકે નહિ. નંબર ચઢાવવા, ઉતારવા, ઠપકો દેવો, શાબાસી આપવી, ઇનામ આપવાં, વગેરે રીતો આ પદ્ધતિથી બહુજ વિસ્તાર પામી. દાક્તર બેલ અને લાંકેસ્ટર એ બંને શક્ત શરીરશીક્ષાની વિરૂદ્ધ હતા, પણ છેલ્લો હાંસિ અથવા ફજેતી કરી કે ભભકાદાર ઇનામો આપી છોકરાને વશ કરવા ઉપર પોતાનું ધોરણ વધારે રાખતો હતો, દાક્તર બેલ મોટા ગુનાહને માટે છોકરાનો ધનસાંક છોકરાની જ્યુરી બરોબેજ કરાવતો.

પરસ્પર પદ્ધતિના ફાયદા. ૧. થોડે ખરચે મોટી નિશાળ ચાલી શકે, એમાં ફક્ત એક સારા મહેતાજીનોજ પગાર ખરચ બેસે, અને છોકરા ગમે એટલા શીખવી શકાય. પ્રથક્ શિક્ષક કે વર્ગબંધી શિક્ષણમાં એક શિક્ષક ઘણામાંઘણા ૪૦—૫૦ છોકરા ભણાવી શકે, પણ આ પરસ્પર પદ્ધતિથી તો તે એક માણસ ૫૦૦ છોકરાની નિશાળ પણ સારી રીતે ચલાવી શકે

આ પ્રમાણે કેળવણીની કિમત ઓછી થવી એ સાર્વજનિક કેળવણીના સવાલમાં બહુજ અગત્યની વાતછે. જો દેશના તમામ છોકરાને આપણે ભણાવવા ચાહાતા હોઈએ, તો આ પરસ્પર પદ્ધતિ વિના છૂટકો જણાતો નથી ૪૦–૫૦ છોકરે એકેકો શિક્ષક રાખવો કદી પણ આખા દેશમાં પરવડે ન હિ, અને નામને પગારે છોકરાઓનેજ આખા દહાડાના શિક્ષક કરી નીમ્યાથી નામમાંજ માત્ર ફેર પડેછે, પણ પરસ્પર પદ્ધતિના જે ગેરફાયદા છે તે કાંઈ દૂર થતા નથી.

૨. છોકરા બીજાને શું શીખવી શકે એ આ પદ્ધતિના સામો મોટો પૂર્વ પક્ષછે, પણ અનુભવી પુરૂષોના જોવામાં આવ્યું છે કે કેટલીક બાબતોમાં તો છોકરાઓ મોટા માણસ કરતાં પણ વધારે સારૂં શીખવી શકેછે. બાળક બાળકની મુશ્કેલીઓ વધારે સમજી શકેછે, તે ટાળવાના ઉપાય તેને વધારે સહેલથી સૂઝી આવેછે, અને સમજાવવાની રીત તથા ભાષા બાળકને અનુસરતી સ્વાભાવિક રીતિજ હોયછે. તેમજ ભણનારની જડતા કે મંદપણાથી તેઓ મોટા માણસ જેટલા કંટાળી જતા નથી, પણ ઉલટા હોંસે હોંસે તે ટાળવાના તજવીજમાંજ મંડ્યા રહેછે.

૩. કેટલીક બાબતોમાં મહેતાજી જેવું શીખવણ થઈ ન શકે, તો પણ હલકા વર્ગની નિશાળમાં એટલે છેક ગરીબોના છોકરાને જેટલું ભણવુંછે તેટલું તો માનિટરોની મારફત ભણાવી શકાય એવું.

૪. ભણાવવાના કામમાં રોકાએલા છોકરા પોતાનો અભ્યાસ ચૂકે તેનું કેમ એના જવાબમાં એવું કહેવામાં આવ્યું છે કે ભણાવવાથી પોતાનું શીખેલું વધારે પાકું થાયછે અને તેમ કરવાની તેને જરૂર પડેછે, તથા સંભાળ, ડહાપણ, સ્થિરતા, અને વિશ્વાસ પાત્ર થવાના ગુણ માનિટરોમાં આવેછે. માનિટરની પદવીએ પહોંચવાથી તેઓ વધારે કામાગરા, ઉદ્યોગી, તથા પ્રમાણિક થાયછે. વળી ભાડુતી હલકા આસિસ્ટંટ કરતાં તેઓ મહેતાજીએ સોંપેલું કામ વધારે હોંસ, શ્રદ્ધા, અને એકનિષ્ઠાથી કરેછે.

૫. પ્રથક્ પદ્ધતિમાં છોકરા ઘણો વખત છૂટા રહેવાથી તોફાન કરતા, અને ગપ્પ ટપ્પાનો શોખ હોય તો નવરાશીએ પીઠીયાવાડા કરતા તેને ઠેકાણે [illegible]

નિશાળની હાજરી ઘણીજ સારી થાયછે, ગુનાહ ઓછા થાયછે, અને શિક્ષાની જરૂર થોડીજ પડેછે. આ બધા લાભ પરસ્પર શિક્ષણનાજ નહિ, પણ વર્ગ બાંધવાના છે.

૬. છોકરાંમાં ધ્યાન આપવાની, અવલોકન કરવાની, અને ઝડપથી વિચાર કરવાની તથા જવાબ દેવાની શક્તિ કેળવાયછે. આ પણ વર્ગ બાંધવાનોજ ફાયદો છે.

ગેરફાયદા. ૧. પરસ્પર પદ્ધતિનો મોટામાં મોટો દોષ એ છે કે શિક્ષણકળાથી કેવળ અજાણ્યા અને એવા જે છોકરા તેનેજ આપણે નિશાળનું ઘણુંખરૂં શીખવણ સ્વાધિન કરી દઈએ છીએ.

૨. અશિક્ષિત (અનટ્રેન્ડ) માનિટરો હોવાથી બુદ્ધિને કેળવવાનું કામ તો બિલકુલ થઈ શકતુંજ નથી, તેમજ નીતિની કેળવણી પણ છોકરાની સત્તાથી આપી શકાય નહિ. મતલબ કે બુદ્ધિ અને નીતિ બંનેની કેળવણી નહિ, પણ માત્ર ભણતર અને તેમાં પણ વિશેષે કરીને ગોખણ ભણતરજ નિશાળમાં ચાલી શકેછે. તે છતાં પ્રથક્ શિક્ષણમાં પણ ઘણુંખરૂં પરિણામ આવુંજ થાયછે. ખરી કેળવણી તો વર્ગવાર સુશિક્ષિત સારા મહેતાજીઓ હોય ત્યારેજ આપી શકાય, અને તેમ જ્યાં ખરચના કારણથી થઈ શકતું નથી, ત્યાં પરસ્પર પદ્ધતિ કાંઈ વિશેષ નુકશાનકારક છે એમ કહી શકાય નહી.

૩ માનિટરો પક્ષપાતી, વેર રાખનારા, અને વખતે લાંચીઆ, તથા બીજા છોકરા ખુશામતીઆ સ્વભાવના થવાનો ઘણો સંભવ રહે છે. આવું પરિણામ સહેજસાજ તો પરસ્પર પદ્ધતિમાં થયા વિના રહે નહિ, પણ જો મહેતાજી વિચક્ષણ, ખંતી, અને જબરી દેખરેખ રાખનારો નહિ હોય, તોજ એ ખરાબી બહુ વધી પડેછે.

૪. મહેતાજીમાં ઉત્સાહ, બુદ્ધિ તથા શરીરનું ચાપલ્ય, ઉદ્યોગ, અને ખંત એ અસાધારણપણે જોઇએ છીએ, અને તેમ બહુધા ન હોવાથી આ પદ્ધતિ કેળવણી કે વિદ્યાભ્યાસની નહિ, પણ માત્ર છોકરાઓને, નકામે કામે વળગેલા દેખાડી પોતાને તથા દુનિયાંને ઠગવાનીજ કળા થઈ રહેછે.

૫ નિશાળ સારી હોય તો તો ઠીક, પણ નહિતો માનિટરો જોઇએ

તેટલા અને તેવા મળી શકતા નથી, અને ત્યારે તો એ નિશાળની પૂરીજ કમબખ્તી સમજવી.

૬. છોકરાને માનિટર કરવા કે માનિટરની મારફતે ભણાવવા એ તેમના માબાપને પસંદ પડતું નથી.

---

## गौरीशंकर वेधशाळा.

ધર્મયુક્ત કે ધર્મ વિયુક્ત કેળવણી એ ઓગણીસમા સૈકડાનો મોટો સવાલ છે. તે છતાં યુરોપખંડમાં દેશધર્મ અને રાજ્યધર્મ એક હોવાથી એ બાબતની ઘણી હરકત ત્યાં જણાતી નથી. પણ ભારતખંડમાં તો હાલ રાજ્યધર્મ અને પ્રજાધર્મ જુદાજ એટલુંજ નહિ, પણ પ્રજામાં એ કોમેકોમના ધર્મો એવા જુદા અને વિરોધી છે કે જે નિશાળોમાં બધી કોમના છોકરા ભણવા આવતા હોય ત્યાં કોઈપણ અમુક ધર્મની કેળવણી આપવી એ મહા અન્યાય અને વિનાશકારી થઈ પડે. આ કારણથી આપણી ભોળી સરકારે ગંભીર બુદ્ધિ વાપરી પોતાની સઘળી નિશાળોમાંથી ધર્મની કેળવણી દૂરજ રાખીછે. આમ થવાથી આપણા દેશમાં જે હાલ કેળવણી અપાય છે તે ધર્મવિયુક્ત થઈ પડીછે, અને તે જોઈ કેટલાક દેશી તથા પરદેશી ગૃહસ્થો ઘણો ખેદ પામેછે, તથા તેને નાસ્તિક કેળવણી કહી વખોડે પણ છે. છેલ્લા એજ્યુકેશન કમિશન આગળ પણ ધર્મ વિયુક્ત કેળવણીની સામા એક સખ્ત ફરીઆદ હતી, અને એ કમિશનમાંના કેટલાક મેમ્બરોએ તે કબુલ રાખી સામાન્ય ધર્મનું એક પુસ્તક તૈયાર કરાવી તે શાળાઓમાં શીખવવાની ભલામણ પણ કરીછે.

તે છતાં અમારો વિચાર તો એમજ કે એવા સામાન્ય ધર્મ સંગ્રહથી કંઈ ફાયદો ન થતાં ઉલટો બખેડો થવાની દહેશત વધારે રહેછે. જો ધર્મયુક્ત કેળવણીની જરૂર છે, તો તે અમુક ધર્મની કેળવણી વિના કદી પણ આપી શકાવાની નથી. અને તેથી જ્યાં સુધી આપણા લોક રાજ્યમાં કુશળ થઈ જનકેળવણી પોતાના હાથમાં લેવાને શક્તિમાન થયા નથી, ત્યાં સુધી સરકારી નિશાળોની કેળવણી ધર્મવિયુક્તજ રહેવાની. એનો ઉપાય હાલ એટલોજ છે કે જે શ્રીમંત ગૃહસ્થો ધર્મોત્સાહી હોય

તેમણે ધર્મયુક્ત કેળવણીની નિશાળો પોતાને ખર્ચે સ્વતંત્રપણેજ કાઢવી. વિલાતની ઘણીખરી નિશાળો તથા શાળાઓ આ પ્રમાણે ધર્મોત્સાહી આંનગી ગૃહસ્થોના ફંડમાંથીજ ચાલેછે. એટલું બધું જો હાલ આપણાથી થઈ શકે નહિ, તો માત્ર ધર્મની કેળવણીનીજ નિશાળો કાઢવી એ તો ધર્મોત્સાહી માણસોની ખાસ ફરજછે.

અમારો વિચાર આ મુજબનો હોવાથી અમે સાંભળીને રાજી થયા છઇએ કે ભાવનગર ખાતે ત્યાંના માજી દિવાની શ્રી ગૌરીશંકર ઉદયશંકર સી. એસ. આઈ. એ પોતાના ખરચથી એક વેદશાળા ગયા ફાગણ શુદ ૬ ને શુક્રવારે એટલે તા. ૨૦ મી ફેબ્રુઆરી સને ૧૮૮૫ ને રોજ સ્થાપન કરીછે. વિદ્યાભ્યાસની વિશેષ ગોઠવણો શી કરીછે તે બાબત અમારો ખબરપત્રી લખતો નથી, પણ એટલું તો તે ઉપરથી સાફ જણાય છે કે વેદ તથા ઉપનિષદ વેદાંગ જાણનારા સારા શિક્ષાગુરૂઓ રાખવામાં આવ્યાછે, અને સ્નાન સંધ્યાદિકથી તે છેક વેદાંગ સુધી વિદ્યાર્થિને જે ભણવું હશે તે બણાવી શકાશે. હજી એ શાળા નીકળ્યાને મહીનો પણ પૂરો થયો નહોતો એટલામાંજ તા. ૧૩ મીને રોજ એ શાળામાં ઇનામ વહેંચવાને મિલાવડો મળ્યો હતો તે વેળા વિદ્યાર્થીઓની સંખ્યા ૧૩૪ ની માલમ પડી હતી. એ પ્રસંગે અધ્યક્ષ સ્થળે ભાવનગરના મુખ્ય દીવાન આઝમ વિઠ્ઠલદાસ સામળદાસે બિરાજી સ્વહસ્તે ઇનામ વહેંચ્યા હતા તથા નાયબ દિવાન આઝમ વજેશંકર વિ. ગૌરીશંકરે એ શાળાની ઉત્પત્તિ વિષે એક સારૂં નમ્ર ભાષણ વાંચી સંભળાવ્યું હતું. અમે આ શાળાને દિનપરદિન આબાદ તથા ઉપયોગી થતી જોવાને હમેશાં આતુર રહીશું.



## પુસ્તકોની પહોંચ.

ગુજરાત રાજસ્થાન, રચનાર કાળીદાસ દેવશંકર પંડ્યા. આ મોટું પુસ્તક છે. એના રૉયલ આઠપેજી પૃષ્ટ ૫૮૦ અને દર પ્રતની કિંમત આઠ રૂપિયા છે. એને ગુજરાતના તમામ રાજ્યોની ડિરેક્ટરી કહીએ તો ચાલે. વડોદરા, પાલણપુર, મહીકાંઠા, રેવાકાંઠા, કાઠીયાવાડ, ખંભાત, અને સુરત ઇલાકાના તમામ નાના મોટા રાજ્યોની વંશાવળી, તેનો કાંઈક

ઇતિહાસ, રાજ્ય વિસ્તાર, વગેરે ઘણી ઘણી બાબતોનો એમાં સંક્ષેપથી સરળ ભાષામાં સમાવેશ કીધેલો જણાય છે. સાધારણ વાંચનારે તો કદાપિ નહિ દરેક રજવાડાં વાળાઓએ તો આ ચોપડી અવસ્ય પોતાની પાસે રાખવી જોઇએ. વહીવંચાઓના ચોપડા કરતાં આવી જાતની ચોપડી વધારે ઉપયોગી અને સમયાનુસાર છે.

ખરનો નર અથવા નરનો ખર, રમુજે દિલપસંદમાં વાતછે એક માણસ કોઈ આખુનજીની તારીફ સાંભળી પોતાના બકરાને માણસ કરાવવા લઈ ગયો હતો. આ રમુજી નુસ્ખાને ટીચી ટીચી લાંબુ કરી આના બનાવનાર હાથીરામ પુરૂષોત્તમ મહેતાએ એક ચારઅંકી (ચતુરાંકી તો શબ્દજ ખોટોછે) નાટક ઉભું કર્યુંછે. પણ રંભમા તે ટુચકાજ હોય. તેના કૂટકૂટવાથી કાંઈ પણ મઝા આવતી નથી. તેમજ અત્રે થયુંછે.

મુલતવી રાખવાનાં માઠાં ફળ, એ નામની એક વાર્તા રા. વિઠ્ઠલરાય ગોવર્દ્ધન પ્રસાદ વ્યાસે ઈંગ્રેજી ઉપરથી ભાષાંતર કરીને બહાર પાડી છે તેની એક નકલ અમને મળી તે વાંચી અમે ઘણા રાજી થયા છઇએ. એ વાર્તાનો કેટલોક ભાગ બુદ્ધિપ્રકાશમાં છપાઈ ગયોછે, અને તે જેણે વાંચ્યો હશે તેને આ વાર્તાની અમારી તર્ફની ભલામણ કાંઈ પણ જોઇતી નથી. આ વાર્તા જેટલી સુબોધકારી તેટલીજ રસ ભરેલી છે—બોધ આપવાને અર્થે જોડાએલી કેટલીક વાતો જેમ અસંભવિત અને નીરસ હોયછે તેવું આ વાતમાં જરાએ નથી. વસ્તુ સંકળના સઘળીજ સંભવિત, રોજના બનતા બનાવોની છે, અને પાત્રતા તથા રસ પણ જોઇએ તેવાંછે. ભાષાંતર કરનારે પણ એને સરલ તથા રસિક કરવામાં પોતાની તર્ફથી કાંઈ બાકી રાખ્યું નથી. જો પ્રસ્તાવનામાં ન કહ્યું હોત, તો થોડાજ એમ જાણત કે એ ઇંગ્રેજી જેવી પરભાષાનો તર્જુમો છે. અમે એટલાજ દિલગીર છઇએ કે આ વાર્તા કેવી સુબોધકારી તથા રસ ભરીછે તે દેખાડવાને સારૂ અમે તેનો કેટલોક સાર અત્રે સ્થળસંકોચના કારણથી આપી શકતા નથી.

કચ્છમહોદય, એટલે, મહારાજાધિરાજ મિરઝા મહારાવ શ્રી ખેંગારજી સવાઈ બહાદુરના રાજ્યાભિષેક પ્રસંગે શીઘ્ર કવિ પ્રસિદ્ધ પંડિત કવિ શ્રી ગટુલાલજીએ રચેલા સંસ્કૃત કાવ્યનું ગુજરાતી ગદ્યમાં ભાષાંતર. આ નામજ એ પુસ્તકનો વિષય શોછે તે સ્પષ્ટ કહી આપેછે, અને ગટુલાલજી જે

વિષયપર લખે તેમાં કાંઈ તો પંડિતાઈ તથા રસ આવ્યા વિના રહેજ એમ કહેવાની કાંઈ જરૂર રહેતી નથી. તો પણ નિસ્પૃહી સાધારણ વાંચનારને એ કાવ્ય રૂચશેજ એમ અમે કહી શકતા નથી. ભાષાનું કાઠિન્ય, તથા અલંકાર બેસાડવામાં શબ્દ અર્થની ખેંચ જોઇએ તે કરતાં કાંઇક વધારે છે.

સ્વાભાવિક ધર્મ, એ નામની ચોપડી ચારેક વર્ષ ઉપર ન નામી છપાએલી તેની બીજી આવૃત્તિ હાલ નથુરામ પીતાંબરજી રાવળે પોતાના નામથી છપાવી છે. એ વિષે અમે અમારો વિચાર પ્રથમ આપી ચૂક્યા છઇએ, અને તેમાં વિશેષ કહેવાનું એજ કે આ આવૃત્તિમાં કેટલીક સુધારો વધારો થવાથી તે પહેલાં કરતાં વધારે સારી થઇછે.

વૃદ્ધપતિવેદના, આ કવિતા લખનારનો હેતુ કદાપિ સારો હશે, પણ એમાં અમર્યાદિત કવિતા એટલીબધી છે કે અમારૂં કહેવું એટલુંજ છે કે એ લખનારે પોતાનું નામ જાહેરમાં મૂકવા પહેલાં કોઈ સારા માણસની સલાહ લીધી હોત તો એના હકમાંજ વધારે સારૂં થાત. બિભત્સ દોષ બાદ કરતાં પણ એના ગદ્ય કે પદ્ય એકે લખાણમાં ઝાઝો માલ કાંઈ પણ દેખાતો નથી.

શ્રી પ્રયાગ નાગર જ્ઞાનવર્ધક સભાનો પ્રથમ વાર્ષિક વૃતાંત સને ૧૮૪૦—૪૧ નો. ગૂજરાતથી દૂર છેક અલ્હાબાદમાં વસનારા આપણા નાગરમિત્રોએ પોતાના સ્વજ્ઞાતિના વૃદ્ધિમાં વધારો કરવા તથા ગૂજરાતી ભાષાનો અભ્યાસ વધારવા આ પ્રમાણે સમારંભ આદર્યો છે તે જોઈ અમે ઘણા રાજી થયા છઇએ.

પુસ્તકમાળા અંક ૨૮ મો, આ અંક બ્યાપાર વિષેછે, અને એના પ્રવર્તકોના ઘણું કરીને સઘળા અંકોની પેઠે એ ભાષા તથા અર્થમાં સરલ અને લોકને ફાયદા સાથે વાંચવો ગમે એવો બે પાઈનો એક નાનકડો અંક છે.

પ્રિયવંદા, નામનું એક વિશેષે કરીને સ્ત્રી ઉપયોગી માસિક કાઢવા બાબતનું વિજ્ઞાપિપત્ર ભાઈ મણિલાલ નભુભાઈ દ્વિવેદી તરફથી અમને મળ્યુંછે. બેશક સ્ત્રીઓને માટે આસ ચોપાનીયાની જરૂર તો છેજ, અને તે જોઇએ તેવું નીકળવાની આશા આપણે આ તરૂણ વિદ્વાનની તર્ફથી બાંધીએ તો તે ખોટું ગણાશે નહિ, કેમકે એ લખનારના કલમ ગૂજરાતી પ્રજા આગળ પોતાનો દેખાવ બેચાર વાર આપી ગઇછે.

---

# सारसंग्रह.

જૂનાગઢ દરબાર તરફથી નીકળેલી સ્કાલરશીપો—જુનાગઢના દરબારે પોતાની રૈયત માહેલા જે નાગરો કેળવણી લેવા ઈંગ્લાંડ જવાની ઉમેદ રાખતા હોય તેઓને માટે દર વરસે બબ્બે હજાર રૂપિયાની ત્રણ સ્કાલરશીપ કાઢીછે તેમજ વળી દીવાનજી વજીર બાવદીનભાઈએ પણ દર વરસે દોઢ હજાર રૂપિયાની એક સ્કાલરશીપ કાહાડી છે.

ખાંડ ઉપરથી સાકર બનાવવાનું એક કારખાનું અમદાવાદમાં નીકળવાની ગોઠવણ થઈ ચુકીછે. આ કામ કરવા સારૂ એક સારા ગ્રહસ્થોએ મળી કંપની ઉભી કરીછે, અને તેનું નામ સ્યુગરકેન્ડી મેન્યુ ફૅક્ચરીંગ કંપની રાખ્યુંછે એની કુલ થાંપણ ૨૦૦૦૦ રૂપિયાની તથા દરેક શૅર રૂ૧૦૦)નો રાખ્યોછે.

ભાવનગરની શામળદાસ કૉલેજના પ્રિન્સિપાલ દાખલ ઑક્ષસફર્ડની લીનકોલન કૉલેજવાળા પ્રોફેસર ગુનીઅન, એમ. એ. ની નિમણુક થઈ છે. આ પ્રોફેસર વળી લંડનની યુનીવરસીટી કૉલેજમાં સંસ્કૃત ભાષાનો શીક્ષક ગુરૂ હતો.

ઇંગ્રેજી વાલનટીઅરો—છેલા હિસાબ મુજબ ઈંગ્લાંડ ખાતે સઘળા મળીને ૨૧૪૦૦૦ વાલનટીઅરોની મોટી ફોજછે, જે સંખ્યામાં ૫૦૦૦ છેલા સાલમાં વધ્યાછે. આ સઘળામાંનાં ૨૦૮૦૦૦ કામ બજાવી શકે એવાછે.

તોપખાતામાં ૩૬૫૦૦ વાલનટીઅરો છે, ઈંજનેર વાલનટીઅરો ૬૪૮૦ છે, અને ૧૬૫૦૦૦ પેદલ ફોજમાં છે.

કેવો ઉદ્યોગ—સ્વિટઝર્લાન્ડમાં હરસાલ ૧૬૦૦૦૦૦ ઘડીઆળ બને છે, અને તેને બનાવવામાં લગભગ ૪૦૦૦૦ માણસો કામે લાગેલાંછે.

મનીઆર્ડર સને ૧૮૮૪ ની સાલમાં હિંદુસ્થાનમાં ૭૪૬ લાખ રૂપિયાના થયા હતા, જેનું નવલાખ રૂપિયા કમિશન ઉત્પન્ન થયુંછે.

રસાયણના પ્રયોગવડે ખાતર બનાવવા ઉભી થનારી ટોળી—પુનાની આર્ટ કૉલેજના પ્રોફેસર સૅમ્યુઅલ કુકે રસાયણના પ્રયોગથી ખાતર બનાવવાની શોધ કરીછે, તેને માટે પુના ખાતે એક ટોળી ઉભી કરવાની હીલચાલ થાયછે.

એક નામીચા હિંદી ઉદ્યોગને ખીલવવાની વીલાયત ખાતે કોશીશ-

થાયછે, અને તે માટે ત્યાં એક કંપની ઉભી થયછે. આ ઉદ્યોગ શાલ, ફરશ, ગંજી વીગેરે બનવાવાને લગતો છે. એ ઉદ્યોગ દિનપરદિન પડી ભાગતો જાયછે પણ હવે તેને પાછો ટેકવવા અને ખીલવવાની આ તજવીજ થઇછે, તે એવી રીતે કે પંજાબ અને કેશમીરમાં લાહોર, અમૃતસર અને પઠાણકોટ ખાતે કારખાનાઓ સ્થાપીને ત્યાં આ ઉદ્યોગ ચાલુ કરવો. કહેછે કે આ જણસોનો વિલાત ખાતે એટલો ખપ ખપછે કે મેશરસ ચેપવની કું. એ આગળથીજ નવી કંપનીને રૂ૧૦) લાખની કીમતનો માલ ખરીદવાની વરદી આપી છે. એક બીજી પેહેઢી ચાલુ જથો દર સાલ ખરીદ કરવાની કબુલત આપેછે. એવી ગણત્રી થઈ છે કે ઉપલાં છ કારખાનાં ચાલુ થયા પછી દરસાલ ૧૩૦૦૦૦ સામચોરસ વાર જેટલા ફરશો તૈયાર થશે, અને દરવારે રૂ૧૦) ની કીમત ગણતાં તેર (૧૩) લાખનો માલ ઉતરશે તો સઘળો ખરચ બાદ જતાં રૂપિયા ૩૨૦૦૦૦ નો નફો રેહેશે, જેમાંથી સેંકડે ૩૦ ટકાની ભાગીદારોને વહેંચણી મળશે. પંજાબમાં સરકારી જેલોમાં ફરશો બનાવવામાં આવે છે, અને તેથી તે તરફના દેશી ધંધાદારીઓના ઉદ્યોગમાં મોટી ખલલ થવાની ફરીયાદ લાંબા વખતની છે, પણ કહેછે કે કોઈપણ કંપની ઉભી થઇને કારખાનાં કાઢે તો હિંદી સરકારે જેલમાં બનતા ફરસોનો અટકાવ કરવાની મરજી દેખાડી છે. ઉપલી નવી કંપનીનું નામ "પંજાબ એંડ કેશમીર કારપેટ કું૦" છે, જેની થાપણ દરેઅરે રૂ૫૦) ને હીસાબે ૧૦ લાખની છે.

ફુલોને મનગમતા રંગ આપવા.—હુન્નર અને ઉદ્યોગનાં ફળ સદા મીઠાં હોયછે. દરેક માણસને એકજ જાતના રંગ ઉપર પ્યાર હોતો નથી, અને એક ફુલની ખુશબોઈ છતાં તેના રંગને લીધે એક ફુલ માણસની ના પસંદગી મળવે છે. "રંગારો" એ નામનું એક પત્ર એવી વાત જાહેર કરેછે કે અગર જો ફુલોનો કુંડીમો આપણને જે રંગનાં ફુલો ગમતાં હોય તે રંગ માટીમાં પુરીશું તો તેજ રંગનાં ફુલ પાક થશે, અને ફુલની ડાંડીઓ કાપીને તેમને તેજ રંગનાં પાણીમાં બોળી રાખીશું તો તેથી પણ તેઓ આ નવો રંગ પકડશે પણ આ વાત જાણવાજોગ છે કે જેમ માણસને ગોકસ રંગો ઉપર ભાવ હોયછે તેમ ફુલોને તેમના પસંદ પડતા રંગોજ વાહાલા હોયછે, એટલા માટે તેઓને અણગમતા રંગનો પોશાક આ-

પત્તાની માણસની ઇચ્છા હોય પણ ફુલની મરજી તે રંગમાં ખીલાવવાની નહિ હોય તો તે રંગ જે જુદા જુદા રંગોનો બનેલો હોય તે જુદા જુદા રંગોનો લેબાસ લેવાનું તે ફુલ પસંદ કરેછે! શું આ એક કુદરતની કરામત નથી! અને તે વિદ્યાએ ખુલ્લી પાડી આપી છે. દાખલા તરીકે જાંબુડો રંગ ફુલના મોટામાં પુર્યો હોય તો એ રંગ લેવાને નાપડે છે, પણ એ રંગ જે બેરંગો—બ્લુ અને રાતો—નો બન્યોછે તે બંને રંગો તે ફુલની પાંદડીઓમાં દેખાવ દેછે. પણ આમ દરેક મિશ્ર રંગના સંબંધમા બનતું નથી.

દુશ્મનોનો સંહાર કરવાનું નવું યંત્ર—આજે સુધી 'ટારપીડો' નામનાં આને ખરાબીનાં યંત્રોનો ઉપયોગ માત્ર દરીયામાંજ થતો હતો, પણ હવે શત્રુનાં બારકસોનો નાશ કરવાના પાપી લોભ ઉપરથી તેમના લશ્કરનો સંહાર કરવાના વધારે ગુનાહ ભરેલાં કામ ઉપર નજર ગઇછે અને ઑસ્ટ્રીયન હુઝર રેજીમેંટ વાળા હેર વૅાન લબોવીટ્ઝ નામે એક ઑફીસરે નવી જાતના ટારપીડો બનાવ્યાછે કે જેમને ધસી આવતા દુશ્મનનાં લશ્કરના માર્ગ વચ્ચે જમીનમાં નાનો ખાડો ખોદીને છુપાવ્યાથી અને જરૂરની વખતે વીજળીની મારફતે સળગાવ્યાથી, કહેછે કે, તેઓ ભારી પ્રાણઘાત કરવાને શક્તીવાન થઈ શકેછે.



## નિશાળોનાં ઇનામપત્રક.

### ગોહીલવાડ.

(પાછલ પાને ૯૮ થી.)

હાડીઆદ. વળાના કુમારશ્રી અખેરાજજી તથા ગામલોકો તરફથી રૂ૧॥ મીઠાઈ રૂ૦॥ ચોપડીયો કુલ રૂ૨) વડોધ. ગામલોકો તથા પ્રેસીડેન્ટ કાળુભાઈ તથા શેઠ ગોરધન રૂ૪॥। લાહી. વલીઆ લવજી પ્રાગજી રૂ૧) મીઠાઈ અને કન્યાશાળામાં કારભારી સાહેબ માણેકલાલ લાધાભાઈ રૂ૧-૧-૦ આમરા. મહેરખાન જામદારો તરફથી રૂ૧૮) રૂમાલ રૂ૨) મીઠાઈ કુલ રૂ૨૦) ચમારડી. ગામલોકો તરફથી રૂ૦-૧૦-૦ ભટળી. ઠકર રતનશી નાનજી રૂ૦॥। શાકર—રસનાળ. તાલુકદાર ભાસ્કરરાવ વીઠલ રૂ૧) ચોપડીયો રૂ૧) મીઠાઈ—ભુમલી. રા. લલ્લુ સંઘવી રૂ૧) કોળીપાદ. બાવા ગોવિંદદાસ ગરીબદાસ રૂ૧॥ તલગાજરડા. શીહોરના શા. અમૃતલાલ છગનલાલ રૂ૧॥

વીજપડી. સર ન્યાયાધીશ સાહેબ વિદ્યારામ રૂ૦-૬-૦ ધાંધારી. પોલીસસ્વાર રહેમાન આમેદ રૂ૦। શાકર—સથરા. મહેતાજી ગૌરીશંકર ગોવિંદરામ રૂ૦-૬-૦ કેરી—કારીઆણી. પટેલ કલ્યાણ રણછોડ રૂ૦॥ અરજણરૂ ણ-છોડ રૂ૦-૬-૦ રઘનાથ જોધા રૂ૦-૬-૦ તારાચંદ રતનશી રૂ૦। કુલ રૂ૧॥ શાકર—ઉમરાડા. દરબારશ્રી તરફથી રૂ૭॥ પાણી પાવા સારૂ ઠસા ફોજ-દાર. પ્રાણશંકર લક્ષ્મીદાસ રૂ૧) કેરી—લાઠી. કારભારી શા. માણેકલાલ લાધાભાઈ રૂ ॥ કેરી અને કન્યાશાળામાં રૂ૧) સાકર—ચમારડી (બાબરા) કંટ્રાકટર વીઠ્ઠા કસલા રૂ૧) સાકર—ભાવનગર નં. ૧ રા. દુરગાશંકર મયા-શંકર રૂ૧॥ મીઠાઈ અને નં. ૩ જામાં સુથાર ડાહ્યા ગીલા રૂ૧) સાકર—અંટારીઆ—રા. નારણ હીરા રૂ૦-૫-૬ કોલીઆદ. પટેલ નાગજી નથુ રૂ૦ ૧૨-૦ મહુવા કન્યાશાળા શેઠ મનજીભાઈ નથુભાઈ રૂ૧-૧૪-૦ ગરબાવળી નં. ૧૫ ચાપજ કન્યાશાળા. દરબારશ્રી તર-ફથી રૂ૧૫ ચુંદડીપો. થાણદાર મુખ્તરાએ રૂ૧) ગામલોકોએ રૂ૧) મસ્ટૉ રૂ૦॥ સાકર—પીઠવડી—કુંડલા થાણદાર સાહેબ દયારામભાઈ રૂ૧-૫-૦ મીઠાઈ—પાવેરા. વહીવટદાર સા. ભાઇચંદ ભામજી રૂ॥ સાકરના—ધાંધળી—પટેલ લાખા રામા રૂ૧) સાકર—ઉસરડ. જાની જુઠા ઈશ્વર રૂ૦॥ ઝાંઝમેર. ઉમડી ફોજદાર બાપલભાઈ રૂ૦ સાકર લાઠીદડ—પટેલ અમ-રશી નેરામ રૂ૧) અજકડ. વ્યાસ વીઠલ ડુંગર રૂ૦॥ સાકર-–ભીમડાદ. શા. નેમચંદ નાનજી તથા ભુરા દેવજી રૂ૦॥ સાકર—આંબા. પટેલ મેઘજી જીનાએ પોતાના છોકરાંને નિશાળે બેસાડી રૂ૦-૧૧-૦ સાકર—પાંચતલા-વડી. કાબુકીયા અરજણ દેવશી રૂ॥ પાલીતાણા. જીવાભાઈ પીતાંબર તથા વોરા અમીચંદ જમરાજ રૂ૧૦) ઉનાળામાં પાણી પાવા સારૂ—લાઠી. મહેતાજી રવજી લાલજી રૂ૨) મીઠાઈ અને કન્યાશાળામાં કારભારી શા. માણેકલાલ લાધાભાઈ રૂ૧) મીઠાઈ. રવાના તા. ૨૨-૧-૯૪ મુ૦ મહુવા.

(દેપ્યુટી સહી.) કીરપાશંકર હમીરચંદ.
ડે. એ. ઈ. પ્રાં. ગોહીલવાડ.

ભરૂચ વિભાગ.

(પાછળ પાને ૭૧ થી.)

ભરૂચ નં. ૨ મગ્રોહના ઠાકોરના પુત્ર છત્રસંગજી ભારતસંગજી રૂ૧॥ સુકલતિર્થ કન્યાશાળા. પોલીસપટેલ. વખતસંગ નાનસંગ રૂ૨) માટીએ

દાહીમતસંગજી લક્ષ્મીબાબા રૂ૧) ભરૂચ નં. ૩ રા. હરગોવિંદ હીરાચંદ રૂ૧૨) રા. એદલજી ખેદાબખસ મોદી રૂ૧) રા. અનોપરામ જગન્નાથ રૂ૧) રા. રા. છોટાલાલ પરભુરામ રૂ૧) રા. ઠાકોરદાસ તુળશીદાસ રૂ૧) રા. હરીભાઈ પ્રાણજીવન રૂ૧) રા. જમીયતરામ મૂળચંદ રૂ૧) રા. ગોરધન લાલભાઈ રૂ૧) કુલ રૂ૧૯) ધમણાદ પટેલ નરોતમદાસ પુરષોતમદાસ પરભુ મંડાવી. રવાના ૨૬-૩-૪૮.

(ઇંગ્રેજી સહી.) ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી.
ડે. એ. ઈ. ભરૂચ વિભાગ.

ઝાલાવાડ પ્રાંત.
જા. નં. ૪૯.

ધ્રાંગધ્રા. મહારાજશ્રી માનસીંહજીએ રૂ૫) મીઠાઈ તથા વૈદ અંબાશંકરે રૂ૪) ના દાળીયા તથા લાડવા કુલ રૂ૯) જેસડા. માલવણના કામદાર રેવા આતમારામે કોપરાં તથા સાકર રૂ૦-૫-૯ જોચડા. સ્કૂલ કમિટિના મેમ્બરોએ રૂ૧) મીઠાઈ વહેંચી—હળવદ મુખ્ય. નિશાળનું નવું મકાન થતાં છોકરાઓને બેસાડ્યા તે વખતે ગામલોકો તરફથી રૂ૩ાા સાકર વહેંચી—વાંકાનેર—મહારાજાશ્રી અમરસિંહજીના સાલગીરીને દીવસે રૂ૧૫) મીઠાઈ ૨૫) નકશો ચીતરવાને સામાન કુલ રૂ૨૦) ખોડુ. સ્કૉલર મોહન કમરશીએ ૭ આનાના કાગળ તા. ૨૨) રા. રા. બજીભાઈ નથુરામે તથા રૂ૩) ગામના પટેલીઆઓએ તથા રૂ૨) ગામના શાહુકારોએ મળી કુલ રૂ૭) ના મીઠાઈ. શીલાપુર. પટેલ કહાનજી લાલજીએ રૂ૨ાા મીઠાઈ વહેંચી—વાણા. ગામના તાલુકદારોએ રૂ૧) મીઠાઈ—ચુડા. ગાંધી લક્ષ્મીચંદે પોતાને ત્યાં દીકરાનો જન્મ થવાથી રૂ૩) સાકર તથા ગોળ. તેમને ગોસળીઆ રાજેપોરને ત્યાં દીકરાનો જન્મ થવાથી રૂ૧ાા ની દ્રાક્ષ—અખીણા. ગામલોકો તરફથી રૂ૦ાા મીઠાઈ. ઝીંઝુવાડા. ઠાકોર ભાવસંગજી દાદાજીએ રૂ૦) મીઠાઈ વહેંચી—સુરેલ. મહેરબાન કામદાર સાહેબે રૂ૦ાા મીઠાઈ વહેંચી—વણોદ મહેરબાન દરબાર સાહેબે રૂ૪) મીઠાઈ વહેંચી—ટીકર. આજમ ચાણદાર સાહેબે છોકરાઓને જમાડ્યા તથા એક ચાલતું ઘડીયાળ આપ્યું—ધ્રાંગધ્રા. સૉલ્ટ કમીશનર સાહેબે રૂ૨૧ ની મીઠાઈ—દેવચરાડી. વઢવાણના રહીશ કરીઆણાના મહેતાજી રાવળ નાગજી મોનજી બીજીવાર પરણવાથી રૂ૧ાા મીઠાઈ—પંચા-

સીઆ. સ્કુલ કમિટીના મેમ્બરોએ રૂ૧) ખજુરે વહેંચ્યું—**મહિકા.** વાંકાનેરના આજમ ન્યાયાધીસ સાહેબે રૂ૧॥ મીઠાઈ વહેંચી—લીંબડી કન્યાશાળા. મેહેરબાન કાઠીઆવાડના પોલીટીકલ એજંટ સાહેબ તેમના મડમ સાહેબની સાથે પધારી પરીક્ષા લેતાં મેહેરબાન ઠાકોર સાહેબે રૂ૪૯-૧૨-૦ લુગડાં રૂ૨૯) સ્ત્રી મોજના ચોપડીઓ તથા રૂ૩) મીઠાઈ કુલ રૂ૮૫-૧૨-૦—**પચ્છમ.** આજમ બલોલ ટપા ફોજદાર સાહેબે તથા સ્કુલ કમિટીના મેમ્બરોએ મળી રૂ૪) ની ચોપડી રૂ૧) ની સાકર રૂ૨) મેહેતાજીને પાઘડીના રૂ૧) આસીસ્ટંટને પાઘડીનો કુલ રૂ૮)—બલોલ. આજમ ટપા ફોજદાર સાહેબે રૂ૭) મીઠાઈ વહેંચી—દેવપુરા. દલાલ હીરસકુરા બેબાઈએ પોતાના ભાણેજને નિશાળે બેસાડી રૂ૦॥ સાકર વહેંચી—**સાયલા.** શેઠ બેરાભાઈ અમરશીએ તથા શેઠ ગોકળભાઈએ પોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ૪) ની મીઠાઈ વહેંચી—સરા. ખવાસ રામજી નારણે પોતાનો બસ શીળીમાંથી સાજો થવાથી રૂ૧॥ મીઠાઈ—સુળી. મહેરબાન ઠાકોર સાહેબે પોતાના દીકરાને મોતીકરાયને પગે લગાડી રૂ૧) મીઠાઈ—**તીથવા.** મેહેતાજી હરગોવિંદ રૂ૫) ની ખારેક વહેંચી—ઝીંઝુવાડા. મેહેરબાન ઝાલાવાડના આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સા. બા. પધારવાથી રૂ૪૬-૯-૦ કપડાં તથા ફેંટા અને તાલુકદારો તરફથી રૂ૨) નાં પતાસાં કુલ રૂ૪૮-૯-૦ નું ઇનામ રેવાના તા. ૧૪-૪-૮૪

(ઇંગ્રેજી સહી.) કૃષ્ણલાલ ગોવિંદલાલ.
ડે. એ. ઈ. ઓ. ઝાલાવાડ.

મહીકાંઠા.

(પાછળ પાને ૭૨ થી.)

વડોદરા. બાવીસા થાણુંદારની ઓરંજીવી નાનાલાલ ભોગીલાલ પરીક્ષા કરી ઈનામ વહેંચ્યું રૂ૦-૬-૦ **મહીસા.** બાવીસા દક્ષિણ વિભાગના પોલીસ ઇન્સ્પેક્ટર સામળદાસ વિશ્વનાથ તરફથી રૂ૧) વ્યાસ દામોદર મોરારજી તરફથી રૂ૦॥ કપડવંજ. બાવીસા દક્ષિણ વિભાગના પોલીસ ઇન્સ્પેક્ટર સાહેબ તરફથી રૂ૦॥ મોરસા. બાવીસા દક્ષિણ વિભાગના ઇન્સ્પેક્ટર સાહેબે રૂ૦॥ તથા હરીભાઈ ખુશાલ તરફથી રૂ૦॥ શા. ગુલાબભાઈ ખુશાલદાસ તરફથી રૂ૦॥ શા. વૃજલાલ મોરારજી તરફથી રૂ૦॥ તમાંકી ગોકળદાસ કીશા-

રેદાસ તરફથી રૂ૦ માણસા. મહેરબાન દરબારશ્રી રાજસંગજી સાહે
તર્ફથી રૂ૨૦) ચોપડીયો રૂ૧૦ મીઠાઈ તથા મહેતાજીને તથા શિક્ષકોને રૂ૧
કુલ રૂ૪૧) મહેરબાન મહિકાંઠાના પોલીટીકાલ એજંટ સાહેબ તર્ફ
રૂ૦-૧૦-૦ ચોપડીયો બાઇશ્રી ગુલાબજીબા તર્ફથી રૂ૭।। મીઠાઈ રા. ક
કળદાસ પીતાંબરદાસે પોતાના છોકરાને નિશાળે મુકી રૂ૨) મીઠાઈ. મહે
જી રેવાશંકર હરીશંકરે પોતાના છોકરાની લગનની ખુસાલીમાં રૂ૨) મીઠા
ભાયાત પ્રતાપસંગજી તરફથીરૂ૪) મીઠાઈ—પેથાપુર. પરીખ માણેકચં
ગોવધનદાસ તરફથી રૂ૧ા મીઠાઇ. પરીખ. ડાહ્યાભાઈ લલુભાઇ તરફ
રૂ૧ા મીઠાઇ—ઈલોલ. ઠાકોર વખતસંગજી દીપસંગજી તર્ફથી ગાદીએ
ઠાની ખુસાલીમાં રૂ૧૧) ચોપડીયો રૂ૫।। મીઠાઇ. રૂ૧૪) મહેતાજી આરિ
રંટોને કુલ રૂ૨૭।। અહમદનગર કાંસખાતાના સાહેબે રૂ૧) મીઠાઇ સાદર
મહીકાંઠાના પોલીટીકાલ એજંટ સાહેબ તરફથી રૂ૨) મીઠાઇ—સતલાસણ
ગઢવાડા થાણદાર ગીરધરલાલ અમરતલાલ રૂ૧-૧૦-૬ મીઠાઇ કલા
શીવલાલ ભવાનીએ પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૦।। મીઠાઇ-
જોટાણા. શ્રીમંત સંકરાચાર્ય અનીરૂધ શ્રી મે. તરફથી રૂ૨।। મીઠા
મેતા ખુસાલ દુલભરામ તથા મેતા. અંબાલાલ ગણપતરામ તરફ
રૂ૧) મીઠાઈ. પારેખ અમથાભાઈ ઉકાભાઈ તરફથી રૂ૦।। દેશા
શિવલાલ જેઠારામ તથા પેમચંદ અમુલેખ તથા મજમુદાર કેર
વલાલ દલસુખરામ તર્ફથી રૂ૧) સોની રામચંદ્ર હકમચંદ તર્ફ
તથા સોની કુબેર અંબારામ તર્ફથી રૂ૧।। મીઠાઈ—મોહનપુર. કામદા
સામળદાસ વિશ્વનાથ તર્ફથી રૂ૧) મીઠાઈ જમીદાર સાહેબ કરૂણાશંક
હીમતરામ તર્ફથી રૂ૧) મીઠાઈ પોતદાર જેઠા ગુલાબચંદ તરફથી રૂ૨) ચો
પડીયો—રણાસણ. દધાલીઆના ઠાકોર કીશોરસંગજી તર્ફથી રૂ૧) મીઠાઇ
તા. વડાગામ. મહેરબાન ઇજીઅરખાતાના કેમ્બાબે સાહેબ તથા તેમ
ઓવરસીયર તરફથી રૂ૩-૧૦-૩ ચોપડીયો રૂ૦।। મીઠાઈ તા. સુદાસણ. દોસ
તારાચંદ પીતાંબર તરફથી રૂ૨) મીઠાઈ ગઢવાડા થાણદાર ગીરધરલાલ અ
મરતલાલ તર્ફથી રૂ૧) મીઠાઈ ઠાકોરશ્રી પરબતશીંગજી મોબતશીંગજી ત
રફથી રૂ૧) મીઠાઇ—સરડોઇ. મોહનપુર તાલુકાના પોલીસ ફોજદાર ગુર
મીઆં કાસમઅલી તર્ફથી રૂ૦।। મીઠાઈ. સ્કૂલ કમિટીના સેક્રટરી હીમ

સીંગજી મોહોબતસીંગજીએ પોતાની વરસગાંઠને દીવસે રૂ૦ાા મીઠાઈ—બાકરોલ. રેવરજીલ્લાના ફોજદાર નુરંમીઆં કાસરઅલી તર્ફથી રૂ૦ાા મીઠાઈ મોહનપુર જમીદાર કરૂણાશંકર હીમતરામ તર્ફથી રૂ૦ાા મીઠાઈ—વખતાપુર. બાંભી બેચર બગા તરફથી રૂ૦ાા મીઠાઈ—અરજોદરા. રેવરજીલ્લાના ફોજદાર હરિલાલ નથુરામ તરફથી રૂ૦ાા મીઠાઇ તા. માલપુર. રાવલ દીપસીંગજીએ છોકરા તથા છોડીઓને રૂ૨-૧૨-૯ ચોપડીયો રૂ૫) મહેતાજી આસિસ્ટંટને—રૂપાલ. શા. ગુલાબચંદ પ્રતાપ તરફથી રૂ૦ાા મીઠાઈ ઠાકોર માનસીંગજી પ્રતાપસીંગજી તરફથી રૂ૧ાા મીઠાઈ—સંસ્થાન ઇડર. શ્રી મહારાજા ધીરાજશ્રી કેસરીસંગજી સાહેબ તર્ફથી રૂ૨૬-૧૮-૦ ચોપડીયો રૂ૧૮) મીઠાઈ રૂ૨૦) મહેતાજી આસિસ્ટંટોને પાઘડીના. માજી કારભારી રાવજી કૃષ્ણાજી તર્ફથી રૂ૨) મીઠાઈ ઘોડાંદરના કામદાર બાળકૃષ્ણ વજેશંકર તરફથી રૂ૧) મીઠાઈ દીવાન સાહેબ હરીદાસ વીહારીદાસ રૂ૩ાા ચોપડીયો રૂ૩ાા મીઠાઈ—મેઠાસણના ઠાકોર મોબતસીંગજી તર્ફથી રૂ૪) ચોપડીયો મેડીકલ ઓફીસર મોતીલાલ કુશળજીએ રૂ૩) મીઠાઈ ગોસાઈ શંકરજી હેમગરજીએ રૂ૩) મીઠાઈ—વડાલી. ઇડરના ગોસાઈ મોહનગરજીના મુંનમ વર્ધમાનદાસ બેચરદાસે રૂ૬-૩-૩ ચોપડીયો મહેરબાન ઇડર સંસ્થાનના દીવાન સાહેબ નાથાભાઈ દયાજીભાઈ તર્ફથી રૂ૧) મીઠાઈ—ચોટાસણા. ઇડર સંસ્થાનના દીવાન નાથાભાઈ દયાજીભાઇએ રૂ૧) મીઠાઇ—દેશોતર. બાદર પટાના આકટીંગ ફોજદાર ગણપતરામ ગીરજાશંકર રૂ૦ાા મીઠાઈ—ભીલોરા. નાથાભાઈ દયાજીભાઈ ઇડર સંસ્થાનના દીવાન સાહેબ તર્ફથી રૂ૨) મીઠાઇ થાણદાર લલ્લુભાઈ બળદેવજીએ રૂ૧) મીઠાઇ—ટીટોઇ—મુંબાઇના શેઠ પ્રાણજીવન પ્રભુદાસે રૂ૧) મીઠાઈ ઠાકોરી દીપસિંગજી દોલતસિંગજી તર્ફથી રૂ૧) મીઠાઈ રૂ૨ાા મેહેતાજી તથા આસિસ્ટંટને ઇડરના ગોસાઈ મોહનગરજીના મુનમ વર્ધમાનદાસ તર્ફથી રૂ૧) ચોપડીયો રૂ૦ાા મીઠાઈ—પોસીના. માહાલકરી છગનલાલ હરીભાઇએ રૂ૦ાા મીઠાઈ નાકાદાર મોતીલાલ સાંકળચંદ રૂ૦ા મીઠાઈ ધનાલ કારકુન છોટાલાલ રણછોડલાલે રૂ૦ાા મીઠાઈ જમાદાર મુગલખાં લીંબાખાં રૂ૦ા મીઠાઈ ઠાકોરના કારભારી નાહારસિંગજી તરફથી રૂ૦ા મીઠાઈ રોપડાના મેહેતા જેઠા પ્રેમચંદ રૂ૦ા મીઠાઈ ઠાકોર ઉદેસિંગજી તરફથી રૂ૦ાા મીઠાઈ મેંબર ભીખા મૂળચંદ તર્ફથી રૂ૧) મી-

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER

MAY 1885.

પુસ્તક ૨૪ મું. મે. ૧૮૮૫. અંક ૫ મો.

મોટાજી બહુ મોટું તુજ નામ તેમ છે કામ;-
કર અંતે મન ક્ષેત્રની ખરી એવી ધરી હામ

અનુક્રમણિકા પૃષ્ઠ


ઇંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ... ૯૭
મુંબઈ ઈલાકામાં દેશી કેળવણીની શરૂઆત, અને તેની તવારીખ. ૧૦૨
"જીંદગી દીઠી કાલ"...... ૧૦૮
રૂશિયાનું બળ...... ૧૧૦
ભાવનગરના નામદાર મહારાજા સાહેબના જન્મ દિવસે થયેલા ઉત્સવ ૧૧૨
સારસંગ્રહ...... ૧૧૩
નિશાળોનાં ઇનામપત્રક...... ૧૧૪


CONTENTS


A short History of the English Nation ... 97
History of Education in the Bombay Presidency ... 102
"Life is a Span" ... 108
The power of Russia... 110
Festivities in the schools at Bhownagar ... 112
*Pickings from the Press* ... 113
Lists of Prizes distributed in Schools ... 114




( કેળવણી ખાતાના હુકમથી

अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ્ય { રૂ૧) વરસનો આગાઉથીજ. / રૂ૦)= છૂટક એક અંકના } ટપાલ ખર્ચ જાદું.




પુસ્તક ૨૪ મું. મે. સન ૧૮૮૫. અંક ૫ મો.

# ઇંગ્લેંડલોકનો સંક્ષિપ્ત ઇતિહાસ.

## પ્રકરણ ૨૧ મું ચાર્લ્સ ૨ જો.

લાર્ડશાફ્ટ્સ્બરી. એનું મૂળ નામ આશલી કૂપર હતું. એ જન્મથી ઘણો બુદ્ધિમાન, સ્વાર્થી, ને મહા ગુસ્સાવાળો માણસ હતો. એ નાનો છોકરો હતો, તે વેળાજ એણે ફર્યાદ કરી પોતાની જાગીરમાંથી વાલીઓ ખાઈ જતા હતા તેમને તેમ કરતા રોક્યા હતા. પાઠશાળામાં પોતાના સાથીઓને ઉશ્કેરી ઉપલા વર્ગવાળાની સામા એણે બંડ ઉઠાવ્યું હતું, અને તેઓ જે જુલમ ચલાવતા તે એકદમ બંધ પડાવ્યો હતો. અઢાર વર્ષની ઉમરમાંજ એ પેલી ટૂંકી પાર્લામેંટમાં દાખલ થયો હતો. પ્રજાવિગ્રહના આરંભમાં એ રાજાના પક્ષે હતો, પણ અગાઉથીજ ચેતી એ પાર્લામેંટ તર્ફ જતો રહ્યો, ક્રામ્વેલની ટોળીમાં ભરાયો, અને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન થયું ત્યારે રાજ સભાનો એક મેંબર થયો. એ પક્ષમાંથી પણ વેળાસર ચેતીને છૂટો પડ્યો, અને મોંક સાથે મળી જઈ ચાર્લ્સને પાછો આણવાની ખટપટમાં એજ આગળ પડતો હતો. પુનઃસ્થાપના થઈ ત્યારે એને અમીરનો ખિતાબ આપી ચાર્લ્સે પોતાના મંત્રી મંડળમાં દાખલ કર્યો. એ જેમ પ્યુરિટાનોના પ્રબળને સમ સાધુ થઈને ફરતો હતો, તેમ આ વિષયી રાજાના દરબારમાં એણે મહા વિષયીપણું ધારણ કર્યું. હાજર જવાબી અને રમત ગમતમાં એ સૌથી આગળ પડ્યો. તે છતાં રાજ્યના કામકાજમાં એના જેવી હોંશીયારી અને ફુરતી તો કોઈનીજ હતી નહિ. તેની સાથે એ લાંચીઓ હતો નહિ એ વાત

આ સમેના બીજા બધાની વર્તણુક જોતાં ઘણી વખાણવા લાયક છે.

એ ધર્મમતમાં માત્ર એકેશ્વરવાદી (Deist) હતો, એટલે ઇશ્વર છે એ સિવાય બીજા કાંઇપણ ધર્મમાં માનતો નહિ. તે છતાં એ પ્રેસ્બિટેરિયન પક્ષનો અગ્રણી હતો. તેમની ઉપર ધર્મનો જુલમ આ રાજ્યમાં થવા માંડ્યો ત્યારે મંત્રી મંડળમાં તથા પાર્લામેંટમાં તેમની તર્ફનું બોલનાર એજ હતો, અને એણે કલારેન્ડન સાથે હાડવેર બાંધ્યું હતું, તેનું પણ મુખ્ય કારણ એજ હતું. કલારેન્ડન સામે પાર્લામેંટે ઉઠાવણી કરી તેને તોડી પાડ્યો, તેમાં ઘણું કારસ્તાન આ લાર્ડ શાફ્ટસ્બરીનુંજ હતું. હવેથી રાજા આગળ એનું ચલણ થયું, અને તેણે એને શાફ્ટસબરીનો ખિતાબ આપ્યો. એ લાર્ડ શાફ્ટસ્બરીની માગણી ઉપરથીજ હાલાંડ સાથ લડાઇ ચલાવવા પહેલાં ધર્મ છૂટનું રાજાએ જાહેરનામું કાઢ્યું હતું. ઘણુંકરીને આ સમેજ એને ડોવરના ખાનગી તહનામાની વિગતો માલમ પડી. એણે જોયું કે આતો રાજાએ આપણને ઠગ્યાજ, અને તેની સાથે એણે પોતાની તમામ કોર મરડી નાંખી. ધર્મ છૂટના જાહેરનામા સામો એજ પાર્લામેંટમાં સૌથી વધારે બોલ્યો, અને કસોટીના કાયદાને પુષ્ટી આપનાર એના જેવો કોઈ પણ બીજો હતો નહિ. હવેથી પાર્લામેંટ જે જે વાતમાં સામી થઈ, તેમાં ઉશ્કેરણી કરનારો શાફ્ટસબરીજ છે એમ રાજાને સાફ સમજાવવા લાગ્યું. તેથી એણે એને કહ્યું કે હવે તું તારૂં પ્રધાનપદ છોડીદે "અહો! એમાં શું! મારે મન તો એ માત્ર* જામો કાહાડીને તરવાર બાંધવા બરાબર છે." એમ બોલી તે કમર બીડી પાર્લામેંટમાં રાજાની સામો પડ્યો.

હવેથીજ રાજાપ્રજા વચ્ચે ઇંગ્લાંડમાં ખરેખરો ધમરોળ મચ્યો. પહેલા ચાર્લ્સની વખતના જેવોજ આ ધમરોળ ઘણુંકરીને ભયંકર હતો. તે વેળા જેમ પાર્લામેંટને દોરવનાર પીમ હામ્પડન વગેરે હતા, તેમ આ સમે શાફ્ટસ્બરી હતો. એ બેશક તેમના જેવો ભલો કે નિર્મળ દેશભક્ત નહોતોજ, એ જે કરતો તે બહુધા અધિકારલોભથીજ, તોપણ એની રાજદ્રષ્ટિ દીર્ઘ ને ડહાપણ ભરેલી હતી. જેમ્સ કાથોલિક માર્ગનો તથા હડહડતો ઈશ્વરી હકનો

*પ્રધાનો ઇંગ્લાંડમાં જામો પહેરે છે, અને આ સમે સાધારણ ગ્રહસ્થો બધા તરવાર બાંધીને ફરતા હતા.

હિમાયતી હોવાથી એ ઇગ્લાંડની આદી ઉપર આવે લાભ નથી. એમ એનો સિદ્ધાંત હતો, અને પરિણામે ઇતિહાસમાં તેજ સિદ્ધ થઈ ચૂક્યુંછે.

રાજા સામે થાફ્ટસ્બરીએ હવે પછી જે પાર્લામેંટ દ્વારા જુદું મંગાવ્યું તે બધાનો ઉદ્દેશ એજ હતો, અગર જો પાર્લામેંટ તથા લોકને પોતાની તરફ એમના એણે જે ઉપાયો વાપર્યા તે ચાર્લ્સના જેવાજ છળભેદ ભરેલા હતા.

આ પાર્લામેંટ કાવેલિયર, એપિસ્કોપલ, અને વળી રાજાની લાંચ ખાનારી હોવાથી, તે પ્રેસ્બિટેરિયન પક્ષના અગ્રણીનું કહ્યું માની રાજાની સામા થાય એમ કરવું એ કામ કાંઈ સહેલ નહોતું, ફક્ત પેપિસ્ટને નામે તેઓ તથા આ સંપ્રદાયના તમામ ઇંગ્રેજો ગાંડા થઈ જાય એમ હતું; અને તેથી તે બાબતનો ભો ચોતરફ ફેલાવવામાં એણે કાંઈ બાકી રાખ્યું નહિ, એ ઓટ્સ જેવા તર્કટીને ઉભા કરવા તો નહિ ગએલો, પણ તેમને પાર્લામેંટના મારફત પુષ્કળ ઉત્તેજન અપાવ્યું અને તેઓ ખરૂં કહે છે કે ખોટું તેની જરા પણ પરવાહ રાખી નહિ. એ જાુઠાં તર્કટોથી બિચારા ઘણા નિરપરાધી માણસોના જિવ ગયા, પણ તેથી એ ધરાયો નહિ, અને લોકભીતિ કેમ વધે તેવીજ તજવીજો એ કર્યા ગયો.

પણ લોકો પર્યંતે ધરાયા, અને તેમને જે રોમિશ કાવત્રાં એ નામનું હડખાયું લાગ્યું હતું તે સ્વાભાવિક રીતેજ ઓછું થવા લાગ્યું. પણ એટલામાં રાજાના નવા પ્રધાન ડાન્બીએ લુઈ ઉપર લખેલો એક કાગળ પાર્લામેંટ પક્ષના હાથમાં આવવાથી, તેની ઉપર રાજ્યદ્રોહનું તોહમત મૂકી પાછી આ લોકભીતિ જાગૃત કરવાનો થાફ્ટસ્બરીને દૈવયોગે સારો લાગ મળ્યો.

ડાન્બી ઉપર રાજ્યદ્રોહનો આરોપ પાર્લામેંટે પધરાવીને મૂક્યો. ફ્રાન્સ ખાતે ઇંગ્રેજી એલચી હતો તેને આ પ્રધાન સાથે અણબનાવ થવાથી રાજીનામું આપી પાછું આવવું પડ્યું હતું. એણે પાર્લામેંટમાં ડાન્બીના હાથનોજ લખેલો કાગળ રજુ કર્યો, તેમાં લુઇ પાસે પોતાના રાજાને સારૂ નાણાં માગ્યાં હતાં. આટલાં ઉપરથી તો ખરેખરૂં કાંઇ સાબીત થાય નહિ, પણ લોકો અગાઉથીજ ભરમાઇ રહ્યા હતા કે આપણો દેશ ધર્મ ડુબાવવાની ખટપટો લુઇ સાથે ચાલીજ રહીછે, તેને આટલી સાબીતી બહુજ હતી.

લોપોમીતિ હતી તેથી પણ પાછી હવે આ કારણથી સોગણી વધી પડી.

આ કાગળ પકડાયાથી તો રાજા પણ બીધો. બિચારા ડાન્બીને તો એ કાગળ રાજાના કહ્યાથીજ પોતાની મરજી ઉપરાંત લખવો પડ્યો હતો. માટે ચાર્લ્સને દહેશત લાગી કે જો આ કામની તપાસ બહુ ચાલી તો મેં દેશદ્રોહીના જે જે કરારો લુઇ સાથે કર્યા છે તે બધા પકડાઇ જવાના. આ દહેશતનો માર્યો એ શાફટસ્બરીને ખાનગી બોલાવી નમી પડ્યો. એણે કહ્યું કે જો આ પાર્લામેંટને તમે વિસર્જન કરો, તો બીજી પાર્લામેંટમાં આ કામ માંડીવળાવવાનું હું મારે માથે લઉછું. આ પાર્લામેંટને કાઢી મુકાવવામાં શાફ્ટસ્બરીની મતલબ એ હતી કે આ ગમે એવી પણ કાવેલિયર હોવાથી છેવટ સુધી પોતાની જોડે રાજાની સામા બાથ ભીડવામાં સામિલ રહેશે નહિ એમ એ પાકું જાણતો હતો. રાજા પણ સમજતો હતોજ કે બીજી પાર્લામેંટ પ્રજા પક્ષનીજ આવશે, પણ પોતાનું આ ભોપાળું નાકળે તે કરતાં બધુંએ ઠીક છે એમ સમજી એણે આ પાર્લામેંટને વિસર્જન કીધી. ઇ. સ. ૧૬૭૯.

બીજી પાર્લામેંટ એજ વર્ષના માર્ચ મહિનામાં મળી ત્યારે રાજાએ શાફ્ટસબરી સાથે ખોલી કરી હતી તે પ્રમાણે ડાન્બીને રજા આપી એના મુખી પણા હેઠે એણે કહ્યું તે પ્રમાણેની કાઉન્સલ સ્થાપી, જેમ્સને હાલાંડ મોકલી દીધો, અને લશ્કરને રેજા આપી. તોપણ લોકનો રોષ ઉતર્યો નહિ. શાફ્ટસ્બરીનું ન સાંભળતાં નવી પાર્લામેંટે ડાન્બીનું કામ પાછું કાઢ્યું, અને તેને રાજાએ માફી બક્ષી, તોપણ તે ન ગણકારતાં તેમણે એને કિલ્લામાં મોકલાવી દીધો.

આ પ્રમાણે પ્રજા તપી રહી હતી, તેનું મૂળ કારણતો એ હતું કે બધા ગભરાતા હતા કે હવે પછી ગાદી ઉપર આવનાર જેમ્સનું કરવું શું. બધાના મનમાં આ વખતે એમજ વસી ગયું હતું કે એને તો રાજગાદીના હકમાંથી બાતલજ કરવો જોઇએ. ચાર્લ્સ ગમે એવો એકલપેટો અને આપમતલબી હતો, તોપણ પોતાના ભાઇનો આ હક તો જવા દેવો નહિજ એવો એણે નિશ્ચય કર્યો હતો. એણે જ્યારે જોયું કે બધા એને બાતલ કરવાનીજ વાત લઇ બેઠા છે, ત્યારે એણે એક એવો તોડ કાઢ્યો કે જે રાજા થાય પણ કેટલીક અખ્તીઆર પાર્લામેંટના હાથમાં એવી રીતનો રાખવો કે લોકોને ધર્મ

સંબંધી કાંઇ દહેશત રહે નહિ. આ વાત કાંઉન્સાલને તો પસંદ પડી, પણ શાફ્ટ્સબરીએ કહ્યું કે એક મ્યાનમાં બે તરવાર કદી પણ રહી શકે નહિ. પક્ષવાળાઓએ જુસ્સાબંધ જેમ્સને બાતલ કરવાનું બિલ પાર્લામેંટમાં આણું કર્યું, અને આમની સભામાં તે પાસ થયું. શાફ્ટ્સબરીને ખબર પડી કે અમીરો ઉપર પોતાનો વગવસીલો ચલાવી રાજા તેમની પાસે એ નામંજુર કરાવવાની તજવીજમાંછે. તે પરથી એણે બીજી પદ્ધતિ પકડી. પાર્લામેંટ પાસે મોટો વાંધો તથા લંડનના મહાજનની પાર્લામેંટ જોગી અર્જીઓ રચીને તૈયાર કરાવી. આ બધું તોફાન જોઇ રાજાએ પાર્લામેંટને મોકુફ કરી.

જો વિરોધી પક્ષ એક મતનોજ રહ્યો હોત, તો આમ મોકુફ કરેનાથી રાજાને કાંઇ ફાયદો થાત નહિ. પણ હાલ પ્રજાપક્ષમાં બે તડાં પડવા માંડ્યા હતાં. ઘણાનો વિચાર એમ હતો કે જેમ્સને તો બાતલજ કરવો; પણ એના જમાઇ આરેંજના રાણાને આગળ કબુલ રાખવો. આ વિચાર ડહાપણ ભરેલો હતો, અને છેવટે ઇ. સ. ૧૬૮૮ માં ઇંગ્લાંડ સર્વાનુમતે એમજ થયું. પણ આ સમે શાફ્ટ્સબરી જે પ્રજાનો અગ્રણી થઇ પડ્યો હતો તેના મનમાં જૂદાજ વિચાર ઘૂમતા હતા. એનો મનસુબો ચાર્લ્સની રાખનો છોકરો ડ્યુક આવ્ મન્મથ, જે પોતાની ખૂબસુરતી અને શુરાતનને માટે લોકપ્રિય, પણ નબળા મનનો અને છટકેલી ચાલચલગતનો હતો, તેનેજ રાજગાદી અપાવવાનો હતો. આવો છેક અન્યાયનો માર્ગજ શાફ્ટ્સબરીને શાથી સૂઝ પડ્યો હશે તે કહી શકાતું નથી, પણ એનું આતો એક રાજ્યસૂત્રજ હતું કે "જેમ હક કાચો, તેમ રાજા સાચો." એ વાત ખરીછે કે હક વિના થએલા રાજાઓ સ્વભાવિકપણેજ લોકને રાજી રાખવા વધારે પ્રયત્ન કરેછે, અને ઇતિહાસમાં જોઇશું તોપણ માલમ પડશે કે દરેક વંશના સ્થાપન કરનારા (જે ઘણુંકરીને હક વિનાજ ગાદી ઉપર આવેલા) તે સારામાં સારાં રાજા નીવડેલા છે. તે છતાં કાંઇ આવો વિચાર કરી કોઇપણ પ્રજા પોતાના રાજાને ફેરવતી નથી. ફિલસુફો ધારે તે કરતાં લોકો રાજગાદીના હકદારોના હક વધારે સંભાળે છે. તેમજ આ સમે ઇંગ્લાંડમાં ઘણા લોકને લાગ્યું કે જેમ્સ નહિ તો ચાલ્યું, પણ તેની કુંવરીનો હક તો કેમજ ડુબાવાય. એ કુંવરી તથા તેનો વર એ બંને તો પ્રોટેસ્ટંટજ હતાં, અને

તેને બાતલ કરવાનું કાંઇપણ બાનું નહોતું. આ કારણથી શાફ્ટ્સબરીનો મનસુબો લોકને પસંદ પડ્યો નહિ, અને આ વખતથીજ લોકમાં જે એની સત્તા હતી તે ધીમે ધીમે ક્ષિણ થવા લાગી, કેમકે પ્રજાના અગ્રણીઓએ જાણવું જોઇએ કે પ્રજાને જે લાભ જોઇતા હોય તે લાભ મેળવવા તેઓ જ્યાં સુધી શુદ્ધ ભાવથી મંડ્યા રહે ત્યાં સુધીનુંજ તેઓને અગ્રણી પદ આપેલું છે, અને જ્યાં તેઓ પોતાના મનમાં કાંટા કે સ્વાર્થ સાધવા ગયા કે એજ પ્રજા તેમની સામા થવાની.

માટે શાફ્ટ્સબરીની આ વર્તણુંક જોઇ કાઉન્સલવાળાઓએ રાજાને ભલામણ કરી, કે તમારે હવે એને બરતર્ફ કરવો જોઇએ; અને હાલની પાર્લામેંટ એણે ભરમાવી ભૂત કરી નાખીછે, તેને પણ વિસર્જન કરો. રાજાએ તેમજ કર્યું. (ઇ. સ. ૧૬૭૯.)

આ પાર્લામેંટ વિસર્જન થવાને આગલે દહાડેજ તેણે એક મહા અંગતના કાયદા ઉપર રાજાની સહી લીધી હતી. એને હેબિયસકાર્પસ એક્ટ કહેછે. પણ હાલ તો આપણે આ પ્રજાવિરોધનુંજ સમાધાન કરીએ.

---

## मुंबइ इलाकामां देशी केळवणीनी शरुआत, अने तेनी तवारीख.

(રાસ્તગોફ્તાર ઉપરથી)

ભાષણ કર્ત્તા મી૦ બહુમનજી બહેરામજી પટેલ.

મુંબાઇ ઇલાકાના કેળવણી ખાતાના ડિરેકટર આવ પબ્લિક ઇન્સ્ટ્રક્શનનો છેલ્લો રિપોર્ટ જે છપાઇ બહાર પડ્યોછે તે મુજબ આ ઇલાકામાં ૧૮૮૨-૮૩ ની સાલમાં બધી મળી ૩૦૪) સ્કુલો, અને ૫૩૯૬ નાની નિશાળો, તથા તેમાં કેળવણી લેતા છોકરાઓની સંખ્યા ૩,૮૫,૯૯૬) તથા તે પર ખર્ચો મળી ૩૨૬,૫૭,૧૦૬ ખરચ લાગ્યો છે. એજ મુજબ આગલી બોર્ડ આફ એજ્યુકેશનના હસ્તકથી ડિરેકટર આવ્પબ્લિક ઇન્સ્ટ્રકશને આ ઇલાકાના કેળવણી ખાતાનો વહીવટ ૧૮૫૪ની આખરે પોતાના સ્વાધીનમાં

લીધો તે બીજા બધી મળી ૧૭) સ્કુલો અને ઘણીક નાની નિશાળો તથા તેમાં શીખનારાઓની સંખ્યા ૧૮૦૮૭) અને તે દરવર્ષે થતો ખર્ચ ૩૨,૫૦૦૦૦) હતો. એની આગમજ વળી આ ઈલાકામાં દેશીઓને કેળવણી આપવાનું કામ શરૂ થયું તેના પહેલા દશકાની આખરે, એટલે ૧૮૩૧ માં બધી મળી (૫૬) નિશાળો, અને તેમાં શીખનારાઓની સંખ્યા ૩૦૦૦) ની, અને તેપર દરવર્ષનો આશરે ૨૪૦,૦૦૦) નો ખરચ હતો.

પહેલવહેલું મુંબાઈમધ્યે દેશીઓને કેળવણી આપવાનું કામ (Society for Educating the Poor of Bombay) નામની મંડળીકે જે ઈ. સ. ૧૮૧૫ માં આનરેબલ આરચડીકન બારનસની કોશીશથી સ્થાપવામાં આવી હતી તેણે માથે લીધું હતું. એ મંડળીના મુખ્ય નિયમતો ઈંગ્રેજી સોલજરો તથા બીજા ઉતરતા વર્ગના ઈંગ્રેજોનાં બચ્ચાંઓને વહેવારી કેળવણી આપવાની હતી, અને તે માટે તેના તર્ફથી એક સેન્ટ્રલ સ્કૂલ તથા જુદી જુદી જગાએ નિશાળો ઉઘાડવામાં આવી હતી. ૧૮૧૬ થી એ મંડળીને લગતી નિશાળોમાં તથા ૧૮૧૮ થી સેન્ટ્રલ સ્કૂલમાં દેશીઓનાં બાળકોને પણ લેવામાં આવ્યાં હતાં, અને તે વખતે તેમની સંખ્યા ઘણી નજીજ હતી. તેઓને ઈંગ્રેજી ભાષાની કેળવણી આપવાને એક જુવાન મુસલમાન શિક્ષકને રાખ્યો હતો, કે જેણે પણ એજ મંડળીની નિશાળમાં તાલીમ લીધી હતી. વળી એજ સાલના ઑગસ્ટ માસમાં પારસીના ૨૦) છોકરાંઓ કેળવણી લેવાને આવ્યા હતા, અને તેમને માટે એક ગૂજરાતી શિક્ષકના હાથ નીચે જુદો વર્ગ ઉઘાડવામાં આવ્યો હતો. એ રીતે દેશીઓના છોકરાઓને કેળવણી આપવાની શરૂઆત ઉપલી મંડળીએ કરી હતી. ૧૮૨૦ માં એ મંડળીનું નામ "બૉમ્બે એજ્યુકેશન સોસાઇટી" કરી રાખ્યું, તથા તેની તા. ૧૪ મી ફેબ્રુઆરીને દિવસે અત્રેના ગવર્નર પ્રી રાઈટહાનરેબલ માઉન્ટ સ્ટુઅર્ટ એલફીન્સ્ટનના પ્રમુખપણા હેઠળ મળેલી સભામાં છોકરાઓની પરીક્ષા લઈ તેઓમાંના ૧૦) સર્વથી હુશિઆરોને રૂપાંના ચાંદો ઈનામ આપ્યા હતા. એ દશ વિદ્યાર્થીઓમાં ૬) ઈંગ્રેજ, ૧) આરમીનન, ૧ હિંદુ અને ૨) પારસીઓના છોકરાઓ હતા.

એજ સાલ (૧૮૨૦) માં ગવર્નર માઉન્ટ સ્ટુઅર્ટ એલફીન્સ્ટનની સુ-

ના ઉપરથી દેશીઓને કેળવણી આપવાનું, તથા દેશી નિશાળમાં શીખવવા લાયકની ચોપડીઓ તૈયાર કરવાનું, તેમજ તે નિશાળોમાં દેશી રીતભાતોને અનુસરતા બીજા જોઇતા સુધારા કરવાનું કામ એક જુદી કમિટીને સોપ્યું, અને તેનું નામ "ધી નેટીવ સ્કુલ એન્ડ સ્કુલ બુક કમિટી" કરી રાખ્યું. આ કમિટીમાં ઉપલી એજ્યુકેશન સોસાઇટીની કમિટીના ઇંગ્રેજ અધિકારિઓ ઉપરાંત ૪) પારસી, ૪ હિંદુ, અને ૪) મુસલમાન ગૃહસ્થોને નીમ્યા હતા.

વળી એજ વખતે અત્રેના દેશીઓમાં એ મંડળીના કામ બાબત સમજ ઉતારવા તથા તેમના છોકરાઓને નિશાળોમાં મૂકવા માટેની ભલામણ કરવાને મુંબાઇના આગેવાન દેશી ગૃહસ્થોની એક સભા તા. ૧૦ મી ઑગસ્ટ ૧૮૨૦ ને દિવસે બોલાવી હતી, જે વખતે ગવર્નર એલફીન્સ્ટને એ મંડળીના ફાયદા સર્વેને સારીપેઠે સમજાવ્યા હતા. પણ પછી બીજીવાર તા ૨૪ મી અકટોબર ૧૮૨૦ ને દિવસે મળેલી સભામાં હિંદુ કોમના એક આગેવાન શેઠ દેવીદાસ હરજીવનદાસે આ મંડળીના દેશી અધિકારીઓની તરફથી સભાને જણાવ્યું કે "અત્રેની દેશી કોમના આગેવાનો તથા આબરૂવાળા દેશીઓ પોતે આ મંડળી સ્થાપવાના ફાયદા સારીપેઠે સમજે છે, અને છેલ્લી સભા પછી તેઓએ પોતાની કોમોને વારંવાર એકઠી મળવી આ મંડળીથી થતા ફાયદા, વગેરે સમજાવી તેઓના છોકરાઓને આપણી નિશાળોમાં મોકલવાની ભલામણ કરી હતી, પણ તેઓ દિલગીરછે કે તેમના ચોકસ ભાગનાં મનમાં આવા ખાતાઓ માટેના કેટલાક વહેમો એ મજબુત જડ ઘાલેલી હોવાથી તેઓની સમજાવત ફોકટ ગઇછે." શેઠ જમશેદજી તથા હોરમજજી બમનજી વાડીઆ પણ આ મતને એક મત થયા, અને તેઓએ વળી એમ પણ જણાવ્યું કે "દેશી આગેવાનોનો હાલ પોતાની કોમો ઉપર એટલો કાબુ નથી કે તેઓ આવાં અગત્યનાં કામોમાં સામેલ થવાને તેમને સમજાવી શકે, તોપણ તેઓ પોતે પોતાથી બનતી દરેક રીતની મદદ આપવાને તૈયાર છે."

આટલા ઉપરથી કાંઇ સરકાર તેમજ ઉપલી સોસાઇટી પાછી હઠી નહિ. તેઓએ ઉમંગથી ધીમે ધીમે પોતાનું કામ આગળ ચલાવ્યું. ઉપલી સ્કૂલ બુક એન્ડ સ્કૂલ કમિટીનું કામ દેશીઓના છોકરાઓને તેમની ભાષામાં

ચોપડીઓ તૈયાર કરાવી તે મફત દેવા સસ્તી કીમતે વેચી કેળવણી આ- પવાનું હતું. ૧૮૨૩ માં કપ્તાન જરવીસ ઉપલી નેટીવ સ્કૂલ બુક એન્ડ સ્કૂલ કમિટીનો સેક્રેટરી નીમાયો. એ કમિટીને પોતાને હસ્તકની સેન્ટ્રલ સ્કૂલને માટે એક કુશાદે મકાનની જરૂર જણાયાથી ૧૮૨૪ માં ધોબી તળાવના મેદાનની સામે જૂની એલફીન્સ્ટન હાઈ સ્કૂલવાળા મકાનને લગતી જમીન હાથ કીધી, અને તેપર મકાન બાંધવાને ૧૮૨૫ માં સરકારે તેમજ દેશી શેઠીઆઓએ નાણાંની મદદ કરી, તથા સરકારની જામીનગીરી હેઠળ મુંબાઇની પારસી પંચાતના ફંડ મધ્યેથી રૂ૧૩૭૦૪॥ ૧૮ા તા. ૧ લી એ- પ્રિલ ૧૮૮૨ ૫ થી ૯) વર્ષ સુધી દર માસે રૂ૧૩૦) લેખે ભરવાની બોલીથી સોસાઇટીએ ઉછીના લીધા હતા.

વળી ૧૮૨૩ માં ઉપલી સોસાઇટીની સ્કૂલ જોડે એક નેટિવ લાઇ- બ્રેરી સ્થાપવાની માગણી થઈ. જેને નામદાર માઉન્ટ સ્ટુઅર્ટ એલફીન્સ્ટ- નની સરકારે મોટી ખૂશીથી ટેકો આપ્યો, અને કેટલાક ગુજરાતી હસ્તલેખો જે પાલણપુરથી કરનલ મીલસે મોકલ્યા હતા. તથા ફિલસુફી, તવારીખ, વગેરેને સંસ્કૃત અને મરાઠી પુસ્તકો જે ડાક્ટર ટેલરે સરકારને સ્વાધીન કર્યાં હતાં, તે સરકારે આ નવી લાઇબ્રેરીને ભેટ આપ્યાં, અને તેમાં વા- રંવાર વધારો કર્યા કર્યો.

૧૮૨૫ ના જાન્યુઆરી માસમાં સરકારે મરાઠી તથા ગુજરાતી ભા- ષામાં નિશાળોને ખરની ચોપડીઓ બનાવવા માટે રૂ૧૦૦) થી તે રૂ૪૦૦) સુધીના ઇનામો આપવાનું જાહેર કર્યું, તથા કમિટીએ ઇંગ્લાંડથી રૂ૧૦૦૦) ની સ્કૂલોને ખરની ચોપડીઓ મંગાવી.

એ ચોપડીઓપરથી કમિટીએ અત્રેની નિશાળોને ખરની ચોપડીઓ એક પછી એક તૈયાર કરાવી, પણ તેમને છાપવાને ફક્ત કમિટીના હા- થમાં એકજ લીથોગ્રાફ પ્રેસ હતો, જેથી ચોપડીઓ બાહેર પાડવાને ઘણી ઢીલ થઈ. આ ઉપરથી સરકારે કમિટીને ચાર લીથોગ્રાફ પ્રેસો ભેટ આપ્યા, તથા દેશી ટાઇપના ફોન્ટો અને કેટલાક બીજા પ્રેસો કલકત્તા અને ઇંગ્લાં- ડથી મંગાવી આપ્યા. હવે એ વખતે એવી ફર્યાદ થવા લાગી કે સરકારી અને વેપારીઓની નોકરીમાં રહેલો ઘણાક દેશીઓ જો કે ઇંગ્રેજી ભાષા

ઠીક બોલી લખી જાણે છે, તો પણ વ્યાકરણ વગેરેને ભાષાઓની રૂઢિ અને ઢબથી તદન અજાણ્યા હોવાથી લખવામાં અને બોલવામાં ઘણો ગુંચવાડો કરી નાખેછે. આ ઉપરથી કમિટીએ પોતાની સેન્ટ્રલ સ્કુલમાં મીo આર. એક્ષ. મરફીને વડા શીક્ષક તરીકે રાખ્યો. મીo મરફીએ બે વર્ષ શિક્ષકપણું ચલાવી ૧૮૨૫ માં તે હોદ્દો છોડવાથી વળી સેન્ટ્રલ સ્કુલ ઇંગ્રેજી શિક્ષક વગરની થઈ ત્યાથી કમિટીએ એ સ્કુલમાં ૪ દેશી જવાનોને દર માસે ૨૧૫) ના પગારથી ઇંગ્રેજી શીખવવાને રાખ્યા, અને થોડી મુદત સુધી તેમના સ્વાધીનમાં સ્કુલ સોંપી. એ પછી તેમના ઉપર મીo મેનવારીંગ નામના તોપખાનાના એક અમલદારને વડો શિક્ષક નીમ્યો. ૧૮૨૬ માં મુંબાઇની સરકારે અત્રેના લશ્કર ખાતાની દરેક પલટણમાં એકેકી નિશાળે સ્થાપવાનો હુકમ કર્યો, અને તેમને માટે શિક્ષકો પૂરા પાડવા તથા તે નિશાળોની દેખરેખ રાખવાનું સોસાઇટીને સોંપ્યું.

આ રીતે સોસાઇટીનું કામ આગળ કરતાં વધુ ચાલવાથી તા. ૨૦ મી જાન્યુઆરી ૧૮૨૭ને દિવસે મળેલી તેની વાર્ષિક સભામાં એવો ઠરાવ થયો કે-"ઈ. સ.૧૮૨૦માં આ ખાતું સ્થાપ્યા પછીથી તેનું કામ ઘણું વધવાથી તથા મોટા પાયાપર ચાલવાથી હવેથી તેનું નામ 'બોમ્બે નેટીવ સ્કૂલ બુક એંડ સ્કૂલ સોસાઈટી' ને બદલે 'બોમ્બે નેટીવ એજ્યુકેશન સોસાઈટી' કરી રાખવું."—એ મુજબ એ સાલથી સોસાઇટીનું નામ બદલાયું, અને તેટલામાં નામદાર માઉન્ટ સ્ટુઅર્ડ એલફીન્સ્ટનનું આ ઇલાકાના ગવર્નરનો હોદ્દો ૮) વર્ષ સુધી ચલાવી ઇંગ્લાંડ જવું થયું તેનો લાભ લઇ તે નામદારે દેશ પ્રજા તરફ કરેલા ઉપકારને માટેની લાગણી બતાવવા, તથા આ દેશમાં તેની લાયક રીતે યાદગારી કાયમ રાખવાનો વિચાર કરવાને મુંબાઇના દેશી આગેવાન ગ્રહસ્થોની એક સભા તા. ૨૮ મી ઓગષ્ટ ૧૮૨૭ ને દિવસે મળી હતી, તે વેળાએ સર્વેના એક મતથી એવું ઠેરવ્યું કે—"અત્રેના દેશી રહેવાશીઓએ એક ફંડ ઉભું કરી તે સરકારી જામીનગીરીમાં રોકવું અને તેના વ્યાજમાંથી નેટીવ એજ્યુકેશન સોસાઇટીને માટે બે પ્રોફેસરો ઇંગ્લાંડથી તેડાવવા, અને તેમને "એલફીન્સ્ટન પ્રોફેસરશીપ" ને નામે જેટલી રકમ બની આવે તેટલો દરમાયો આપવો."—એ મુજબ ઉઘરાણાની ટીપ ઉભી કરી, અને

તેમાં બધા મળી દેશી શેઠીઆઓ, વેપારીઓ, રાજવંશીઓ વગેરેએ મળી ૨૨૨૬૧૭૨ ભર્યા હતા. આ રકમ સરકારના સ્વાધીનમાં આપી હતી, અને તેના વ્યાજમાંથી તથા તેમ કરતાં જો ઘટે તો સરકારે પોતે બીજી થોડીક રકમ ઉમેરી ઇંગ્લાંડથી પરીક્ષા લઈ ત્રણ કાબેલ પ્રોફેસરોને તેડાવવા, એવી સોસાઈટીએ સરકારને અરજ કરી હતી; એમાંનો એક પ્રોફેસર ઇંગ્રેજી ભાષા અને સાધારણ ભણતર, બીજો ગણિતશાસ્ત્ર અને કુદરતી ફિલસુફી, તથા ત્રીજો રસાયણ શાસ્ત્ર શીખવવા માટે ચૂંટી કાઢવાને ઠેરવ્યું હતું. વળી આ વખતે પણ લોકોના મનમાં વહેમ પેસે માટે સોસાઇટીએ પોતાના રિપોર્ટમાં પ્રજાને ધીરજ આપી હતી કે ઇંગ્રેજી ભાષામાં આ સઘળો એલમ શીખવી દેશી ભાષા દાબી દેવાની તેમની નેમ નથી, પણ યુરોપના વિદ્યા હુનરો એ ભાષાની મારફતે શીખવી જેઓ તેમાં કુશળ થાય તેમની પાસે દેશી ભાષામાં તરજુમો કરાવી એ વિદ્યા લોકોમાં પ્રવેશ કરવામાં આવશે.

નામદાર માઉન્ટ સ્ટુઅર્ટ એલફીન્સ્ટનના અત્રેથી ગયા પછી બીજે વર્ષે તા. ૮ મી માર્ચ ૧૮૨૮ ને દિવસે ગવર્નર સરજાન માલકમના પ્રમુખપણા હેઠળ મળેલી વાર્ષિક સભામાં એવું ઠેરવ્યું કે "સોસાઇટીના આ તથા હવે પછીના દરેક રિપોર્ટોમાં તેના સ્થાપનાર તરીકે હાનરેબલ માઉન્ટ સ્ટુઅર્ટ એલફીન્સ્ટનનું નામ જોડી કાયમ રાખવું." એ નામદારના વખતમાં (૧૮૨૭ ની આખર સુધી સોસાઈટીએ જુદી જુદી બાબતોપર ૨૦) મરાઠી, ૧૫) ગૂજરાતી, અને ૧) હિંદુસ્તાની ભાષાઓમાં નિશાળોને ખરની ચોપડીઓ છપાવી પ્રગટ કરી હતી, તથા ગૂજરાત અને દક્ષિણમાં ૧૪) નિશાળો સ્થાપી હતી. વળી એ પછીનાં ૨॥ વર્ષમાં (૧૮૩૦ ની આખર સુધીમાં છોકરાઓને શીખવવા લાયકનાં જુદાં જુદાં પુસ્તકોની સઘળી મળી ૧૩૦૦૦) નકલો છપાવી હતી તથા નિશાળોમાં કેળવણી આપવા લાયકના ૨૫) શિક્ષકો તૈયાર કર્યા હતા. ૧૮૩૧ માં સોસાઇટી હસ્તક મુંબાઇના જુદા જુદા ભાગોપર બધી મળી ૫૬) ગૂજરાતી તથા મરાઠી નિશાળો હતી, અને તેમાં ૩૦૦૦) છોકરાઓ શીખતા હતા.

૧૮૩૪ માં સોસાઈટીએ ઇંગ્લાંડથી ખાસ બે ખબરદાર અને અ-

નુભવી ઈંગ્રેજ શિક્ષકો—મેસર્સ બેલ અને હેનડરસનને તેડાવ્યા. તેઓ સેન્ટ્રલ સ્કુલમાં ઈંગ્રેજી શીખવવાનું શરૂ કર્યું, તથા દર આઠવાડીયામાં બેવાર સઘળા વિદ્યાર્થીઓને ભેગા કરી જુદી જુદી બાબતો ઉપર ભાપણો આપવા માંડ્યા. આ જોઈ બીજા ઘણાક દેશી જવાનોને ઈંગ્રેજી શીખવાનો ઉલટ થય, અને ત્રણ મહીનામાં સેન્ટ્રલ સ્કુલના વિદ્યાર્થીઓની સંખ્યા ૧૦૦) ઉપરથી વધી ૨૧૪) ના થઈ, તથા બીજા ઘણાકોએ દાખલ થવાની અરજી કરી. વળી આ વખતથી શીખનારાઓમાં એક નવો સુધારો થયો, કે જે માટેની ફર્યાદ પ્રોફેસરો બેલ અને હેનડરસનની આગમના દરેક શીક્ષકો કરતા આવ્યા હતા—તે એકે છોકરાંઓનાં માબાપો ન્યાતનું જમણ અથવા ઉજાણી ઈત્યા બીજાં કંઈપણ નજીવાં કારણસર ગેરહાજર રહેવાનું તેઓએજ બંધ કર્યું.

વળી સુપ્રીમ કોર્ટના પહેલ પહેલા ચીફ જસટીસ સર એડવર્ડ . વેસ્ટનાં મરણથી તેની તેમજ ગવર્નર અર્લ ઑફ કલેરની યાદગીરીમાં અત્રેના દેશીઓએ ઉઘરાણું કરી તે નામદારોનાં નામથી સોસાઈટીની સ્કુલમાં સ્કાલરશીપો આપવી કરી હતી.

---

## कोणे दीठी काल.

### દોહરો.

કાલ કરંતાં આજ કર, આજ કરંતાં હાલ;
પલની ખબર પડે નહીં, કોણે દીઠી કાલ. ૧
માતા ગર્ભ વિષે ધર્યા, વપુએ બનિ બેહાલ;
કરી[1] કરીને આકરી, કોણે દીઠી કાલ. ૨
નવ મહિના નિરધારિઆ, ખચિત નહીં પણ ખ્યાલ;
કંતાતા કસુ આવડે, કોણે દીઠી કાલ. ૩
ઉદરે અવધિ પૂરણ થઈ, તોપણ ચિર બંબાલ;
જનમંતાં જમ કર ચલ્યો, કોણે દીઠી કાલ. ૪

---

[1] પરેજી.

જનમ દઈ ઉછેરીઓ, જનની સહિ જંજાળ;
ઓખામાંરે નવ ઉગરે, કોણે દીઠી કાલ. ૫
ઓળંગ્યા અપવાદ એ, નર નહિ થયો નિહાલ;
ઉપવિત વિણ કે આખડ્યા, કોણે દીઠી કાલ. ૬
ચતુર ખપ્યો ચંચળ મહીં, જતાં રોજ નીશાળ;
સમંગથી ઉપવિત ધર્યું, કોણે દીઠી કાલ. ૭
ભણિગણિ પાવરદો થયો, આવ્યો પરણ્યા કાળ;
રતિસમ રંભા પામિને, કોણે દીઠી કાલ. ૮
કરમવાન કરમી થયો, ખૂબ બન્યો ખરે ખ્યાલ;
નિયમિત પળાવશે નહીં, કોણે દીઠી કાલ. ૯
સંતતિ સંપતિ સાંપડ્યાં, પુણ્ય ધર્મ પ્રતિપાળ;
કર્ણ, ભોજ, વિક્રમ ગયા, કોણે દીઠી કાલ. ૧૦
ઘણું કમાઈ ઘર ભર્યું, પુત્ર પૌત્ર રખવાળ;
કોડી એક ન કામની, કોણે દીઠી કાલ. ૧૧
સગાં સહોદર સ્નેહિઓ, તુરત ભળતાં તાળ;
કહાણી કાગ શિઆળની, કોણે દીઠી કાલ. ૧૨
એમ થયો આધિક ને, જશ જગ થયો વિશાળ;
દશરથ સુત સરખા ગયા, કોણે દીઠી કાલ. ૧૩
કરી હવેલી હોંસથી, સુંદર શોભે માળ;
પ્રાગ[૨] મહેલ નહીં ભાગ્યો, કોણે દીઠી કાળ. ૧૪
ઓચિંતુ શું આ થયું, શ્વેત થયા શિર વાળ;
પેર્યો આવી ઘડપણે, કોણે દીઠી કાલ. ૧૫
દાંત પડ્યા ડાચાં મળ્યાં, કાન નાક નિરમાલ;
તૃષ્ણા તૃપ્ત ન થાય પણ, કોણે દીઠી કાલ. ૧૬
મારૂં તારૂં બહુ કરી, મસ ગળવિઓ માલ;
તેં ખરચ્યું તે તાહરૂં, કોણે દીઠી કાલ. ૧૭
બાપયો ઘણી બાપા બસે, થયો રાજ રખવાળ;

૨ ગીજી, ઓરી, ધસારી. ૩ કુચ્છના રાવ શ્રી પ્રાગમલજી.

પગ કારજ કર પ્રીતથી, કોણે દીઠી કાલ. ૧૮
પરમારથમાં વાપર્યું, તે સાથે તતકાળ;
મકર મુજતી માનવી, કોણે દીઠી કાલ. ૧૯
પગ પણ પોતાની નહીં, માટે કર સંભાળ;
હરી ભજન કર કાનજી, કોણે દીઠી કાલ. ૨૦

કહાનજી શંકરજી હાથી.
કચ્છ, ભૂજ.

---

## રુશિયાનું બળ.

હમણાં હાલમાં આપણી બ્રિટિશ સરકાર અનેરુશિયાની વચ્ચે ધમાચકડી મચી રહી છે. તે ઉપરથી વિલાત ખાતેના "માર્નીંગપોસ્ટ" નામના એક પ્રખ્યાત ન્યુસપેપરે કોઇ એક ગ્રંથ ઉપરથી રુશિયાના લશ્કર વિષેની કેટલીક જાણવા જોગ હકીકત પ્રગટ કરીછે, જે લોકોને આ ધમાચકડીના વખતમાં ઘણી જાણવા જોગ થઇ પડશે. તે પત્ર લખેછેકે જો રુશિયા અને આપણી બ્રિટિશ સરકાર વચ્ચે ઝઘડો મચ્યો તો રણક્ષેત્રમાં એકદમ ૭૫૮૦૦૦ પેદલ માણસો, ૫૩૦૦૦ બંદુકવાળા માણસો અને એકસો અડસઠ તોપો સાથે ઘોડેસ્વાર લશ્કરના ચૌદ સ્વતંત્ર વિભાગો મળી ૫૬૦૦૦ ઘોડેસ્વાર માણસો રુશિયા ઉતારી શકશે, તથા કાસેકોની બીજી ઓગણ્યાએંસી રેજીમેન્ટો ઉભી કરી ૪૮૦૦૦ લડવઇયાઓને ૩૮૫૬ તોપો સાથે તોપખાતાના ૮૮૦૦૦ માણસો તથા ૩૫૦૦૦ ઇંનજીનિયરોની સંખ્યા તાકીદે વધારી શકશે. આ સંખ્યા ઉપરથી જણાઇ આવેછે કે ૩૬૦૦૦ તોપો મળી જમીન ઉપરના લડવાઇવાઓની જુમલે ૧૦૩૮૦૦૦ માણસોની સંખ્યા રુશિયા ધરાવે છે. વળી સાડાલાખ માણસોનું પેદલ લશ્કર શિલક માટે રુશિયા તાબડતોબ ઉભું કરી શકશે અને તેના સાથે જુમલે ૧૪૩૮૦૦૦ માણસોનું લશ્કર રણસંગ્રામમાં રુશિયા લાવી શકશે અને તે ઉપરાંત બીજું એક લશ્કર શિલક માટે રુશિયા ઉભું કરી શકશે. જેમાં પહેલા વર્ગના ૨૦૦૦૦૦૦ માણસો ઉભા કરી શકશે. વળી રુશિયાનો દરીયાઇ કાફલો બાલ્ટીક સમુદ્રમાં, કાળા સમુદ્રમાં, સાઇબીરીયનમાં તથા કાસ્પીયન સમુદ્રમાં મળી ચાર સ્થળે જહેંચાયલો છે.

બાલ્ટીક સમુદ્રવાળા કાફલામાં લોઢાના પડની બત્રીસ મનવારો, તારપીડોના ઓરાણું બારકશ્ી તથા બોટો, કરૂઝરો એટલે હથીઆર રાખી સમુદ્રમાં સફર કરનારાં ચોવીસ બારકશ્ી, કલીપર એટલે ઝડપથી ચાલનારા નવીઢબના બાર તથા જૂની ઢબના ત્રણ વાહાણો, એક ફ્રાઇગેટ એટલે લડાઇનું નાહાંનું વહાણ, ૭ કારવેટો એટલે ફ્રાઇગેટથી ઉતરતાં તથા વધુમાં વધું વિશ તોપવાળાં બારકશ્ી, નવી ઢબની બાર તથા જૂની ઢબની પાંચ ગનબોટો અને વિશ યાટો એટલે સહેલ કરવાના નાના બારકશ્ી છે. એ મૂજબ બાલટીક સમુદ્રમાં બધાં મળીને સઘળી જાતના ૨૪૬ બારકશ્ી છે, જેમાંના ૪ હે-૭ બંધાયછે. કાળા સમુદ્રવાળા કાફલામાં લોઢાના પડવાળી ૭ મનવારો, ટારપીડોના ૧૪ બારકશ્ી, તથા બોટો, હથીઆર રાખી સમુદ્રમાં ફરનારાં ૧૦ બારકશ્ી તથા બખતર વગરના બીજા ૮૬ બારકશ્ી છે. બખતર વગરના બારકશ્ીમાં બે સહેલ કરવાના નાના બારકશ્ી, બે ફ્રીગેટથી ઉતરતાં તથા વધુમાં વધું ૨૦ તોપોવાળાં બારકશ્ી. સ્ક્રુવાળી એક બોટ, હલેસાં સાથેની બે આગબોટો, કેટલાંક સાંકડાં વહાણો, આગબોટોના વરગમાં ગણતાં ૧૪ બારકશ્ી ન્હાનાની આગબોટો, એક માઇનશીપ અને પાંચ ફ્રારશીપો છે. એ મુજબ કાળા સમુદ્રમાં સઘળી જાતના મળી જુમલે ૧૧૭ બારકશ્ી છે, જેમાંના કેટલાંક તો જૂનાં છે તથા સર્વેથી મોટાં તથા જબરાં ત્રણ બારકશ્ી હજી બંધાયછે. સાઇબરીયા તથા કાસ્પીયન સમુદ્રવાળા કાફલાઓ ઉતરતા દરજ્જેનાછે. રૂશિયાને અફગાન અથવા ઇરાન સાથની લડાઇ ઉઠતાં લશ્કર લઇ જવામાં કામે લગાડી શકાય એવો ફકત કાસ્પીયન સમુદ્ર વાળો કાફલો છે. સાઇબીરીયન સમુદ્રમાં તાર પીડોની ૭ બોટો, એક ઝડપી વહાણ, ત્રણ લશ્કર લાવવા લઇજવાના બારકશ્ી, ચાર ગનબોટો, જૂદા જૂદા કદની ચૌદ આગબોટો અને સઢવાળાં ૧૮ બારકશ્ી છે. એ મૂજબ સાઇબીરીઆમાં જુમલે ૪૬ બારકશ્ી છે. કાસ્પીયન સમુદ્રમાં સ્ક્રુવાળી ત્રણ ગનબોટો. સ્ક્રુવાળી એક આગબોટ, હલેસાં સાથની ૭ આગબોટો, ૮ નાની આગબોટો, ૮ લશ્કર લાવ લઇજાવ કરનારાં વાહાણો, સઢ્સાથના ત્રણ બીજાં બારકશ્ી, અને ૩ ફ્રારશીપો છે. એ પ્રમાણે કાસ્પિયન સમુદ્રમાં કુલ ૩૩ બારકશ્ી છે. પણ વળી આરલના

સમુદ્ર ઉપર રૂશિયાનો થોડો કાફલો છે. એ કાફલામાં ૭ આગબોટો અને વીશ વહાણો છે. આરલના નાના કાફલાને ગણત્રીમાં નહિ લેતાં રૂશિયન કાફલામાં સઘળી જાતના મળી કુલ ૪૫૨ બારકશો છે. પણ તેમાંના ઘણા ખરા તો નકામા જેવા પડેલા છે. લડાઇની વખતે ખરેખરા ઉપયોગ થઇ પડે એવા ફક્ત ૧૮૫ બારકશો રૂશિયા પાસે છે. જેમાં લોઢાના પડવા ળી પચાસ મનવારો, ટારપીડો સાથેનું એક કરૂઝર અને ૧૧૪ બોટો, બખ તર વગરની ૨૯ કરૂઝરો તથા ૧૬ ગનબોટો ઉપરાંત લશ્કર લાવ લઇ જાન કરનારા કેટલાંક બારકશો છે. વળી રૂશિયન તુરકસ્તાનમાં જાયુકનાં લશ્ક રની બંદુક સાથના હથીયારની ૧૦ પલટણો છે અને તેમાં લગભગ દશ હજાર માણસો છે.

---

## भावनगरना नामदार महाराजा साहेबना जन्म दिवसे थयेला उत्सव.

જા. નં. ૫૮ સને ૧૮૮૫-૮૬.

સંસ્થાન ભાવનગરના નામદાર મહારાજા સાહેબ સર તખ્તસિંહજી કે, સી, એસ, આઇનો પોસ વદ ૭ (તા. ૭ મી જાન્યુઆરી સને ૧૮૮૫)ને રોજ જન્મ દિવસ હોવાથી તે દહાડે મુખ્ય દિવાનજી સાહેબ વગેરેને ઇનામે આપ્યાં. પછી આખા રાજ્યમાંથી વેઠ કાઢી નાખવાનો ધારો બહાર પાડ્યો. બાદ મધ્યાનોત્તર ચાર વાગે માજી દિવાન સામળદાસભાઇના નામથી કોલેજ ઉઘાડવાની ક્રિયા કરી. દરમીયાન એ સ્ટેટના મહેરબાન એક્ઝીક્યુટિવ એન્જિનિયર સાહેબ બહાદુરે અગાઉથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે અહીંની બંને ઇંગ્રેજી સ્કુલોના તથા ગુજરાતી નિશાળના વિદ્યાર્થિઓને તેમજ બંને કન્યાશાળાઓની દીકરીઓને પબ્લિક પાર્કમાં ત્રણ વાગતાને સુમારે બોલાવી જૂદે જૂદે સ્થળે પંગતવાર બેસાડી સુરતી બરફી, પેંડા તથા નાળિએરપાક વગેરે આશરે બે હજાર ઉપરાંત પત્રાળાંમાં પીરસ્યું. તે પછી આશરે સાડાચાર વાગતાને સુમારે નામદાર મહારાજા સાહેબ 'સામળદાસ કોલેજ' ઉઘાડી પોતાના કારભારી મંડળ અને બીજા મોટા મોટા

સદ્‍ગૃહસ્થો સહિત જે સ્થળે કન્યાઓ બેઠી હતી ત્યાં પધાર્યા. એટલે વડવા કન્યાશાળાના મહેતાજીએ અગાઉથી કરી રાખેલી ટુંકી પણ રસિક ગરબી કન્યાઓ પાસે ગવરાવી, જેથી મહારાજા સાહેબ વગેરે સર્વે ખુશી થયા. તે પછી ઈંગ્રેજી સ્કુલના વિદ્યાર્થિઓ મીઠાઈ જમતા હતા ત્યાં પધાર્યા. તે વખતે હુર્રેના શબ્દોથી માન આપ્યું; ત્યાંથી ગૂજરાતી ભણનાર નિશાળીઆઓનો જમાવ જે સ્થળે બેઠો હતો ત્યાં પધાર્યા. તે વખતે અગાઉથી તૈયાર કરાવેલી (વિદ્યાથી થતા લાભ અને સરસ્વતિએ આપેલા આશિર્વાદ વિષે) કવિતા જુદા જુદા છંદમાં ગવરાવી; તે સાંભળી મહારાજા સાહેબે તથા બીજા ગૃહસ્થોએ ઘણી ખુશી જણાવી. આ વખતે ઈંગ્રેજી સ્કુલના વિદ્યાર્થિઓએ હુર્રેના તથા ગૂજરાતી નિશાળના વિદ્યાર્થિઓએ જયજયના શબ્દોથી આખો બાગ ગજાવી મૂક્યો. પછી મહારાજા સાહેબ વગેરે પાંચ વાગ્યાને સુમારે મરહુમ કુમારશ્રી જુવાનસિંહજીના નામથી દિસ્પેન્સરી ઉઘાડવા પધાર્યા, અને છોકરાઓએ મીઠાઈ ખાઈને તેમને રમવા માટે અગાઉથી ગોઠવી રાખેલા ચકડોળ તથા હીંચકા વગેરેમાં બેસીને ગમત કરી. આ મેળાવડામાં વિદ્યાર્થિઓની તથા રચના જોવા આવનારની પુષ્કળ જમાવટ થયા છતાં બંદોબસ્ત સારો હોવાથી કોઈપણ જાતની અડચણ આવ્યા સિવાય સાયંકાળે ઘણી ગમત સાથે થયેલો જમાવ વીખરાઈ ગયો હતો. આ ઉત્સાહ વખતે મીઠાઈનો રૂ. ૨૨૫ નો તથા બીજો પરચુરણ રૂ ૫૦) નો મળીને કુલ રૂ. ૨૭૫ નો ખરચ થયો હતો. તા. ૧૫–૪–૮૫

(ઈંગ્રેજી સહી) દોલતરામ મણિરામ ભટ્ટ.

ડે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.

ગોહેલવાડ પ્રાંત.

---

## सारसंग्रह.

મી૦ ચેટફીલ્ડ રજા ઉપર—મુંબાઈ ઇલાકાના કેળવણી ખાતાના ડિરેક્ટર મી૦ ચેટફીલ્ડ માર્ચ માસથી રજા ઉપર ગયાછે અને તેની જગા ઉપર મી૦ લીવારનરની નીમણુક કરવામાં આવીછે.

સચીનના નવાબ—સુરત એજન્સી તાબાના સચીન—સંસ્થાનના

નવાબ મીર કાદરખાન તથા તેના ભાઈ નસરૂલાખાન રાજકોટની રાજકુમાર કોલેજમાં અભ્યાસ કરતા હતા, જેઓ કોલેજ છોડી આવ્યાછે. આ નવાબની તા. ૨૦ મી અપ્રિલ શાદી કરી ચુકીછે, જે પછી તેઓ પોતાના ખાનગી શિક્ષક મી. રૂસ્તમજી પટેલ જોડે હિંદુસ્થાની મુસાફરીએ નીકળનારછે અને એ નવાબનાં ભાઈ ઇંગ્લાંડ અભ્યાસ કરવા જનાર છે.

વાઈસરાય તથા અમીર વચ્ચે થએલી મુલાકાત રાવળપિંડી મુકામે નામદાર વાઈસરોય લાર્ડ ડફ્રીન તથા અફગાનીસ્તાનના અમીર અબ્દુલ રેહેમાન વચ્ચે તા. ૩૧ મી માર્ચને રોજ પેહેલ વહેલી મુલાકાત થઈ. મસલતનું કામ શરૂ થયું હતું. તે વખતે નામદાર મહારાણીનો ત્રીજો પુત્ર ડ્યુક આફ કોનાટ પણ હાજર હતો. લાર્ડ ડફ્રીન, ડ્યુક આફ કોનાટ સાથે અમીરની પછી મુલાકાત લેવા તા. ૧ લી ને બુધવારને દિને ગયો હતો. અમીર સાથે મસલત કરવાનું મંડાણ, લાર્ડ ડફ્રીન તા. ૩૧ મી મંગળવારથી કર્યું હતું.

હિંદુસ્તાનના ગોરા લશ્કરમાં મોટો વધારો—હિંદુસ્તાન મધેના ગોરા લશ્કરની સંખ્યામાં બહોળો વધારો કરવામાં આવનાર છે. પેદલ લશ્કરની ત્રણ રીજમેંટો, તોપખાનાની બે બાટેરીઓ તથા હારસ આરટીલરીની અઢાર બાટેરીઓ ઘણુંકરીને હિંદુસ્તાન મધ્યેના ગોરા લશ્કરમાં વધારવામાં આવશે. આ લશ્કરને હિંદુસ્તાન લઈ જવા માટે ઇંગ્લાંડ મધે ત્રીસ લશ્કરી બારકસોને તૈયાર કરવામાં આવેછે.

---

## निशाळोनां इनाम पत्रक.

### ઉત્તરવિભાગ.

જા. નં. ૧૧૯ ૧૯-૫-૮૪.

માતર. અવદીચ્ય ટોળકીઆની સભાના મંત્રી બ્યાસ નરોતમ નિસારામ ૨૨૨-૯-૦ ની ચોપડીઓ નં. ૯૨—મહેમદાવાદ કન્યાશાળા. મહેરબાન ખેડા જીલ્લાના આસિસ્ટંટ કલેક્ટર સાહેબ ૨૪) પુસ્તક રા. સા. મામલતદાર

સાહેબે રૂ૫) ચોપડીયો હરજીવન ઉત્તમરામ રૂ૪ા ની ચોપડીયો વાંઠવાળીના મુખી રખીદાસ આતમદાસ રૂ૧) પતાસાં કુલ રૂ૧૪ા—મોગરાજપુર. ઠાકોર અંદરસંગજી નારણજી રૂ૨) મીઠાઈ પોતાના દીકરાને નિશાળે બેસાડી—અલીંદ્રા. ખેડા જીલ્લાના ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર સાહેબે રૂ૨) ચોપડીયો નં. ૮૭—ખોરીઆવી. પટેલ બખાભાઈ વાલાભાઈએ પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૧-૧૪-૦ પતાસાં વહેંચ્યાં—ખેડાસ. ટલાટી ચુનીલાલ કેવળે પોતાની બદલી થવાથી રૂ૨ મીઠાઈ—દુણાદ્રા. સ્કૂલ કમીટીના મેમ્બરોએ તથા કેટલાક ગૃહસ્થોએ રૂ૨ા મીઠાઈ—સીંગાળી. પટેલ કાશીભાઈ નથુભાઈ વિગેરે કેટલાક કમિટીના મેમ્બરોએ રૂ૧ા ચોપડીયો—વાસદ. મહેરબાન ખેડા જીલ્લાના આસિસ્ટંટ કલેક્ટર સાહેબે રૂ૨ા ચોપડીયો—વડદળા. પટેલ હાથીભાઈ, રણછોડ, ભાઈલાલ લીલાધર અને નેશંકર બાપુજી રૂ૦ાા પતાસાં—ચકલાશી. શા. ગીરધર રણછોડ, હરિવલ્લભ કુબેર એઓએ પોતાના છોકરાઓને નિશાળે બેસાડી રૂ૩) પતાસાં—ઠાશીઅલ મુખી મથુરભાઈ રણછોડે વારશીક પરીક્ષા વખતે રૂ૦ાા મીઠાઈ—આંકલાવ. ગોરજી પ્રેમ રતનજી તથા એમ રતનજી રૂ૧) પતાસાં વોરા નબીભાઈ જીભાઈ રૂ૧) સુખડી શા. ઝવેરભાઈ રૂ૦ાા સ્લેટો તથા પેન કુલ રૂ૨ા—ચકલાશી, ગામના કેટલાક સદ્‌ગ્રહસ્થોએ રૂ૩) પતાસાં પરીક્ષા વખતે—ઠણુજડા. સાધુ ભગવાનદાસ બાળકદાસ રૂ૦ાા પતાસાં—ઠોશીઅલ. પટેલ મરઘાભાઈ શંકરભાઈ છોકરાઓને ઉનાળામાં પાણી પાવા સારૂ રૂ૦ાા—ખડોળ. ગામના સદ્‌ગ્રહસ્થો તર્ફથી નિશાળના નવા મકાનમાં વાસ્તુ કર્યું તે વખત તમામ છોકરાઓને જમાડ્યા રૂ૧-૨-૪—મહીજ. ગામના સદ્‌ગ્રહસ્થો તરફથી રૂ૫) ચોપડીયો ખીમચંદ નથુભાઈ તર્ફથી રૂ૦ાા મીઠાઈ પોતાના દીકરાને નિશાળે બેસાડી—શાણીઆ. શા. રાયચંદ ઈશ્વરદાસ રૂ૧) પતાસાં—નડીઆદ ઉર્દુ. મ્યુનિસિપાલટી તર્ફથી રૂ૫૦) ઈનામ વહેંચ્યું—નાહાપાડ. પોલીસ થાણાના હેડ કાન્સ્ટેબલ નાથેખાં જડેખાં રૂ૧) મીઠાઈ—દેપવર્ણ. કમિટીના મેમ્બરોએ રૂ૦ાા મીઠાઈ—ખંભાત મુંબાઈની હાઈકોર્ટના સોલીસીટરના કલાર્ક ફરદુનજી રૂ૨૦) ની ચોપડીયો રૂ૯-૧૨-૦ પતાસાં કુલ રૂ૨૯-૧૨-૦—ખેડા કન્યાશાળા. હરીભાઉ તથા

માતરના મહેતાજી માણેકલાલ નારણદાસ રૂ૦ા દરપણુ—પદતાળ. ગાંજણાના ઠાકોર હીમતસંગજી રાયસનજી રૂ૧) પતાસાં રૂ૧) ચોપડીઓ કુલ રૂ૨)—માતર. મહેરબાન બમનજી એદલજી ખેડા જીલાના ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી ઈન્સ્પેક્ટર સાહેબ દયાળજી નરસારામ નામના છોકરાને ઇંગ્રેજી ભણવા સાર મદદ રૂ૨૫) તથા મીઠાઈ—ગાંજણા. ઠાકોર હીમતસંગજી રાયસંગજી પોતાના કુંવરને નિશાળે બેસાડી રૂ૨ પતાસાં—ઢુણાદ્રા. પરીખ મોતીભાઈ નાનાભાઈ મેસર્સ વોલકેટ અને બધીસસમી કંપનીના એજંટ રૂ૪) પતાસાં તથા મીઠાઈ—નોહાપાડ. પટેલ પરભુદાસ નાગરભાઈ રૂ૧) મીઠાઈ—વીરશદ. પટેલ મથુરભાઈ હાથીભાઇએ પોતાના છોકરાઓને નિશાળે બેસાડી રૂ૧ાા પતાસાં—માતર. આજમ તાલુકા સ્કૂલ માસ્તર સાહેબ પોતે ભારે ભારે મંદવાડમાંથી સાજા થયા, પોતીકી સ્ત્રીને પુત્રનો જન્મ થવાથી તેની ખુશાલીમાં રૂ૧ા પતાસાં—ઉમરેઠ કન્યાશાળા. અમદાવાદ ડીસ્ત્રીક્ટના મહેરબાન આસીસ્ટંટ જજ સાહેબ બાહાદૂરે રૂ૮ાા કપડાં તથા મીઠાઈ—નડીયાદ કન્યાશાળા. ડીસા કાંપના માનેજર સુબેદાર સોભતસીંગ મોહનસીંગે પોતાના દીકરાના લગનપર રૂ૩) મીઠાઈ તથા હરિલાલ ઉમીઆશંકર રૂ૮) ચોપડીયો તથા લૂગડાં કુલ રૂ૧૧)—નાહાપાડ. શા. દામોદર કેવળદાસ તા. પટેલ ડોસાભાઈ રણછોડ રૂ૦ાા મીઠાઈ—અડાસ. ઠકર રણછોડ કેવળદાસે રૂ૧) પતાસાં વહેંચ્યાં—નડીયાદ કન્યાશાળા. અમદાવાદના દેશાઈ ગીરધરલાલ અમરતલાલ રૂ૦ા પતાસાં તથા કપડવણજના શેઠ પ્રેમાભાઈ કેવળભાઈ તથા વકીલ મગનલાલ જેચંદ રૂ૪) સ્લેટો, પેનો, લૂગડાં તથા પતાસાં—હાસરા કન્યાશાળા. દેશાઈ બાપુજી જોઈતારામે રૂ૧) પતાસાં વહેંચ્યાં—રાણીઆ. દીપસંગજી જસવતસંગજીએ રૂ૦ા પતાસાં—વડથળ. ભરૂચની ડીસ્ત્રીક્ટ કોર્ટના વકીલ જેઠાભાઈ કાળીદાસ રૂ૦ા પતાસાં—ખંભાત. મહેરબાન નવાબ સાહેબના ભાઈ જનાબ મનજુમખાન સાહેબ રૂ૨૫) ચોપડીયો રૂ૧૩) મીઠાઈ કુલ રૂ૩૮)—ગાંજણા. ઠાકોર હીમતસંગજી રામસંગજી રૂ૯) ટોપીયો નં. ૩૬ રૂ૧) મીઠાઈ કુલ રૂ૧૦)—પાળજ. શા. હરિલાલ પુરષોતમ રૂ૨) ચોપડીયો તથા મીઠાઈ—નાપાડ. ફરદે કલાસ હેડ કાન્સ્ટેબલ નાથેખાં નીવાજખાં રૂ૧) મીઠાઈ—મોગરરાજપુર. ઠાકોર

સાહેબે રૂ૧) પતાસાં—ઉમેદા. ઠાકોર સાહેબ તથા કમિટીના મેમબરે મળી રૂ૧૫) નું ઘડીયાળ મંગાવી આપ્યું. શા. સ્વરૂપચંદ છગનભાઈ પોતાના છોકરાને નિશાળે બેસાડી ખર્ચ તથા છોકરાઓને જમાડ્યા—એબોજ. કમિટીના મેમરોએ રૂ૧) મીઠાઈ—વહેંચી—આંકલાવ. ગોરજી પ્રેમરતજી અમરતનજીએ રૂ૦॥ મીઠાઈ—લાસી. સ્કૂલ કમિટીના મેમબરોએ રૂ૨) ચોપડીયો તથા સ્લેટો—મોકલી. મજકુરના તલાટી જોઈતારામ લીલાધરે વારસીક પરીક્ષા વખત રૂ૧) પતાસાં—પરીએજ. શા. દેવચંદ હરીભાઈ તથા શા. અમીચંદ લલ્લુભાઈ પરીક્ષા વખત રૂ૧) પતાસાં—નાહાપાડ. ઠકરાણી ધનબાએ રૂ૧॥ મીઠાઈ અને કન્યાશાળામાં ઠાકોર ફતેહસીંગજી રૂ૧॥ મીઠાઈ—પીઠાઈ. બા. નાગરભાઈ શંકરભાઈ તથા મહેમદાવાદના મહેતાજીએ પોતાના દીકરાના લગનમાં રૂ૨) મીઠાઈ રવાના ૧૧-૫-૮૪.

આ. નં. ૩૨.

માતર. મહેરબાન રાવસાહેબ બેકાવિભાગના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ મોતીરામ રાજારામ તથા તાલુકાના આ. રા. સા. મામલતદાર સાહેબ એમના ઉત્સાહથી તા. ૧૮ મી માર્ચ સને હાલને રોજ અત્રેના શેઠ સાહુકારોને બોલાવી છોડીઓને ભણાવવામાં ઉતેજન મળે તે સારૂ રા. સા. ડી. એ. ઇ. સાહેબે ભાષણ કરી ભણવા આવનાર છોડીઓને ઇનામ આપવા તથા કસરત શાળામાં મદદ કરવા સારૂ એક ફંડ ઉભું કરવામાં આવ્યું તેમાં નાણાં ભરનારનાં નામ રૂ૫) દેશાઇ મોહનલાલ મીઠાલાલ રૂ૩) પરીખ. હરીવલભ દેવચંદ રૂ૨) દેશાઇ વરજભુખણ પુરૂષોતમ રૂ૨) દેશાઇ અંજુભાઇ કાનદાસ રૂ૧) કાજીસાહેબ રહેમુદીન અબદુલ સમદ રૂ૧) શેઠ હુકમચંદ દેવચંદ રૂ૪) દેશાઇ મથુરાદાસ કાસીદાસ રૂ૩) પરી. પુરૂષોતમ દેવચંદ. રૂ૨) દેશાઇ ગબાભાઈ રણછોડ રૂ૧) પરી. મથુરાદાસ કાસીદાસ રૂ૧) પરી. વૃજલાલ હરિભાઇ રૂ૧) શા. કાળીદાસ માનચંદ. રૂ૧) શા. ભીખાભાઇ અમથાભાઇ રૂ૧) પટેલ. મથુર સવદાસ રૂ૧) પટેલ. નાથાભાઇ ગંગાદાસ રૂ૦॥ શા. પીતાંબર નથુભાઇ રૂ૦॥ દેશાઇ ગોવરધન હરિકૃષ્ણ કુલ રૂ૩૦) ઉપરાંત. તેમાંથી વારશીક પરીક્ષા વખતે છોડીઓને ચેળી (રેશમી અને સુતરાઉ) તા. ગરીબના છોકરાઓને કસરત કરતી વખતે પહેરવા સારૂ ચડ્ડી

એ મળીને ૨૧૦) અને બાકીના રૂપિયા શેઠ મોહન મીઠાલાલને ત્યાં મુક-વાનો ઠરાવ થયોછે એવા અભિપ્રાયથી કે છોડીઓ વધારે દિવસ હાજર રહે તેમને અમુક મુદતે ઇનામ આપવું રેવાના. તા. ૧૫-૪-૮૫

( ઇંગ્રેજી સહી ) મોતીરામ રાજારામ.
ડે. એ. ઇ. એડાવિભાગ.

## પ્રાંત સોરઠ.

૧૫૭ ૨૭-૫-૮૪

જુનાગઢ. મહેરબાન ખુદાવંત નવાબસાહેબ તર્ફથી ૩૪૬) ચોપડી-ચો તથા મીઠાઇ. અને—બ્રાંચસ્કુ. નં. ૧. ૩૪૭) ચોપડીયો. અને—બ્રાન્ચ નં. ૨ જો ૩૪૭) ચોપડીયો. અને પાઠશાળામાં ૩૫) ચોપડીયો. અને ઉર્દુ સ્કુ-લમાં. ૩૪) ચોપડીયો અને—કન્યાશાળામાં. ૩૩૦) ઓઢણાં તથા મીઠાઇ —વંથલી. સંસ્થાન જુનાગઢના દીવાન સાહેબ હરિદાસ બીહારીદાસ તર્ફ-થી ૩૨ા મીઠાઇ વઝીર સાહેબ બાવદીનબાઈ તર્ફથી ૩૩) મીઠાઇ—ભેસા-ણા. રા. રા. મંગળજી ગૌરીશંકર સ્વસ્થાન જુનાગઢના વસુલાતી અધિકારી સાહેબે ૩૦-૧૨-૬ મીઠાઇ તથા છોડીયોને ચાંલ્લા. પહેલા વર્ગના માજીસ્ત્રેટ લાધારામ ઉમીયાશંકર ૩-૧૪-૯ મીઠાઇ તથા છોડીયોને ચાંલ્લા. દફતરી જેશંકર કલ્યાણજી તથા પહેલા વર્ગના માજીસ્ત્રેટ લાધારામ ઉમીયાશંકર ૩૨-૫-૦ છોકરાઓને મીઠાઇ છોડીયોને રૂમાલ—તોરી. માજીસ્ત્રેટ છોટાલા-લ બવાનીદાસ શાકર શેર રાા)—કુતીયાણા. ઠકર દેવચંદ કુરજી ૩૧) મીઠાઇ રા. નથુ કુરજી, ડી: દાકતર સાહેબે મળી ૩ ાાા મીઠાઇ. કસ્બાતી સરદાર-ખાં હયાતખાંએ ૩૩-૦-૦ કપડાં કસ્બાતી આજમ ખોખર કાયમ ખોખર ૩૩) કપડાં મહેરબાન બવાનીદાસ પ્રભુદાસ વહીવટદાર સાહે ૩૩) કપડાં. મે. મંગળજી દયારામ મેજીસ્ત્રેટ ૩૩) કપડાં. મે. ગીરધરલાલ જેકીસનદાસ, સ. પો. મા. ૩૨) કપડાં. મેમણની જમાત. ૩૧ાા જમાદાર હાથ દરવાસ આ. પો. સુ. ૩૧ા ઠકર. દેવચંદ કુરજી ૩૧) રા. છેલશંકર જેશંકર ૩૦-૯-૦ રા. બીહારીલાલ પોલીસ ફોજદાર ૩૦-૯-૦ રા નથુ કુરજીડી. દાકટર સાહેબ. ૩૦-૯-૦ પારેખ મોતીચંદ ૩૦-૯-૦ પારેખ પ્રેમજી અખી ૩૦-૯-૦ શા.

જાદવજી હરીદાસ રૂ૦-૪-૬ ખવાઇ રાઘવજી રૂ૦-૪-૬ ખવાઇ વલ્લભજી રૂ૦-૮-૯ જમાદાર આમદખાં રૂ૦-૯-૦ મલેક મહમદ રૂ૦-૪-૬ સોની લાધા મેઘા રૂ૨-૮-૦ મહેતાજી આણંદજી વલ્લભજી રૂ૦-૯-૦ રા. ગીરધરલાલ જેકીસનદાસ સ. પો. મા. રૂ૨-૧૦-૩ ખુદાવન્દ વાદસાહેબ તર્ફથી રૂ૩) તેમાંથી કપડાં ને મીઠાઇ વિગેરે થઇને અને—કન્યાશાળામાં. એક ક્રીશ્ચીઅનના રૂ૫) નાં છોડીઓને ઓઢણાં. રાજેશ્રી બીહારિલાલ પોલીસ ફોજદાર ૦-૪-૬ મીઠાઇ મી. મયારામ જીવાભાઇ વકીલ રૂ૦-૪-૬ મીઠાઇ મહેતાજી આણંદજી વહાલજી રૂ૦-૪-૬ મીઠાઇ રા પ્રભાશંકર ફુલશંકર આં. મેજીસ્ટ્રેટ રૂ૩) સુંદડીયો ઠકર. દેવચંદ કુરજી રૂ-૪-૦ સુંદડીઓ. રા. માનશંકર પ્રેમુદાસ રૂ૨) મીઠાઇ મહેતાજી આણંદજી વહાલજી રૂ૩॥ સુંદડીઓ રા. મંગળજી દયારામ માજીસ્ટ્રેટ રૂ૦-૧૪-૦ મીઠાઇ ઠકર દેવચંદ કુરજી રૂ૦-૫-૦ મીઠાઇ દાકતર નથુજી રૂ૦। મીઠાઇ ખી. નવાબ સાહેબ તર્ફથી રૂ૧) મીઠાઇ સોની લાધા મેઘા રૂ૦॥ મીઠાઇ મહેતાજી આણંદજી વહાલજી રૂ૦॥ મીઠાઇ માસ્તર. ગીરધરલાલ જેકીસનદાસ રૂ૦॥ મીઠાઇ—કણુજા. જ. નજર મામદ વલ્દ જહાંગીર ખડીપા કારભારી સાહેબ ૦-૧૪-૦ મીઠાઇ પટેલ જેરામ માવા તથા. હી. ફોજદાર ઇભરામ તથા તલાટી માધા રણછોડ રૂ૧) સાકર મહેરબાન પીતમલાલ ત્રીકમરાજ ખડીબાપો. ફોજદાર રૂ૧) પતાસાં ખાગેસરી. મહેરબાન કુતિઆણા આસી. પો. સુપ્રીન્ટેન્ડે સાહેબ રૂ૧) સાકર મહેરબાન દૂધીઆ વહીવટદાર મલેક આમદ વાડમન તર્ફથી રૂ૦॥ સાકર. મહેરબાન લક્ષ્મીશંકર સંભુપ્રસાદની બાઇ જમનાં રૂ૯) ચોપડીયો તથા રૂમાલ અને રૂ૫) ની મહેતાજીને પાઘડીના અને કન્યાશાળામાં આજમ ખાગેસરી વહીવટદાર સાહેબ રૂ૦॥ સાકર મહેરબાન દીવાન લક્ષ્મીશંકર સંભુપ્રસાદ તર્ફથી રૂ૩-૧૫-૦. ઓઢણાં—બગસરા. રા. ઝવેરચંદ કાળીદાસ રૂ૦। સાકર. ભાગદાર આજમ માવા હરસુર લક્ષ્મણ રૂ૨) મીઠાઇ રૂ૯) પુસ્તકો મેનેજર સાહેબ આજમ રેવાશંકર અંબાશંકર રૂ૨પા રૂમાલ રૂ૨) મીઠાઇ—ટસા. રા. નથુ ભુલાભાઇ રૂ૦॥ મીઠાઇ તથા ભુગોળ ભાગ ૧ લો વાળામા મૈયા ગાંગા. રૂ૦। મીઠાઇ તથા ભુગોળ ભાગ ૧ લો. વાળા ભમાહીયા રૂ૦। મીજેતપુર કન્યાશાળા. ઠકર ધરમશી જીવરાજ રૂ૦॥ પતાસાં—બીલખા. આ-




પુસ્તક ૨૪ મું.    જાુન.    સન ૧૮૮૫.    અંક ૬ ઠો.

## मुंबाइ इलाकामां देशी केळवणीनी शरुआत.

પાછળ પાનેથી.

હવે સોસાઈટીનું કામ રફતે રફતે ઘણું વધી જવાથી સરકારે મુંબાઈ મધ્યે એક કૉલેજ સ્થાપવાનું ધ્યાનપર લીધું, અને ૧૮૩૫ માં તેને લગતી સર્વ ગોઠવણો સંપૂર્ણ કરી "એલફીન્સ્ટન કૉલેજ" ના નામથી તે ઉઘાડી તેનો વહીવટ પાંચ અંગ્રેજ અને ચાર દેશી ગૃહસ્થોની એક કમિટી તથા એક પગારદાર સેક્રટરી હસ્તક સોંપ્યો.

એ કૉલેજને મારેના પહેલા બે પ્રોફેસરો નામદાર માઉન્ટ સ્ટુઅર્ટ એલફીન્સ્ટને પોતે ઈંગ્લાંડમાં ચૂંટી કહાડ્યા હતા. તેઓ દરેકને ૨૭૦૦) નો દરમાયો આપવાને, તથા કુદરતી વિદ્યાના પ્રોફેસરને સરકારની કોલાબા મધ્યેની આબઝરવેટીમાં રેહેવાનું મકાન કરી આપવાનો ઠરાવ કર્યો હતો, કે જેથી ત્યાંના કુદરતી વિદ્યાને લગતાં ઓજારોનો છોકરાઓને વિદ્યાભ્યાસ શીખવવામાં લાભ મળે. એ મુજબ ૧૮૩૫ ના જુલાઈ માસમાં ઈંગ્લાંડથી બે પ્રોફેસરો મેસર્સ ઓરલીબાર અને હારકનેશ મુંબાઈ આવી પહોંચ્યા. તેઓએ વિદ્યાર્થિઓને ટાઉન હૉલમાં એશિઆટીક સોસાઈટીનાં પુસ્તકખાતાની પડોશમાંના એક ઓરડામાં શીખવવાનું શરૂ કર્યું.

૧૮૨૬ થી તે ૧૮૩૦ સુધીના વર્ષોમાં સોસાઈટી પાછળ સરકારને ૨૨૦૨૯૨૩) નો ઇંવાને દરસાલ ૨૪૦૦૦૦) ને આશરે ખર્ચ થયો હતો. જે મધ્યે દરમાન આશરે ૨૭૫૦૦) રૈયતના ઉઘરાણાથી ઉપન્ના હતા,

અને બાકીના સરકારી તીજોરીમાંથી આપવા પડતા હતા. એ સાલોમાં નિશાળોને ખરચના ચોપડીઓ છપાવી પ્રગટ કરવા પાછળ સોસાઈટીને રૂ૬૯૨૩) નો ખર્ચ લાગ્યો હતો.

હવે ૧૮૪૦ ની સાલથી મુંબાઈ ઈલાકાના કેળવણી ખાતામાં નવો નકશો ઉમેરાયો. એ સાલથી આ દેશના કેળવણી ખાતાનો વહીવટ નેટીવ એજ્યુકેશન સોસાઈટી હસ્તકથી કાઢી સરકારે ૯ ગૃહસ્થોની એક "બોર્ડ ઑફ એજ્યુકેશન" ના સ્વાધીનમાં આપ્યો. એ બોર્ડમાં ત્રણ ઈંગ્રેજ અને ત્રણ દેશી અધિકારીઓ નીમ્યા હતા. તેઓના હસ્તકમાં નેટીવ એજ્યુકેશન સોસાઈટી તથા એલફીનસ્ટન કોલેજનાં ફંડો, તેમજ આ ઈલાકાના કેળવણી ખાતાની સઘળી ગોઠવણોની લગામ સોંપી. બોર્ડ ઑફ એજ્યુકેશનને આ ઈલાકામાં જેમ બને તેમ સઘળા વર્ગોમાં કેળવણીનો ફેલાવો થાય એવા ઉપાયો લેવા માંડ્યા હતા. તેઓએ મુંબાઈ મધ્યે એલફીન્સ્ટન નેટીવ એજ્યુકેશન ઇન્સ્ટીટ્યુશન તથા એલફીન્સ્ટન કૉલેજને બરાબર પાયા ઉપર મૂક્યા પછી ૧૮૪૪ માં સિવિલ ઈંજનેરનું કામ શીખવવાનો વર્ગ, તથા ૧૮૪૫ માં વૈદુ શીખવવાને ગ્રાંટ મેડીકલ કૉલેજ સ્થાપી અને તે પછી દેશાવરો ખાતે ઈંગ્રેજી સ્કુલો ઉઘાડવાનું ચાલુ કર્યું હતું.

પહેલ વહેલી ૧૮૨૨ માં સુરત મધ્યે એક મોટી ઈંગ્રેજી સ્કુલ ઉઘાડી તે પછી ૧૮૪૫ માં રત્નાગીરી, ૧૮૪૬ માં અમદાવાદ, ૧૮૪૮ માં અહમદનગર અને ધારવાર, ૧૮૪૯ ભરૂચ, ૧૮૫૧ માં થાણે, ૧૮૫૨ માં સાતારા, અને ૧૮૫૩ માં રાજકોટ તથા ધુળીઆ ખાતે એકેકી ઈંગ્રેજી સ્કુલ એલફીન્સ્ટન કૉલેજમાં શીખેલા સુદા દેશી વિદ્યાર્થિઓના હાથ હેઠળ ઉઘાડી હતી.

બોર્ડ ઑફ એજ્યુકેશનના પ્રમુખ તરીકે સરજાન આડરીની પછી અત્રેની કૌન્સિલનો મેંબર હાનરેબલ મી૰ એન્ડરસન, અને તેની પછી ૧૮૪૩ માં સુપ્રીમ કોર્ટનો પુનીજડજ સર અરસકીન પેરી નીમાયો હતો. એ ગૃહસ્થે ૯) વર્ષ સુધી બોર્ડના પ્રમુખનું કામ ચલાવ્યું હતું. તેણે, હોદ્દો લેતાંવાર, પોતાની આગળ થઈ ગએલા પ્રમુખોનું કામ ઘણું નીરૂપા તરીકે-જાહેર કર્યું, અને તેમાં પોતે ઘણો ફેરફાર કરવાની જરૂર જણાવી

તેણે એક લાંબી મિનિટ લખી અને અપાતી કેળવણી વિષે પોતાની નિ-રાશી જણાવી, તેણે પ્રથમમાં આ ઇલાકામાં સર્વે કેળવણી ઇંગ્રેજીમાંજ આપવાની હદ બહાર તરફદારી કરી, અને એજ્યુકેશન સોસાઇટીના સ્થા-પનારાઓએ દરેક વર્ગના સર્વે લોકોને કેળવણી આપવાની જે રીત રાખી હતી (અને જે રાજનીતિ પછવાડેથી ૧૮૫૪ ના ઇંગ્લાંડની સરકારનાં કેળ-વણીને લગતા ડીસપાચમાં બહાલ રાખવામાં આવી હતી) તેની સામે વાંધો ઉઠાવી મોટે વાપેના લોકોમાં ઉમદા કેળવણી આપવાનું પસંદ કર્યું હતું. એ બાબત ૧૮૪૫ માં તેના અને બોર્ડના બીજા મેંબરો વચ્ચે ઘણી જંપા જપી થઇ હતી. બોર્ડના સરકાર ઉપર મોકલવાના વાર્ષિક રિપોર્ટો તે પોતે લખતો હતો, અને ૧૮૪૬ માં રિપોર્ટમાં તેને ઉપલા પોતાના વિચારો છચોક જણાવી યુરોપ મધ્યે ઊંચા દરજ્જાની કેળવણી દોલત મંદોજ મેળવે છે તેના ઇસારા કર્યા હતા, અને મજબુત ભલામણ કરી હતી કે કેળવ-ણીનો દરજ્જો ઉમદાજ રાખવો જોઇએ. જો કે દેશીઓ પોતાના અનુ-ભવથી એ વિષે ઉલટુંજ કહેતા હતાં, તોપણ તેનો મકમ વિચાર હતો કે "એક પ્રજાના સાનને લગતો સુધારો, બલકે નીતિ સંબંધી સુધારો સદા પહેલા વર્ગના લોકો તરફથી શરૂ થવો જોઇએ" આ ઉપરથી તે વેળાના બામ્બે ટાઇમ્સમાં સખ્ત ટીકા કરી એ રાજનીતિને "જે રોટલી ભુકસ ભુકલે સર્વે લોકને મળી શકે તેમાંથી થોડાઓને બક્ષ્ત આપી ઘણાઓને ભુખે મારવા" જેવી ગુણી હતી. સર એરસકીન પેરીએ પછવાડેથી પોતાના વિચારો ફેરવ્યા હતા, અને ૧૮૪૯ માં એક બીજી લાંબી મિનિટ લખી રાજ્યને ખરચે અપાતી કેળવણી જેઓ ચાહે તેઓને તે સરખે હીસ્સે આપવાની હીમાયત કરી હતી, એ રીતે ચાર પાંચ વર્ષમાં સરનશીન સાહે-બના વિચારોમાં ગંજાવર રીતનો ફેરફાર થયો એ તે વખતે અજાયબ જેવું ગણાતું હતું.

હવે એલફીન્સ્ટન કૉલેજમાં ૧૮૪૭ માં પાછું નવું લોહી ઉમેરાયું. એ સાલમાં ડબલીનની યુનિવરસિટિના બે ચુંદા ગ્રાજ્યુએટો—પ્રોફેસરો પાટન અને રીડ, ને આપણી કૉલેજમાં પ્રોફેસરો નીમ્યા. તેઓએ અહીં આવી વિદ્યાર્થીઓને કૉલેજમાં તરીબત આપ્યા ઉપરાંત કૉલેજની બહાર ...

બીજી માર્ફતે જ્ઞાન આપવાની રીતકે જે તે વખતે અત્રે નવીજ હતી તે દાખલ કરી વર્ગની અંદરના જાપતા તથા અદબ આદબ અને શીક્ષકનો દરજ્જો રાખવા માટેની ગુંભીરાઇમાં છુટકો થવા પછી જવાન વિદ્યાર્થીઓને પોતાને ફાવતું શોધવા માટે તકરારો કરવા તથા ખબરો મેળવવાને છુટા મૂકવાનું શરૂ કર્યું, કે જેથી તેઓ પોતાના ઉપરજ ભરૂસો રાખતાં,' તથા સ્વતંત્રતાપણું અને આબરૂદાર હરીફાઇ કરવા તે શીખે, એ ગુણો ભવિષ્યની જીંદગીમાં વિદ્યાર્થીઓને અતિશય ઉપયોગી થઇ પડે, અને જે શિક્ષકો તર્ફથી સૂચનાઓ વગર કદી મેળવીશકાય નહિ.

આ ઉપલા વિરણ મુજબ મજકુર બંને પ્રોફેસરોના ઉપરીપણા નીચે ૧૮૪૮ ના જુનમાસમાં "સ્ટુડંટસ લીટરરી એન્ડ સાયેન્ટીક સોસાઇટી" ની સ્થાપના થઇ. વળી એજ સોસાઇટી તર્ફથી દેશીઓમાં તેમની ભાષામાં જ્ઞાનનો ફેલાવો કરવા માટે શાખા તરીકે મરાઠી તથા ગુજરાતી "જ્ઞાનપ્રસારક મંડળી." ઓ તથા "બુદ્ધિવર્ધક હિંદુસભા" તેમજ હિંદુ અને પારસી છોકરાઓની નિશાળો સ્થાપવામાં આવી હતી.

સરકારી કેળવણી ખાતાના ઉપરાંત મુંબાઇ મધ્યે ૧૮૪૯-૫૦ માં જુદી જુદી ખાનગી ૮૨) દેશી ભાષાની નિશાળો અને ૬) ઇંગ્રેજી સ્કુલો, તેમજ સર જમસેદજી પારસી બેનીવોલંટ ઇન્સ્ટીટયુટને લગતી મોટી અંગ્રેજી સેન્ટ્રલ સ્કુલ, તથા મીશનરીઓથી ચાલતી કેટલીક સ્કૂલો હતી, જેનો દેશીઓના છોકરાઓ પણ લાભ લેતા હતા.

ઇ. સ. ૧૮૫૮ માં ઇસ્ટ ઇંડિઆ કંપનીનો ચારટર બદલાઈ હિંદુસ્તાનનું રાજ નામદાર માહારાણી વિકટોરીઆએ પોતાને સ્વાધીન લીધું તેની આગમજ હિંદુસ્તાનનો રાજકારોબાર છેલ્લાં ૨૦) વર્ષોમાં કેવી રીતે ચાલ્યો હતો તે બાબત ૧૮૫૩ માં પાર્લામેંટે નિમેલી સીલેક્ટ કમિટીએ પણ પોતાનું મુખ્ય ધ્યાન કેળવણીની બાબત વિષે પરપૂછ કરવામાં રોકયું હતું. એ કમિટીને ડાકટર ડફ તથા મી૦ જાન માર્શમેન તરફથી આ દેશમાં અપાતી કેળવણીની બાબત ઉપર ઘણી કીમતી વિગતો, ખબરો, તથા સૂચનાઓ મળી હતી. એ ઉપરથી ૧૮૫૪ માં એક સરકારી ડીસપાચ તૈયાર કરવાને ત્યાંની વડી "બોર્ડ આફ કંટ્રોલ" ને સોંપ્યું હતું. બોર્ડે ઉપલા

ને અમલદારો તથા કલકત્તાના માજી ચીફ જસટીસ સર એડવર્ડ રાયન, અને મુંબાઈના માજી ચીફ-જસ્ટીસ સર અરસ્કીન પેરીની મદદ લઈ આ ડીસપાચ તૈયાર કર્યો. તે ૧૮૫૪ ના જુલાઈ માસમાં બહાર પડ્યો, અને આજ સુધી તે એક જાણવા લાયક દસ્તાવેજ છે.

એડીસપાચનો સૌથી અગત્યનો ભાગ ત્રણે ઇલાકાઓ તથા વાયવ્ય ખૂણાના પ્રાંતો માટે ખાસ જુદાં કેળવણીખાતાં સ્થાપવાં, તે દરેક ઉપર એકેકો મુખી-ડીરેકટર આવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન ઠેરવવો, તેમના હાથનીચે લાયક અમલદારો નીમવા, ઈંગ્લાંડના ધોરણ ઉપર અત્રે યુનિવરસિટિઓ ઉઘાડવી, અને જેઓ ખાનગી નિશાળો સ્થાપી સારા પાયા ઉપર કેળવણી આપે તેઓને કશીપણ નાત, જાત, અથવા ધર્મનો તફાવત રાખ્યા વગર ગ્રાંટ. ઇત. એડ આપવાને લગતો છે. એ ડીસપાચ અત્રે આવ્યા પછી તેમાં મુકરર કરેલાં ધોરણ મુજબ આ દેશનાં કેળવણીખાતાઓમાં ફેરફાર કરવામાં આવ્યો છે, તથા ત્રણે ઇલાકાઓમાં યુનિવરસિટિઓ સ્થાપી છે.

---

# ગોવિંદસિંહ.

(લખનાર શ્રી નારાયણ હેમચંદ્ર)

ભારતના આ દુર્ભેદ્ય સમસ્યાની પ્રકૃત મીમાંસા આધુનિક સમયમાં એક યોગીએ કરવાનો યત્ન કર્યો હતો, અને આત્મત્યાગના બળથી પુષ્કળ રીતે પાર પડ્યો હતો. પેલી જે શિખ જાતિ જોઈએ છીએ—રણમાં અજેય છે, દ્રઢતામાં અવિચલિત છે, ભ્રાતૃપ્રેમમાં વિગલિત છે, કૃતજ્ઞતા ધર્મમાં વિસૃષ્ટ પ્રાણછે—એ ભારત ગૌરવ, ભારતપ્રાણ શિખજાતિ તે યોગિવરના આત્મત્યાગનો અને સ્વદેશાનુરાગનો જીવન કીર્તિસ્તંભ છે. ચિલન ઓવાળા સમરક્ષેત્રમાં જે શિખજાતિનું અમિત તેજથી અંગ્રેજ વિર્યવન્હિ નિસ્પન્ન થઈ ગઈ હતી. સિપાઈ—વિદ્રોહમાં જે શિખજાતિનું અપ્રમેય વીરત્વ બળથી અંગ્રેજ જાતિની કથંચિત્ પ્રાણરક્ષા કરી હતી, આફગાન યુદ્ધમાં જે શિખજાતિના અદ્ભૂત રણનૈપુણ્યથી બ્રિટનજાતિનું માન રક્ષા થયું હતું અને તે દિવસે જે શિખસેનાના અતુલ વિક્રમથી અંગ્રેજ—કીર્તિસ્તંભ મિશર—રણક્ષેત્રમાં નિખાત થયું હતું, તે પ્રકાંડ અજેય શિખસેના, શિખગુરૂ ગુરૂગોવિંદની ગંભીર સાધનાનું ફલછે. જ્યારે યવન—અત્યાચારે ભા-

રતપક્ષનું ક્ષતવિક્ષત થયું હતું, તે સમયે ગુરૂગોવિંદનો પ્રાણ રડી ઉઠ્યો. તેણે જોયું કે આ હિંદુયવન—વિદ્વેષ પ્રશમિત ન થાય તો ઉભય જાતિનો ધ્વંસ અનિવાર્ય છે. તે ચિંતાએ તેના હૃદયને આલોડિત કર્યું. તે ત્રષિએ સમાધીમળથી જોયું, એ અવશ્યંભાવી અનિષ્ટ નિવારણનો એક માત્ર ઉપાય બંને જાતિમાં અભેદ્ય ભ્રાતૃત્વ—બંધન સંસ્થાપન છે, એ સિદ્ધાંતમાં ઉપનીત થઇને તેણે શિખ ધર્મને એક નવો આકાર આપ્યો. નાનકનો શિખધર્મ એકેશ્વરવાદ અને પરકાલ લઇનેજ હતો, આ લોકની સાથે તેનો મોટો સંબંધ નહોતો. પરંતુ ગુરૂગોવિંદ તેના શિખ ધર્મને ઐહિક ઇષ્ટ સાધનમાંજ અધિકતર નિયોજિત કર્યો હતો. તેણે ઘોષણા કર્યું કે, એ ધર્મમાં હિંદુ યવન, બ્રાહ્મણ શૂદ્ર ભેદ નથી. એ ધર્મમાં દીક્ષિત થઇને સઘળા ભાઈ ભાઇ થતાં સઘળા એક કુટુંબના થશે. ગુરૂગોવિંદ એ નવા—પ્રતિષ્ઠિત ધર્મમાં સર્વાગ્રથી દીક્ષિત થયો. ધીમે ધીમે હિંદુ યવન તેના મંત્રશિષ્ય થવા લાગ્યા. તે દીક્ષિતોને આલિંગન કરીને ભ્રાતૃ—પ્રેમમાં ગ્રહણ કરવા લાગ્યો. નવદીક્ષિતનું અન્ન સર્વ ગ્રહણ કરતા. તેને બીજી વખતે કોઈ પ્રકારની અશ્રદ્ધા કરે એ વાસ્તે તે દીક્ષા આપવાના દિવસે પ્રત્યેક નવદીક્ષિતને અન્ન વ્યંજન રાંધીને તેને આપવા કહેતા. શિષ્ય ભક્તિભાવથી ગુરૂને અન્ન રાંધીને આપતા. ગુરૂ તે શ્રદ્ધાની સાથે ખાતો. તેથી તેના સાથે અન્નપાણી લેવા બીજા કોઇપણ કોઇ જાતની આપત્તિ કરતા નહિ. શિખજાતિની ઉન્નતિ, શિખજાતિના સુખ સિવાય ગુરૂગોવિંદને બીજી કોઈ જાતની ચિંતા નહોતી. તે પોતે નિષ્કામ યોગી હતો. પોતાનું સુખ, પોતાની સંપત્તિ, પોતાનું સૌભાગ્ય કદિ તેની ચિંતાને આબદ્ધ કરી રાખતું નહોતું. તેણે શિખજાતિના હિતાનલમાં આત્મહિતની પૂર્ણ આહુતિ આપી હતી. એ માટેજ શિખજાતિ તેના નામથી આજ પણ મંત્રમુગ્ધ છે. એ વાસ્તેજ તેના શિષ્યો કોઇ વિષયમાં તેનો અભિપ્રાય શું છે તે જાણી લેવાથી તત્સાધનમાં પ્રાણ વિસર્જ્જન કરવામાં કૃતસંકલ્પ થતાં રણસ્થલમાં ગુરૂગોવિંદના નામોચ્ચારણથી તેઓની ધમનીમાં હજારો ગુણથી બલોપચય થતો. ગુરૂગોવિંદનું અપૂર્વ આત્મત્યાગ અને અપૂર્વ ભ્રાતૃ—પ્રેમથી મુગ્ધ થઇને અસંખ્ય હિંદુ યવન ચિરવિદ્વેષ ભૂલી જઇને એક ભ્રાતૃત્વ બંધનમાં આબદ્ધ થવા લાગ્યા.

જે હિંદુ યવન પરસ્પરને જોવાથી પરસ્પર જંગહસ્ત થતા, આજ તેના સ્પર્શ મણિના સ્પર્શથી ભ્રાતૃ-પ્રેમમાં ગદ ગદ થઈને પરસ્પરને આલિંગન કરવા લાગ્યા, આજ તેઓના પ્રેમપૂર્ણ ભાઈ ભાઈ ગાનથી જગત્ મુગ્ધછે, આજ તે સમવેત સેનાના વિજયપણાથી દિલ્હીનું સિંહાસન ટળટળાયમાન છે. આજ એ સમવેત નારાયણી સેનાની આગળ યવન સેના પ્રતિપદે પરાજિત છે. ભારતમાં યવન સામ્રાજ્ય જાયછે, એવી વખતે એક ઘાતકહસ્તે તે પરમ યોગીનું મૃત્યુ થયું. ગુરૂગોવિંદ? એકવાર ભારતમાં આવીને તમારા અનંત પ્રેમસ્રોતમાં બ્રાહ્મણ શુદ્ર અને હિંદુ-યવન ભેદ વહેવાદો. પ્રત્યેક ભારતવાસીની નસામાં તમારો પ્રગાઢ ભ્રાતૃ-પ્રેમ સંચારિત કરો દેવ! એક વેળા સ્વર્ગ છોડીને ભૂતલે અવતીર્ણ થઈને સોનાના ભારતને નરકથી સ્વર્ગમાં લઈ જાઓ, એકવાર તમારૂં આત્મ-ત્યાગના ઉજ્જ્વલ દૃષ્ટાંતથી મરણપર-આવેલા ભારતને સંજીવિત કરો. વીર સંન્યાસીની મૂર્તિ એક વખત જમીન ઉપર આવીને વીરત્વ અને સંન્યાસ ધર્મનું મહાત્મ્ય ફેલાવો—હવે સર્વ જાયછે, રસાતલમાં જાયછે. એક વખતે દેખા આપો. તમારા અતિ માણસ સબ સાધનનું ફલ-સ્વરૂપ તે નારાયણી સેના હાલ પણ રહી છે, પરંતુ તેમાં તમે જે ભ્રાતૃપ્રેમ અને સ્વદેશાનુરાગનો ભાવ સંચારિત કર્યો હતો, તમારી સાથે, તે ચાલતું થયોછે, જે વીરત્વ હાલ થોડું રહેલું છે, પરંતુ તે સંન્યાસ અને તે આત્મત્યાગ તમારા ગયાથી જતું રહ્યુંછે, તેથી આજ તેઓ દાસછે; અને તે દાસત્વથીજ તેઓ આજ સમસ્ત ભારતવાસીના અશ્રદ્ધાના પાત્ર છે. જે હૃદયમાં એક દિવસે ભ્રાતૃ-પ્રેમનો સ્વર્ગીય ભાવ ધારણ કર્યો હતો, તે હૃદય આજ ભ્રાતૃરૂધિરથી કલંકકાલિમા ધારણ કર્યુંછે. જે દિગ્વિજયિની સેના એ એક દિવસે સ્વદેશના હિતને માટે જીવનની આહુતિ આપી હતી, આજ થોડા પૈસાને માટે સ્વદેશની ખરાબી કરવામાં તે સેનાની આપત્તિ નથી. આત્મત્યાગ અને સંન્યાસનો અહા કેવો અદ્ભૂત મહિમાછે! એક સંન્યાસીના આત્મત્યાગથી લાખો મનુષ્ય મંત્રમુગ્ધ થઈને પ્રત્યેક એક એક સંન્યાસી થયા હતા, તે પવિત્ર પ્રકાશથી એક દિવસે પ્રત્યેક શિષ્ય એક એક ક્ષુદ્ર ગુરૂગોવિંદસિંહ થયા હતા; પરંતુ આજ તે પ્રકાશના પ્રતિફલનના અભાવથી તે સઘળા ગ્રહ ઉપગ્રહ અનન્ત અંધા-

રામાં વિલીન થઈ ગયાછે, એવા જે ગુરૂગોવિંદ હતો તેનું ટુંક જીવન લખ્વામાં આવેછે તેથી તેની બુદ્ધિ પરાક્રમની સાક્ષી મળશે.

મહામતિ નાનકે વિવિધ ધર્મશાસ્ત્રની આલોચના કરીને જે અભિનવ ધર્મ-સંપ્રદાય સ્થાપન કર્યો, તે ધર્મ-સંપ્રદાયના માણસો પેહેલા યોગીના પ્રમાણે વગરઆલવે પોતાના ધર્મ શાસ્ત્રના અનુમોદિત કામ-કરતા હતા. કાલે કરીને મુસલમાનના જુલમથી એ ધર્માવલંબિઓના હૃદય દગ્ધ થવા માંડ્યા, એઓને પશુના પ્રમાણે મારવા લાગ્યા. અસામાન્ય જુલમથી ન સંભળાય એવી યંત્રણાથી સઘળાઓના પ્રાણ-વાયુનો અવસાન થવા લાગ્યો એવા નિદારણ સમયમાં શિખ્ખ-સમાજમાં એક મહાપુરૂષનો આવિર્ભાવ થયો, તે સ્વશ્રેણીની સ્વજાતિની ન ખમાય એવી યંત્રણા જોઇને અધ્યવસાય અને ઉત્સાહની સાથે એને દૂર કરવામાં પ્રવૃત્ત થયો. તેની તેજસ્વિતા, સાહસ, અને મહાપ્રાણતા શિખોમાં પ્રવેશ કરીને તેઓમાં એક નવી જીવની શક્તિનો સંચાર કર્યો. ત્યારથી એક પ્રાણતા, વેદનાબોધ ઇત્યાદિ જાતીય જીવનના સર્વે લક્ષણ શિખ્ખ હૃદયમાં અંકુરિત થવા માંડ્યા. ત્યારથી મહાપુરૂષના મહામંત્રમાં દીક્ષિત થઈ શિખો મહાપ્રાણ વાળા અને મહાસત્વના અધિકારી થઈ પડ્યા.

ગોવિંદસિંહેજ પેહેલા શિખોને સામ્યસૂત્રમાં સંબંધ કરાવ્યો, ગોવિંદસિંહની બુદ્ધિથીજ હિંદુ, મુસલમાન, બ્રાહ્મણ અને ચંડાલ એક જમીન ઉપર ઉભા કરીને પરસ્પરને ભ્રાતૃભાવથી આલિંગન કરતાં શીખ્યા. ગોવિંદસિંહજ શિખ્ખ-હૃદયમાં જાતીય જીવનનો પેહેલો પરિપોષક છે. શિખ્ખો તેજસ્વિતા, સ્થિર પ્રતિજ્ઞતા અને યુદ્ધ-કુશલતામાં ઇતિહાસમાં વરણીય થઈ રહ્યા છે, તેનું મૂળ ગોવિંદસિંહ છે. તેજસ્વિતા અને મહાપ્રાણતાની અંદર શિખ્ખ-ગુરૂ-સમાજમાં ગોવિંદસિંહનો કોઈ પણ દુશ્મન નથી, ભારતવર્ષની સર્વને એક મહાજાતિમાં આણવા માટે નાનકનો સ્થાપેલા ધર્મ સંપ્રદાયમાં ગોવિંદસિંહના પ્રમાણે બીજા કોઇએ યત્ન કર્યો નથી.

૧૫૩૯ ઇસવીસનમાં નાનકનું મૃત્યુ થવાથી અંગદ નામે તેનો એક પ્રધાન શિષ્ય શિખોનો ગુરૂ થયો. અંગદના પછી ગોવિંદે એવી રીતે પોતાનો મતપ્રચાર કર્યો, કે તેના શિષ્યો પૌરાણિક કાહણી અને ઉદાર

ઉપદેશ સાંભળીને મહાસત્વના અધિકારી થવા લાગ્યા. ગોવિંદ પંડિતની સાથે વેદાધ્યયન કરતો, પંડિતની સાથે વૈદિક તત્વ અને વૈદિક ક્રિયાકલાપની પર્યાલોચના કરતો. ધર્મશાસ્ત્રની આલોચના કરતાં પણ તે શારીરિક તેજસ્વિતા સાધનાના પ્રતિ ઔદાસીન્ય દેખાડતો નહોતો કથિત છે, તે નઇનો પર્વત ઉપર જઇને અર્જુનનું વીર્ય, અર્જુનની તેજસ્વિતા મેળવવા વાસ્તે ગંભીર તપસ્યામાં નિમગ્ન રહેતો. ઇદૃશ આત્મ સંયમ અને ઇદૃશ ગંભીર ચિંતાથી શિખ સમાજમાં ગોવિંદનું સન્માન ક્રમે કરીને વર્દ્ધિત થવા માંડ્યું.

ગોવિંદ હમણા નવી રીતથી શિખસમાજને બનાવવામાં પ્રવૃત થયો. તેણે શિખોને એકઠા કરીને કહ્યું "સર્વાન્તઃકરણથી એકેશ્વરની ઉપાસના કરવી જોઇએ, કોઈ રીતે પાર્થિવ પદાર્થદ્વારા તે સર્વ શક્તિમાન પરમ પિતાનું માહાત્મ્ય વિકૃત કરવું નહિં. સર્વે સરલ હૃદયથી અને એકાંત મનથી ઇશ્વરની તરફ ચાહીને રેહેવું. સર્વે એક-પ્રાણ થઇને એકતાના સૂત્રમાં સંબદ્ધ થવું આ સમાજમાં જાતિનો નિયમ રેહેશે નહિ, કુલમર્યાદાનું પ્રાધાન્ય રક્ષિત થશે નહિ, એમાં બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય શૂદ્ર, પંડિત, મૂર્ખ, આબરૂદાર, ઇતર સર્વેને સમાન ભાવે પરિગૃહીત કરવામાં આવશે, સર્વે એક પંક્તિમાં, એક વાસણમાં ખાશે, એ તુરકોનો વિનાશ કરવાને બળવાન રેહેશે, અને સર્વેને સજીવ અને સતેજ થવાને શિખાડશે." ગોવિંદ એ કહીને પોતાને હાથે એક બ્રાહ્મણ, એક ક્ષત્રિય, અને ત્રણ શૂદ્ર જાતિય વિશ્વાસુ શિષ્યના શરીર ઉપર ખાંડનું સરબત નાખીને તેઓને ખાલસા* બોલીને સંબોધન કર્યા; અને યુદ્ધ કાર્ય અને વીરત્વનું પરિચયસૂચક "સિંહ" ઉપાધિ આપી ખુશી જાહેર કરી, ગોવિંદ પોતે પણ એ ઉપાધિ ધારણ કરીને ગોવિંદ સિંહ નામથી પ્રસિદ્ધ થયો.

ગોવિંદસિંહ એવી રીતે જાતિગત પાર્થક્ય દૂર કરીને સર્વેને એક સમભૂમિમાં આણ્યા અને સઘળાના હૃદયમાં નૂતન જીવની શક્તિ અને નવા

---

* આરબી ભાષામાંથી "ખાલસા" શબ્દની ઉત્પત્તિ થઇ છે. એનો અર્થ પવિત્ર, મુક્ત છે. જે ભૂમિની સાથે બીજાનો કંઇ સંબંધ ન હોય ઘણું કરીને તેને ખાલસા કેહેવામાં આવેછે. ગુરૂ ગોવિંદથીજ શિખોની સાધારણ સંજ્ઞા "ખાલસા" અને ઉપાધિ સિંહ થયેછે.

તેઓનો સંચાનો કર્યો, જાતિભેદ રહિત થવાથી ઉચ્ચ વર્ણના શિખોએ પહેલા અસંતોષ પ્રકાશ કર્યો હતો, પરંતુ ગોવિંદસિંહની તેજસ્વિતા અને કર્તવ્ય કુશલતાથી તે અસંતોષ વધારે દિવસ રહ્યો નહિ. શિખોએ ગુરૂના અનિર્વચની। તેજોમહિમા દર્શનથી બીજુ કંઇ ન બોલતાં યથાનિર્દિષ્ટ કર્તવ્ય પથમાં આગળ થવા લાગ્યા. તેઓ એકશ્વર-વાદી થઇને આદિ ગુરૂનાનક અને તેના ઉત્તરાધિકારિ વર્ગની પ્રતિ યથોચિત સંમાન દેખાડવા લાગ્યા, રજપૂતોના પ્રમાણે સિંહ ઉપાધિમાં વિભૂષિત થઇને દીર્ઘ કેશ અને મોટી મુછો રાખવા લાગ્યા; અને અસ્ત્ર શસ્ત્રથી સુસજ્જિત થઇને પ્રકૃત યોદ્ધાના પદમાં સમારહન થયા. તેઓનો પોશાક કાલા રંગનો થયો* "વાહરે ગુરૂકા ખાલસા વાહરે ગુરૂજીકા ફતે !" (ગુરૂ કૃત કાર્ય થાય, જય-શ્રી તેઓને શોભીત કરે) તેઓનું સંભાષણ વાક્ય થયું. ગોવિંદસિંહે ગુરૂમઠ નામે એક શાસન-સમિતિ પ્રતિષ્ઠિત કરી અમૃતસરમાં એ સમાજનું અધિવેશન થવા લાગ્યું. જેનાથી સર્વ જાતના કુસંસ્કારનો મૂલોછેદ થાય જેનાથી શિખશાનું અન્તઃ શત્રુ અને બહિઃશત્રુના આક્રમણથી અટલ રહે, સંક્ષેપમાં શિખો જેનાથી એક પ્રાણતા, સમવેદના ઇત્યાદિ જાતીય જીવનના સમુદય લક્ષણવાળા થાય, તેજ ગુરૂમઠનો લક્ષ્ય થયો.

ગોવિંદસિંહ એવી રીતે ધીરે ધીરે નવું ઉપાદાન લઇને નવી શિખ સમાજ બનાવી, અને એવી રીતે ધીરે ધીરે નવ અભ્યુદિત શિખ-સમાજમાં રાજનૈતિક સાધારણ તંત્ર સંસ્થાપિત કર્યું. જે શિખો પરસ્પર વિચ્છિન્ન રહીને સંયતચિત યોગીના પ્રમાણે નિરીહ ભાવથી કાળ ગાળતા, તેઓ હમણા એક પ્રાણ થઇને સાધારણ તંત્ર-સમાજમાં સંમિલિત થયા. ગોવિંદસિંહના જીવન એક સાધનને સુસિદ્ધ થયું પરંતુ એના કરતાં ઉત્કટ સાધના તેના સંમુખમાં પતિત રહ્યું હતુ- તે પરા ક્રાંત મોગલોમાં સશસ્ત્ર ખાલાસાઓને સિંહ ઉપાધિમાં વિભૂષિત કર્યા હતા. ધર્માન્ધ પંડિત અને પીરોમાં હિંદુ અને મુસલમાનોને એક સમાજમાં નિવેશિત થયા હતા, પરંતુ બાદશાહનું સૈન્ય ધ્વંસ કરી શકતા નથી. ગોવિંદસિંહ આસન્નમૃત્યુ પિતાનું વાક્ય,

* ગોવિંદસિંહનો પ્રતિષ્ઠિત આકાલી નામ જે શિખ-સંપ્રદાય અદ્યાપિ કાલારંગનો પોશાક ધારણ કરેછે.

પિતૃ-સમીપમાં પોતાનો પ્રતિશ્રુતિ સ્મરણ કરી, અને કાલ વિલંબ ન કરતા પિતૃ-હન્તા અસાચારી યવનોના વિરૂદ્ધમાં અભ્યુત્થિત થયો.

ભારતવર્ષના સમુદય સ્થલમાં મુગલનું શાસન બદ્ધમૂલ નહોતું. અંતવિદ્રોહ ઈસાદિમાં મુગલ બાદશાહ ઘણુંકરીને બ્યતિબ્યસ્ત રેહેતો. મુગલ બાદશાહનો સ્થાપન કરવાવાળો બાદશાહનો સ્થાપન કરવાવાળો બાબરે નિરૂદ્વેગથી રાજત્વ કરી શક્યો નહિ, તત્પુત્ર હુમાયુને પઠાનવંશીય સેરસાહે પરાક્રમથી રાજ્યથી ભગાડ્યો અને તેણે દેશાંતરમાં સોળ વર્ષ સુધી ગાળ્યા. અકબર પ્રગાઢ રાજનીતિતત્વ અને યુદ્ધકુશળતા-પ્રભાવથી ઘણુંકરીને પંચાશ વર્ષ ભારતવર્ષમાં આધિપત્ય કર્યું, તેની વિચક્ષણતાથી હિંદુ અને મુસલમાનનું જાતિવૈર અનેકાંશ તિરોહિત થયો, તથાપિ તેનો પોતાનો છોકરો સેલિમના કઠોર બ્યવહારથી અને બંગાળનો વિદ્રોહમાં વિવ્રત થયો હતો. સાજિહાન છવદશામાં સિંહાસન લઇને છોકરાઓમાં પરસ્પર યુદ્ધ કરાવતાં જોવામાં આવ્યા. પરિશેષે એઓમાં અધિકતર ક્ષમતાપન્ન ઔરંગજેબના ક્રરાચારથી કેદખાનામાં પડ્યા. ઔરંગજેબની ધર્માંધતા કુટિલતા ભારતવર્ષના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. એની કઠોર રાજનીતિમાં ઘણાક્ષિતેના ઉપર વિરક્ત અને હતશ્રદ્ધાવાળા થઇ પડ્યા. અકબર હિંદુ અને મુસલમાનોને પરસ્પર ભ્રાતૃભાવથી મેળવવા જે યત્ન કરેછે, તે યત્ન ઔરંગજેબના રાજ્યથી સર્વાંશમાં દૂરીભુત થયું. ઔરંગજેબે પોતાની સંદિગ્ધતા, ધર્માન્ધતા અને કઠોર બ્યવહારથી અનેક શત્રુ સંગ્રહકર્યા હતા. એક બાજુએ દુર્ગાદાસ સ્વજાતિના અપમાનથી ઉત્તેજિત થઇને યુદ્ધમાં પ્રવૃત થયો હતો, બીજી બાજુએ શિવાજી વિધર્મીના શાસનથી ઉત્સક્ત થઇને સ્વદેશીયના નિસ્તેજ શરીરમાં તેજસ્વિતાનો સંચાર કરતો હતો. હમણા ગોવિંદસિંહ પાદ્રિ તેજની ઉત્પત્તિ કરીને મઠોના ઉપર નવું રાજ્ય સ્થાપન કરવાને ઉદ્યત થયો. તેજસ્વી શિષ્ય-ગુરૂનું આ અભ્યુત્થાન અસામયિક તથા દૂરકારિતાવાળું જાણીને વિવેચિત થશે નહિ.

ગોવિંદસિંહ એ ઉત્કટ સાધનમાં પાર પડવાને માટે પોતાના શિષ્યોને ભિન્ન ભિન્ન દલમાં વેહેચીને એક એક ટોળી શિખેલું સૈન્ય તૈયાર કર્યું. અપેક્ષા કૃત વિશ્વાસી અને ઉન્નત શિષ્યોના પ્રતિ સૈન્ય-દળની અધ્યક્ષતા

સમર્પિત થય. એ સિવાય ગોવિંદસિંહે શિક્ષિત પઠાન સૈન્ય બોલાવીને દળ પરિપુષ્ટ કર્યું. શતદ્રુ અને યમુનાની વચ્ચેના ભાગના પર્વત-સમૂહના-પાદ દેશમાં ત્રણ કિલ્લા પ્રતિષ્ટિત થયા. નાહનની પાસે પવની નામની જગ્યા ઉપર તેની એક સેના રહેતી હતી; એ પ્રસ્નેના-નિવાસ સિવાય તેના પિતૃદેવના પ્રતિષ્ટિત આનંદપુરના બોગાનમાં બીજું એક આશ્રય-સ્થાન હાથ કરીલીધું. ગોવિંદસિંહનું ત્રીજું આશ્રય-સ્થાન ચંપકુમાર હતું; એ શતદ્રુની કિનારે વસેલું હતું. પાર્વત્ય પ્રદેશમાં સૈન્યને સ્થાપ્યાથી મુગલોની સાથે યુદ્ધ કરવું સુવિધાંવાળું થશે એવું વિચારીને ગોવિંદસિંહ એ કિલ્લાઓને અને આશ્રય-સ્થાનોને તાબામાં લઈને પાર્વત્ય પ્રદેશના સરદારોના ઉપર આધિપત્ય વિસ્તાર કરવાની મેહેનત કરતો હતો. એવી રીતે ૧૬૯૫ ઇસવીસનમાં ગોવિંદસિંહે વિધર્મી મુગલની સાથે યુદ્ધ કરવાની વ્યવસ્થા કરી. તે ધર્મ પ્રચારક અને ધર્મોપદેષ્ટા થઇને નાના સ્થાનથી શિષ્ય એકત્ર કરતો હતો, હમણા યુદ્ધવીર સૈન્યાધ્યક્ષના પદમાં સમાસીન થઇને સેના-નિવેશ અને નિરાપદ કિલ્લાના ગુંમ્ફનવિધાનમાં યત્નવાન થયો.

નાના સરદારોની સાથે ગોવિંદસિંહનું પ્રથમ યુદ્ધ થયું. ગોવિંદની સેનામાં જે સપ્રળા પઠાન હતા, તેઓના પગાર બાકી રહ્યાથી ગોવિંદસિંહની સંપત્તિ લુંટ કરવાને વાસ્તે શત્રુનો પક્ષ અવલંબન કર્યો. એ યુદ્ધમાં ગોવિંદસિંહને જય લાભ થયો. શિષ્ય-ગુરૂના આ પ્રથમ કૃત કાર્યના જોયાથી ઘણા કો અમરદાસ અને રામદાસ યથા ક્રમે શિષ્યસંપ્રદાયના અધિનાયક થયા. ચોથા ગુરૂનું નામ અર્જ્જુનમલ હતું. અહીંઆં સુધી જે જે ગુરૂશિષ્યોના અધિનાયક થયા હતા, તેમાં અર્જ્જુનનોજ નાનક-પ્રચારિત ધર્મશાસ્ત્રમાં વિશિષ્ટ અધિકાર હતો. અર્જ્જુને પોતાનું ધર્મ-પુસ્તક આદિગ્રંથ એકત્ર સંગ્રહીત અને વિધિબદ્ધ કર્યું હતું. એ વખતે જાહાંગીરનો પુત્ર ખુસર વિદ્રોહી થઇને પંજાબમાં રહેતો હતો. અર્જ્જુન તેના અનુકૂલમાં પોતાનું ધર્મશાસનોચિત કામનું અનુષ્ટાન કર્યાથી જાહાંગીરે તેને દિલ્હીમાં બોલાવીને બંદી કર્યો. ૧૬૦૬ ઇસવીસનમાં કેદખાની ઘણી યાતના ભોગવ્યાથી અથવા ઘાતકોના પ્રાણાન્તક કુઠારાઘાતથી અર્જુનનું મૃત્યુ થયું. અર્જ્જુનના પછી તેનો પુત્ર હરગોવિંદ ગુરૂ પદમાં સમાસીન થયો. પિતાના એવા

ાચનીય હત્યાકાંડથી મુસલમાનોના ઉપર હરગોવિંદનો મર્માન્તિક વિદ્વેષ ન્મ્યો. અહીંઆં સુધી શિખો નિરીહભાવથી કાલ ગાળતા હતા, અર્જુન-વના મૃત્યુથી તે નિરીહ-ભાવ જતો રહ્યો; પ્રતિ હિંસા વૃત્તિએ હરગોવિંદને અ-ત્ર-ધારણ અને યુદ્ધકાર્યમાં ઉત્તેજિત કરી મૂક્યો. હરગોવિંદ સર્વદા બે તર-ાર ધારણ કરતો. કોઈ એનું કારણ પૂછતા તો તે અમ્લાન વદનથી જવાબ આપતો કે એક પિતાના અપઘાત મૃત્યુના પ્રતિશોધને માટે, બીજી મુસલ-માનોના શાસનને ઉચ્છેદ કરવાને માટે રક્ષિત થઈ છે." હરગોવિંદ શિખ પ્રદાયમાં અસ્ત્રશિક્ષાનો પહેલો પ્રવર્તક છે.

હરગોવિંદના પાંચ પુત્ર ગુરદિત્તા, સુરતસિંહ, તેગ બહાદુર, અનરાય અને અટલ રાય હતા. એમાંથી પિતાની જીવદશામાંજ સર્વથી મોટા પુત્રનું મૃત્યુ થયું હતું. છેલ્લા બે અપુત્રકાવસ્થામાં પરલોકમાં ગયા હતા, અને છે-લે બે મુસલમાનોના જુલમથી પંજાબના ઉત્તરતરફી પાર્વત્ય પ્રદેશમાં આ-શ્રય લીધા. ગુરદિત્તના દાહરમલ્લ અને હરરાય નામના બે પુત્ર હતા. એ-માંથી બીજા પુત્રે હરગોવિંદનું પદ ગ્રહણ કર્યું. ૧૬૬૨ ઇસવીસનમાં તેનું મૃત્યુ થવાથી તેના બે પુત્ર રામરાય અને હરકૃષ્ણની વચ્ચે ગુરનું પદ લેવામાં મહાવિવાદનો આરંભ થયો. કોઈ રીતે એ વિવાદનો છેડો ન આવ્યાથી બંને દિલ્હિમાં ગયા. બાદશાહ ઔરંગજેબે શિખોને પોતાનો ગુરુ શોધવાની અ-નુમતિ આપી. એ અનુમતિથી શિખોએ હરકૃષ્ણને પોતાના ગુરુપદમાં સ્થાપ્યો પરંતુ દિલ્લી છોડ્યા પછી ૧૬૬૪ ઇસવીસનમાં શીતળાથી હરકૃષ્ણનું મૃત્યુ થયું. તેનો કાકો તેગ બહાદુર શિખોનો અધિનાયક થયો. ૧૬૬૧ ઇસવી-સનમાં પટના નગરમાં એ તેગ બહાદુર ઔરસમાં ગોવિંદસિંહે જન્મ લીધો.

હરગોવિંદના પ્રમાણે તેગ બહાદુર પણ કષ્ટ સહવાવાળો અને પરિ-શ્રમશાળી હતો. જ્યારે શિખોએ તેને ગુરુપદમાં વરણ કર્યો ત્યારે તેગ બહા-દુરે નમ્રભાવથી કહ્યું હતું કે હું હરગોવિંદના અસ્ત્ર—ધારણનો ઉપયુક્ત પાત્ર નથી. ટુંકામાં તેગ બહાદુર તો દુશ્મન રામરાયના ચક્રાંત-જાળમાં જડિત થઈને બંદીખાનામાં ગયો. કેદખાનામાં બે વર્ષ અતિવાહિત થયા, છેલે તે જયપુર-રાજ જયસિંહની વિશેષ કૃપાથી મુક્તિ મેળવ્યા પછી થોડો કાળ આસામ, પટના ઈત્યાદિ સ્થાનમાં રહીને પંજાબમાં ગયો. પંજાબમાં ગ-

આપી ટેગ બહાદુરથી પાછો દિલ્હીપર વિરાગ-ભાજન થઈ પડ્યો. અતિશં
તેના વિરૂદ્ધમાં સૈન્ય મોકલ્યું, ટેગ બહાદુરને પરાજિત અને બંદીવાન કરી
દિલ્હીમાં આણ્યો, અને ઔરંગઝેબે તેને મારી નાંખવાનો હુકમ આપ્યો.

દિલ્હીમાં જતી વખતે ટેગ બહાદુરે પોતાના છોકરા ગોવિંદને પિતૃપ તરવાર આપીને ગુરૂના પદમાં વરણ કર્યા પછી તેણે કહ્યું કે, મૃત્યુના પછે મારી દેહ શુગાલ કુતરાનું ભક્ષ ન થાય, અને એક વેળાએ આ મૃત્યુને પ્રતિશોધ લેવામાં આવે. ગોવિંદે પિતાને આ છેલ્લો આદેશ પાળવામાં પ્રતિજ્ઞાત થયો. ટેગ બહાદુર પુત્રના પ્રતિશ્રુતિથી પ્રફુલ્લ થઈને દિલ્હીમાં ગયે એ જગ્યા ઉપર ૧૬૭૫ ઇસવીસનમાં ઘાતકોના હાથથી તેનું મૃત્યુ થયું. ધર્માંધ ઔરંગઝેબે મરેલા ગુરૂનું શરીર પ્રકાશ રસ્તામાં નાખી દીધું.

જ્યારે ટેગ બહાદુરનું મૃત્યુ થયું હતું ત્યારે ગોવિંદસિંહની ૧૫ વર્ષની ઉમર હતી. પિતાના શોચનીય હત્યાકાંડ, સ્વજાતિનું અને સ્વદેશનું અધઃપતન ગોવિંદસિંહના મનમાં એવું ગભીર ભાવથી અંકિત થયું હતું કે, યવન જાતે વિનાશ અને યવન હસ્તથી સ્વદેશનો ઉદ્ધાર કરવો એ તેના જીવનનું એક માત્ર લક્ષ્ય થઈ પડ્યું. તેણે શાપળાઓને એક ભૂમિમાં બાંધિ એક મહાસંપ્રદાય થઈ પડ્યું. તેણે શાપળાઓને એક ભૂમિમાં બાંધીને એ મહા સંપ્રદાયમાં બાંધવાનો નિશ્ચય કર્યો પરંતુ ઉમર કમતી હોવાથી અને મુગલસૈન-કર્મચારીના સાવધાનથી ગોવિંદે પિતાના મૃત્યુના અવ્યવહિત પછે એ સંકલ્પ પ્રમાણે કામ કરવાને સમર્થ થયો નહિ. ગમે તેમ હો, તેણે અનેક નીચ જાતીય છોકરા પિતાનું શબ મંગાવીને પ્રેત કૃત્ય કરીને યમુનાના પાસેના પાર્વત્ય પ્રદેશમાં ગયો. એ સ્થાનમાં મૃગયા, ફારસી ભાષા અધ્યયન અને સ્વજાતિની નેતાવા હતી તે શાંભળવામાં તેનો સમય અતિવાહિત થયો



## દેશીનામું.

૨. નોંધના મુખ્ય બે પ્રકાર છે. ૧ સાદી રીતે જમાં અથવા ઉધાર દોરી સાદી રીતે લખી રાખવું. ૨ મળની માફક મિતિવાર લખતા રહેવું. વિશેષ કેટલાક નાણાવટીઓ જમાં અને ઉધાર એ બંન્નેની જૂદી જૂદી નોંધ રાખે છે.

૩. નોંધમાં બે જાતનાં ખાતાં રહેછે. ૧ અમારી વતીનું. ૨ તમારી વતીનું.

૪. દેશાવરના વેપારી પર પોતાની તરફથી કોઇ હુંડી બીડવામાં આવે, પરંતુ તેમ કરવાને તે વેપારીએ અત્રે આપણા પોતાપર કાંઈ પત્ર લખી સૂચના કરી નથી તો એ બીડેલી હુંડીનાં નાણાં આપણે અહીં અમારી વતીને ખાતે લખી જમાં કરવાં પડે. અર્થાત્ બીજાને જરૂર ન હોય છતાં પાને તેમ લખી હરકોઈ ધણીને નાણાં અપાવરાવે તો તે નાણાં પોતાને ત્યાં અમારી વતીનું ખાતું પાડી સામા ધણીના નામે જમાં કરે.

૫. દેશાવરના વેપારીની આરતથી આપણે કાંઈ નાણાં આપીએ, અથવા કોઈ જાતનો માલ લઇ મોકલીએ; અથવા બજારમાંથી અમે તે પ્રકારની હુંડી વેચાણ લઈ બીડીએ તો તે બદલ નાણાંનું જોખમ તેમને (મંગાવનાર આરતીઆને) માથે છે. તેથી એ જાતની સઘળી રકમો તમારી વતીના ખાતાના પેટામાં એ આસામીને નામે લખાય છે.

૬. અમારી વતીનું ને તમારી વતીનું ખાતું જૂદું ન રાખે તો તેમાં ઘણી જાતનું જોખમ રહેલું છે. તે એ કે—અમારી વતીને ખાતે હુંડી લખી હોય તો શિકારનાર આસામી નબળી પડે, અથવા, પોતે કોઇની વેચાણ હુંડી રાખ્યા પછી તે આસામી નબળી પડે તો તે બાબતના જોખમદાર પોતે થવું પડે, એટલે જેને પોતે ચાઠી લખી આપી છે તેને મજરે આપવાં પડે; અને વેચાણ આપનાર આસામી નબળી પડે તો પોતાનાં નાણાં જાય. તેમજ તમારી વતીના ખાતામાં સમજવું કે—આસામી નબળી પડે તો બધું જોખમ સામા ધણીને માથેછે.

૭. આરત બાંધવામાં બે પ્રકારના લાભ છે. એક બીજાને દલાલી મળેછે તથા હુંડી કરાવનારનાં નાણાં લખી આપેલી મુદત સુધી પોતાને ત્યાં રહે તેથી તેઓમાં ફાયદો થાયછે.

૮. આરતને માટે જે ઠરાવ હોય તે પ્રમાણે પળવું પડેછે. જો કોઈ વખત લોભાઈને હદપાર જાય તો ભારે નુકશાન ખમવાનો સંભવ છે. તે એ કે-આરતીઆના કાગળપરથી બજારની કોઈ હુંડી વેચાણ રાખી ઠરાવેલી દલાલી લઈ બીડી પરંતુ વધારે લાલચ રાખી આપનાર આસામી પાસેથી કેટલોક નફો લીધો ને આરતીઆ પાસેથી ઠરાવેલો નફો મળશે એમ દગલબાજી કરી હોય ને જો પછીથી દૈવયોગે હુંડીમાં લખેલી મૂળની આસામી નબળી પડે, કિંવા હરેક રીતે કાચી પડે; ત્યારે આપણો સામો આરતીઓ એ ચીઠીના સંબંધ પાકી તજવીજ કરે ને તેમ કરતાં ચીઠી લઈ બીડવામાં ગરબડ કરી છે એવું હિસાબ વગેરેપરથી સાબિત થાય તો તે સંબંધીનાં નાણાં આપણી પાસેથી પુરાં ભરી લે. મતલબ કે. આપણે પોતાને ગાંઠનાં ભરી આપવાં પડે.

## હુંડી બાબત. ભાગ ૨ જો.

૯. જે ચીઠીવડે શાહુકારની આબરૂપર નાણાં મળે તેને હુંડી કહેછે.

૧૦ હુંડી લખવામાં બે ભેદછે. ૧ નામ જોગી, ૨ શાહજોગી.

૧૧ નામજોગી હુંડી કરાવનાર આસામીના નામનીજ હોય છે, ને તે જેની તેનેજ નાણાં મળી શકેછે. હુંડી કરાવનાર તથા લઈ આવનાર આસામી એજછે એમ ઓળખવાને માટે હુંડીનો લખનાર તે ધણીના અંગપરની ઝાહેર અને ગુપ્ત નિશાનીઓ તથા તેની ઊંચાઇ અને પોહોળાઈ તેમાં દાખલ કરેછે. જો તે નિશાનીઓ હુંડીમાં દાખલ કરી નહોયતો પલાયદાથી પણ તુરત લખી જણાવે છે.

૧૨ શાહજોગી હુંડી જેના નામની હોય તે રૂપીઆ લઈ શકે. પરંતુ એને વેચવી હોય તો વેચી પણ શકાય. એ હુંડી જેને વેચાણ આપવામાં આવે તેને એના મથાળે લખી આપવું પડેછે કે "અમુક આશામીને આ હુંડી વેચાણ આપીછે" શિકારનાર ધણી વેચાણ રાખનાર આશામીને ખોળાધરે લઈ રૂપીઆ આપેછે.

૧૩ ઓળખાણ આપનાર આશામી ખોળાધર કહેવાયછે (જામીન)

૧૪ હુંડી ગેરવલ્લે પડે તો પેંઠ મળે, પેંઠનું તેમ થાય તો પરપેંઠ, અને પરપેંઠ પણ નાશ પામે તો કાગળથી નાણાં મળે, પણ કોઈ જાતનો

દગો ન થાય તે માટે પ્રત્યેક લેખમાં જણાવવામાં આવેછે કે "અમુક લેખ ગેરવલ્લે પડવાથી આ દસ્તાવેજ કરી આપ્યોછે" માટે તમારા તમામ જત-તના હિસાબી ચોપડા તપાસી આ લેખ શિકારજો ને જો શિકારી નાણાં આપ્યાં હશે તો દસ્તાવેજ રદ સમજવો.

૧૫. હુંડીની મુદત એક સરખી હોતી નથી. જેમ દેશાવર વધારે દૂર તેમ તેની મુદત લાંબી નાખવામાં આવેછે. પ્રથમ રેલવે નહોતી ત્યારે લોકો પગવાટે મુસાફરી કરતા, ને તેથી વડોદરેથી નીચે પ્રમાણે મુદતો નાખવામાં આવતી હતી ને તેમાંની કેટલીક ચાલુ પણછે.

ધુરત મુદતની—દેખાતાની સાથે નાણાં મળે.

| | | | |
|---|---|---|---|
| દીન ૧ વળતાની— | દેખાડ્યા પછી બીજે દિવસે નાણાં મળે. | | |
| મુદત વાર ભોમની — | ,, | ચોથે | ,, |
| દિન ચાર ચારની — | ,, | *નવમે | |
| બાંધી મુદતની— | અમુક દિવસેજ નાણાં મળે. | | |
| ¹ભરૂચની— | મુદત પછી ૧૦ દિવસે— | | ,, |
| સુરતની— | ,, | ૧૨ | ,, |
| મુંબાઈની— | ,, | ૨૧-૨૨ | ,, |
| પુણાની— | ,, | ૨૭ | ,, |
| પાલીની— | ,, | ૪૫ | ,, |
| પ્રતાપગઢની— | ,, | ૩૧ | ,, |
| રતલામની — | ,, | ૨૧-૨૬ | ,, |
| કલકત્તાની— | ,, | ૬૧ | ,, |
| કાશીની— | ,, | ૬૧ | ,, |
| વિલાયત (ઇંગ્લાંડની)— | ,, | ૧૮૧ | ,, |

૧૬. નાણાવટી હુંડી ન શિકારતાં લાવનાર આશામીને પોતે જોયા

*મુંબાઈ, સુરતમાં, ૧૩, ૧૫, મા દિવસે નાણાં મળે. ૧ વડોદરેથી.

૧૯. હુંડી કરાવતાં કાંઇ ખર્ચ લાગે, ને કરી આપતાં કાંઇ હકસાઇ મળે તેમજ વેચાણરાખતાં નફો થાય વા નુકસાન ભોગવવું પડે એ બધું હુંડીઆમણ કહેવાય.

ની મીતિ તેમાં લખી આપેછે તેને દેખાડ ધણી આપી કહેછે.

૧૭. હુંડી શિકાર્યા પછી શિકારનાર ધણી લખનાર આસામીપર નાણાં લેનારની પાસે ભરપાઈ કરાવી લઈ પાછી મૂળ ધણીને મોકલેછે તેને ખોખું—અથવા પડેલી હુંડી કહેછે.

૧૮. નાણાં લેનાર માણસ હુંડીની પાછળ પોતાની પહોંચ લખી આપેછે તેને ભરપાઈ કહેછે.

૨૦. સામો ધણી હુંડી શિકારી નાણાં ન આપે તો લખી આપનાર આસામી લઈજનાર માણસને એપ નકરામણ આપેછે. અમદાવાદ સુરતમાં એવો ચાલ છે કે-હુંડી લઈ જનારને દર સેંકડે દર મહિને ટકાલેખે વ્યાજ તથા એપ નકરામણ મળેછે. પછી તેમાં મહિના કરતાં ઓછા દિવસ હોય તો પણ પુરા માસનું મળે અને જો વધારે દિવસ થયા હોયતો મહિનો અને તે ઉપરના દિવસ સુદ્ધાંનું મળે.

૨૧. શિકારનાર ધણી હુંડી લઈ જનાર પહેલાં દેવાળું કાઢે તો એપ નકરામણ ન મળે.

૨૨. શિકારનાર આસામી હુંડી લે ને શિકારે નહીં તો તે લાવનારને એક માસનું એપ નકરામણ આપે. અધુરો માસ હોય તો પણ પુરા માસનું આપે. પછી ત્યાં જો પોતાને નાણાંની જરૂર હોય તો તે વેચી નાણાં લેવાય, નહીં તો મૂળ ધણીને પાછી પણ અપાય.

૨૩. હુંડીનો ભપ ન હોય તો પાછી અપાય, અથવા વેચી નાણાં લેઈ શકાય.

૨૪. હુંડી લીધા પછી લખી આપનારે દેવાળું કાઢ્યું છે એવી ખબર શિકારનાર આડતીઆને થાય તો તે શિકારે નહીં અને કરાવનારનાં નાણાં જાય. કદાપિ હુંડી શિકાર્યા પછી ને આડતીઆને ખબર મળે તો તેનાં પોતાનાં નાણાં જાય. વેચાણ રાખનાર ધણી ઉધારે હુંડી રાખ્યા પછી દેવાળું કાઢે તો વેચાતી આપનારનાં નાણાં જાય.

દેશી નામાનો વિષય ઘણો અગત્યનો છે. પણ તેની સઘળી ખોટ લેખણીથી પુરી પડી શકતી નથી. માટે એના સંબંધી જૂદે જૂદે સ્થળે ગોપન કરી કેટલુંક ભંડોળ એકઠું કર્યું છે. માટે આશાછે કે દેશ હિતેચ્છુ

માસ્તરો તરફથી એ બાબતમાં વધારે તપાસ થઈ કેટલીક હકીકત બહાર આવશે એ બાબત એક પુસ્તક બહાર પાડવાનો મારો ઇરાદો છે. માટે વિનંતિ કરૂંછું કે જાણવા જોગ બાબત મને જે કોઈ લખી જણાવશે તે. આભારની સાથે દાખલ કરીશ.

છ. સં.

વડોદરા. તા. ૨-૪-૮૫

---

## સારસંગ્રહ.

કાગળની બાટલી.-કાચની બાટલી પ્રમાણે હાલમાં એક કારીગરે કાગળની બાટલી બનાવી છે તે મુસાફરીમાં બહુ ઉપયોગી થઈ પડે તેવી છે કાચની પેઠે પડી જવાથી તે ફૂટતી નથી અને ગમે તે પ્રવાહી પદાર્થ તેમાં ભરે તોપણ પીગળતી નથી. કાળા માથાનું માનવી જે નહિ કરે તે થોડું !

હિંદુસ્તાનની આપપતની જામીનગીરી ઉપર લોન હિંદુસ્તાનની સરકાર ને માટે યુનાઇટેડ કીંગડમમાં ૧૦ કરોડ પાંઉડની કાહાડવાની હિંદુસ્તાનના સેક્રેટરી આફ સ્ટેટને અખતીયારી આપવાને તા. ૧૯ મી માર્ચ ને ગુરવારે આમની સભા એક મત થઈ હતી. આપણા દેશના નાયબ વજીર મી. ક્રાસે સમજાવ્યું કે હિંદુસ્તાનમાં રેલવેના વધારા સારૂ ગયા વરસની કમિટિએ કરેલી ભલામણ મુજબ આ લોન ઉભી કરવામાં આવશે.

મચ્છર ડંખ કેવી રીતે મારેછે-આ દેશમાં વસનારા ઘણા એકને મચ્છર ડંખ મારેછે તેથી કેવી વેદના થાયછે તેનો અનુભવ હશેજ; પણ એક પત્ર જણાવેછે કે તે પ્રાણીના ડંખ દેવાનાં હથિયારો કેવાં કેવાં છે તે થોડાજ જાણતા હશે. અર્વાચીન શોધ પ્રમાણે એ પ્રાણીને શસ્ત્ર વૈદ્યની પાસે હોયછે તેવી તરેહનાં પાંચ શસ્ત્રો નિર્માણ કરવામાં આવ્યાંછે. તેમાં એક નસ્તર જેવું, બે કરવતી જેવાં, એક ભંભા જેવું અને એક એનજીન આકારનું. જ્યારે મચ્છર પ્રયોગ શરૂ કરેછે (ડંખ મારવાનું) ત્યારે પેલું નસ્તરના આકારનું શસ્ત્ર તેના ભોગ થઈ પડેલાના માંસમાં પ્રથમ ઘોંચી ઘાલેછે. પછી છીદ્ર પોહોળું કરવાને ઉપર નીચે એમ કરવતીઓ ચલાવવા માંડેછે, પછી ભંભા લગાડી લોહી ચુસેછે અને છેલે પોતાની ક્રૂરતા પૂરી

કરવાને ઇજીનમાંથી થોડુંક ઝેર પેલો ડંખ મચથી કરે તેને માટે તેમાં ટપકાવે છે.

આપણા દેશના સીવીલસરવંટો—મી૰ કાટરસ ટપે તૈયાર કરેલાં હિંદી સિવીલીઅનોનાં નવાં ટીપણાં ઉપરથી જણાયછે કે આપણા દેશ ખાતે સઘળા મળીને ૯૧૯ સિવીલ સરવંટો છે, જેમાના ૬૦૮ બંગાલામાં, ૧૫૨ મદ્રાસમાં અને ૧૫૯ મુંબાઈમાં સરકારી નોકરીમાં છે. ઉપલા ૯૧૯ માંના ૮૩૫ હરિફાઇની પરીક્ષા આપીને તૈયાર થએલા સિવીલીઅનો છે અને બાકીના ૮૪ અથવા સેંકડે ૧૦ ટકા હેલીબરી સિવીલીઅનો છે. આ છેલાઓ જ્યારે હરિફાઈની પરીક્ષા નહિ હતી ત્યારે આપણા દેશ ખાતે ઘણા આવતા હતા, પણ ૧૮૫૬ પછીથી તેઓની સંખ્યા ઘટતી ચાલીછે. એ વરસથી હરિફાઈની પરીક્ષા લેવા માંડી છે. ત્યારથી હમણાં સુધી ૭૪૧ સિવીલીઅનો આ દેશ ખાતે આવી ચૂક્યાંછે, જેમાંના ૮૧ મરણ પામ્યાછે, ૧૩૬ "રીટાયર" થયાછે, અને બાકીના ૮૨૪ રહ્યાછે, ૧૮૫૬ થી ૧૮૫૯ સુધીના પહેલાં ચાર વરસોમાં જેમને નોકરી મળી હતી તેઓજ ઓ આખા પેન્સનને યોગ્ય થયાછે. ૧૮૫૯ થી ૧૮૬૦ સુધીનાં પાંચ વરસમાં ૧૦૪ સિવીલીઅનોને નોકરી મળી હતી, જેમાંના માત્ર ૯ જણ આખાં પેન્સન લેવા પામ્યાછે અને બાકીનામાંથી ૫૭ હાલ નોકરીમાં નથી. હિંદુસ્થાનની સરકારની નોકરી માહેલા સિવીલીઅનોને સરવેથી વધારે પાને રૂ૨૪૪૦ના દરમાયાની રાસ આવેછે; તેઓથી ઉતરતો પગાર બંગાળાના સિવીલીઅનોને રૂ૧૭૮૦ સુધીનો અને ત્યાર પછી મદ્રાસના સિવીલીઅનોને રૂ૧૭૨૯ સુધીનો દરમાયો મળેછે. મુંબાઇના સિવીલીઅનોમાં અમલદારો ઘણા હોવાથી તેમના દરમાયાની રાસ રૂ૧૫૫૫ ની આવેછે. મુંબાઈથી ઉતરતો ઓછો પગાર વાવ્યપ્રાંત ખાતેના સિવિલીઅનોનો છે.

---

## सर्क्युलर.

શિક્ષકના ધંધાને સારૂ ધણી ધણીયાણી બંનેને ટ્રેનિંગ લેવામાં ઉત્તેજન આપવાના હેતુથી નીચે સહી કરનાર જાહેર કરેછે, કે આવતા

નવેંબર માસમાં અને હવે પછી બીજી ખબર આપીએ ત્યાંસુધી, અમદાવાદ ટ્રેનિંગકાલેજમાં મહીને છ રૂપીઆની પાંચ સ્કાલરશિપ, તથા એટલીજ કિંમતની એટલી સ્કાલરશિપ, મહાલક્ષ્મી ફીમેલટ્રેનિંગકાલેજમાં, મહેતાજી, આસિસ્ટંટ, કે ઉમેદવાર તેમની સ્ત્રીઓની સાથ શિક્ષકના કામનું ટ્રેનિંગ લેવાને ચાહાતાં હશે તેને માટે રાખવામાં આવશે. એ કાલેજોમાં દાખલ થવાના જે જે હાલ ધારાછે તે બધા તેમને પણ લાગુ પડશે, પણ મુનાસિબલાગે ત્યાં અમુક દાખલામાં છૂટ આપવાનો અખત્યાર નીચે સહી કરનાર પોતાના હાથમાં રાખેછે.

મુ. વલસાડ, ) (ઇંગ્રેજી સહી) ઇ. જાઇલ્સ.
૧૩ મી મે.૧૮૮૫} એજ્યુકેશનલ ઇનસ્પેક્ટર. ઉ. પ્રાં.

---

## निशाळोनां इनाम पत्रक.

પ્રાંતકચ્છ.

જા. નં. ૫૬૨ ૧૦-૬-૮૪

કચ્છની ગૂજરાતી નિશાળોમાં જે જે ઇનામ વહેંચવામાં આવ્યાં તે.

માંડવી એ. વ. સ્કૂલ. મે. રાઓ બહાદૂર દીવાનજી સાહેબ મણિભાઈ જશભાઈની ફરીથી કચ્છમાં પધરામણી થવાની ખુશાલીમાં મુદ્રાના શેઠ ભીમજી જેરામ તરફથી મોટી સભા કરવામાં આવી હતી તે વખતે મે. રાઓ બહાદૂર દીવાનજી સાહેબ વગેરે અમલદારો તથા શેઠીઆઓની રૂબરૂ ચોપડી રૂ૧૪) ની તથા ઉપરણાં છોકરાઓને અને હેડમાસ્તર, આસિસ્ટંટ વગેરેને રૂ૫॥ ની પાઘડીઓ ને રૂ૦॥ ની મીઠાઈ વહેંચવામાં આવી ને મે. રા. બા. દીવાનજી સાહેબે પોતાના તરફથી રૂ૧૫) ની ચોપડીઓ તથા પ્રાણશંકર આણંદજી નામના ગરીબ છોકરાને તેની સ્કૂલફી માટે રૂ૧॥ એમ આપ્યા. મુંબઇના શેઠ કરીમભાઈ ઇબ્રાહીમ સ્કૂલમાં પધારી રૂ૧) ની મીઠાઈ વહેંચી હતી તથા ઇનામ સારૂ પુસ્તકો મુંબઈથી મુકવા કહ્યુંછે—

ખાખરાન સ્કૂલ. ઉપલીજ સભામાં શેઠ મજકૂર તરફથી છોકરાઓને ચોપડીઓ ૧૩૮-૧૧-૭ ઉપરણાં તથા પતાસાં વહેંચ્યાં રૂ૩॥ મહેતાજીને ફેંટો ગજ ૧૨, રૂ૧॥ પે. આ. ફેંટો ગજ ૧૨, રૂ૧॥ બી. આ. ફેંટો ગજ ૧૦, રૂ૧-૨-૦

મી. આ. ફેંટો ગજ ૬, ૩૧) ઓ. આ. ફેંટો ગજ ૮, ૩૧) પાં. આ. ફેંટો ગજ ૮, ૩ાા નોકરને ગજ ૬ ફેંટા સાર આપ્યાં—વીંઝાણું. જાડેજા સાહેબજી તથા ખોજા મોસદીના સોમજી માંડવી ઉરનાટીમર એજંટ મળી ૧૨ માસ સુધી છોકરાઓને પાણી પીવા માટે બંદોબસ્ત કર્યો જાડેજાસાહેબજીએ અત્રેની સ્કુલની પરીક્ષા લીધી તે વખતે ૨૮-૬-૦ જાડેજા સાહેબજી તરફથી પુસ્તકો વગેરે ૨ાા અત્રેના કારભારી રા. વૃજલાલ વી. મુરારજી મીઠાઈ ૨૦-૧૦-૦ ૨ાા ગોવરધનદાસ સુંદરદાસ તરફથી મીઠાઇ ૩ાા ખોજા મોસદીના સોમજી તરફથી સાકર ૨ાા કારકુન પટવા જેઠા વી. નાનજી તરફથી ૨ાા કારકુન વાલજી જેઠા તરફથી કચ્છના મે. આ. પો. એજંટ સાહેબે પરીક્ષા લીધી તે વખતે જાડેજા સાહેબજી તરફથી ૨ાા વૃજલાલ મુરારજી કારભારી ૨ાા શેઠ દામોદરદાસ સુંદરદાસ તરફથી ૨ાા ૨ાા વાલજી રામજી તરફથી ૩ાા નાં પુસ્તકો તથા ૩૧) ની મીઠાઇ વહેંચી મહારાજાધિરાજ મિરજા મહારાઓશ્રી ખેંગારજી બહાદૂરની સ્વારી પધારી તે વખતે જાગીરદારે ૩૨ાા-ની મીઠાઈ વહેંચી ભૂજના વકીલ શીવજી નાગજી તરફથી ૩૧ા અને મેહેતાજીને પાઘડી ૨ાા છોકરાઓને મીઠાઇ ૩૧) મેહેતા વૃજલાલ મુરારજી કારભારી તરફથી મેહેતાજી ઉમીયાશંકર માધવજી તરફથી ૨ાા શેઠ દામોદરદાસ સુંદરદાસ તરફથી ૩૧) ઠાકોર વાલજી રામજી તરફથી ૨ાા મુનશી મહમદ જકરીઆ ફકીર મહમદ તરફથી ૨ા એશી માવજી આત્મારામ ૨ાા અંહીંના ડા. પ્રાગજી મેઘજીએ ૨ાા ની મીઠાઈ વહેંચી. વારષીક પરીક્ષા વખતે ૬૯-૬-૨ ની ચોપડીયો તથા ૨ાા ની મીઠાઇ વહેંચવામાં આવી જાગીર તરફથી કારભારી વૃજલાલે ૩૧) ની મીઠાઈ વહેંચી રા. વીંઝાણુ કારભારી તથા વલીબાઈ સ્કુલમાં પધારી ૩૧ાા ની મીઠાઈ વહેંચી નલીઆના ડા. હંસરાજ મુરારજી સ્કુલમાં આવી ૨ાા ની મીઠાઈ વહેંચી—માંડવીદ. ગૂ. નિશાળ મ્યુનીસિપાલ સેક્રેટરી રા. માધવજી કલ્યાણજીએ ૩૧-૫-૦ નાં પતાસાં વહેંચ્યાં. રા. બા. દી. સાહેબ મણિભાઈ જશભાઈ તરફથી ૩૯-૯-૬ નાં પુસ્તકો છોકરાઓને વહેંચવામાં આવ્યાં. તથા રા. બા. મણિભાઈ જશભાઈ સાહેબનું ફરીથી કચ્છમાં પધારવું થતાં તેની ખુસાલીમાં શેઠ ભીમજી જેરામ તરફથી ૩૧૮) ની ચોપડીયો તથા ઉપરણા, પુસ્તકમાળાની ચોપડીયો આપી

તથા માસ્તર, આસિસ્ટંટ, મોનીટર વગેરેને માથે બાંધવાને ફેંટા આપ્યા—ભુજ નંબર ૨ રા. રા. સ્ટેટ ઇજીનેર સાહેબ ડાહ્યાભાઇએ પોતાને ઘેર પુત્ર પ્રસવ્યાની ખુશાલીમાં રૂ૩ નાં પતાસાં વહેંચ્યાં—નખત્રાણા. રા. નખત્રાણા પાણુદારના શીરસ્તેદાર દયાશંકર જીવણરામે રૂ૧ ની મીઠાઇ વહેંચી વારષીક પરીક્ષા વખતે ઇનામ વહેંચવામાં આવ્યું. રૂ૭ા મહારાજાધિરાજ મિરજા મહારાઓશ્રી ખેંગારજી બહાદૂર તર્ફથી—લાકડીઆ. ખોજા બાણજીએ રૂ૧ ની મીઠાઇ મી. પોપટ કસ્તુરે રૂ૧ા રા, લાકડીઆ પોષ્ટમાસ્તર સેપકજી નરસિંહે રૂ૦॥ નાં પતાસાં કુંવરશ્રી હરીસંગજીએ ચોપડીયો રૂ૮) ની તથા મીઠાઈ રૂ૧ ની વહેંચી રૂ૭॥ રા. રા. સરવેઅર મું. ટે. ઉ: ગીરજાશંકર મૂળજીએ ખાંડના ગલેફેલ એલચીદાણા છોકરાઓને આપ્યાં અહીંના કુંવરશ્રી હરીસંગજીએ શેઠ કપુરચંદ હીરાચંદને ઘેર પુત્ર પ્રસવ્યાથી તેની ખુશાલીમાં રૂ૧-૯-૦ નાં પતાસાં વહેંચ્યાં કુંવરશ્રીના ગુરૂ સુમારગીરજી મહાદેવગીરજીએ છોકરાઓને કવીતા બોલાવી રૂ૧-૯-૦ નાં પતાસાં વહેંચ્યાં અનેની વારષીક પરિક્ષા વખતે રૂ૧૩) ની ચોપડીયો તથા રૂ૩) ની મીઠાઈ નીચે મુજબ વહેંચવામાં આવી રૂ૧ા લાકડીઆ જાગીરદાર તર્ફથી રાં. કારભારી હસ્તે રૂ૭ા વાણીઆ મહાજન તર્ફથી રૂ૫) ઓસવાળ મહાજન તર્ફથી કુંવરશ્રી હરીસંગજીએ સ્કુલમાં પધારી છોકરાઓને કવિતા ગવરાવી રૂ૪) ની ચોપડીયો તથા રૂ૧) મીઠાઇનો આપ્યો—જમકુ. કન્યાશાળા મિ. રા. બા. રી. સાહેબ. મણિબાઈ જશબાઇ તર્ફથી રૂ૯-૧૨-૨ ના કન્યાઓને પુસ્તકો આપવામાં આવ્યાં. તથા. રા. બા. ની કચ્છમાં ફરીથી નપરામણી થતાં તેની ખુશાલીમાં મુંદ્રાના શેઠ ભીમજીભાઇ જયરામ તર્ફથી રૂ૧૯-૪-૯ ની ઓઢણી, રૂ૧૦-૦-૦ ની ચોપડીઓ, રૂ૧) મહેતાજીને પાઘડી, રૂ૦-૧૦-૦ નોકરને પાઘડી રૂ૧) નાં પતાસાં સર્વ કન્યાઓને આપ્યાં. મિ. કચ્છના પોલીટીકલએજંટ સાહેબ બહાદૂર તથા તેમના મડમ સાહેબે છોકરીઓના પરિક્ષા લીધી તે વખતે રૂ૧૦) નો ચોપડી તથા રૂ૧ા નાં પતાસાં વહેંચ્યાં મીસીસ ફીરાપ સાહેબ તથા મી. મેકલીન્સનાં મડમસાહેબે કન્યાઓની પરિક્ષા લીધી તે વખતે રૂ૧ા નાં પતાસાં વહેંચ્યાં. ઠાકોર ડુંગરશીંગ ફકાને ત્યાં પૌત્ર જન્મ્યાથી મેહેતાજીને રૂ૧ા ની પાઘડી તથા નોકરને રૂ૧ા) તથા કન્યાઓને પેંડા રૂ૧) નાં વહેંચ્યાં કાંવજા

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER

JULY 1885.

પુસ્તક ૨૪ મું. જુલાઈ. ૧૮૮૫. અંક ૭ મો.

મોટાજી બહુ મીઠું તુજ નામ તેમ છે કામ;—
કર અંતે મન હેતની ખરી ખેતી ધરી હામ

અનુક્રમણિકા પૃષ્ઠ CONTENTS

| | | | |
|---|---|---|---|
| ઇંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ | ૧૪૫ | History of the English Nation | 145 |
| ગોવિંદસિંહ | ૧૫૧ | Govindsinh | 151 |
| દેશીનામું, ભાગ ૨ જો | ૧૫૭ | Native Book-keeping. | 157 |
| સારસંગ્રહ | ૧૫૯ | Pickings from the Press. | 159 |
| નિશાળોનાં ઇનામપત્રક. | ૧૬૨ | Lists of Prizes distributed in Schools. | 162 |
| સરકારી જાહેર ખબર. | ૧૬૮ | Departmental Notifications. | 168 |



( કેળવણી ખાતાના હુકમથી )

अमदावादमां

ગામાની હવેલી પાસે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની
લિમિટેડના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ્ય { (રૂ૧) વરસનો આગાઉથી. (રૂ૦)=  છૂટક એક અંકના } ટપાલ ખર્ચ જુદું.




# गूजरातशाळापत्र.

પુસ્તક ૨૪ મું.　　જુલાઈ.　　સન ૧૮૮૫.　　અંક ૭ મો.


## इंग्रेजलोकनो संक्षिप्त इतिहास.

### પ્રકરણ. ૨૨ મું. ચાર્લ્સ બીજો.

ત્રીજી પાર્લામેંટ બોલાવવી નહિ પડેતો સારૂં એમ ધારી, ચાર્લ્સે લુઈની પાસે વધારે નાણાં કઢાવવાની ભાંજઘડ ચલાવી. પણ તેણે એવી શરતો માગી, કે તેતો ચાર્લ્સને પણ શરમ ભરેલી લાગી, અને છેવટ એણે નાચારીએ પાર્લામેંટનેજ બોલાવી. ઘણી લોકનો જુસ્સો સમ્યો નહોતો તેથી, આ વખતની ચૂંટણીમાં પહેલા કરતાં પણ વધારે રાજવિરોધી મુખત્યારો આવ્યા. તેમણે આવી "પોપિશતર્કટ"ની વાત ખરીછે એમ ઠરાવ કર્યા, તથા પેલા હરામખોર ચાડીયા, જેનું મોટું લસ્કરજ આ રાજ્ય ઇંગ્લાંડમાં ઉભું થયું હતું, તેના આગેવાનોને ઇનામ આપ્યાં. નવા ચાડીયાઓને બોલાવી તેમની પાસે સોગન પર કહેવડાવ્યું, કે શાફ્ટ્સબરીને મારી નાખવાનું તર્કટ રચાયું છે, તથા તેમાં જેમ્સ પોતે સામેલ છે. લોકનો ભય વધારવા તેમણે મસાલોને અજવાળે દીન દીન કરતા હજારો જનુની ટોળાં રાત્રે લંડનના રસ્તા પર ફેરવ્યાં, અને પછી તે ટોળાંએ આકાશને ભેદી નાખે એવા પોકારની સાથે પોપનું બાવલું બનાવી બાળી મૂક્યું. શાફ્ટ્સબરીએ વેંડ આગળ પડી જેમ્સની ઉપર તોહમત મૂક્યું કે તે શામાટે રોમન કાથોલિક ધર્મ પાળેછે.

પણ આ સઘળાં એનાં છેલ્લાં તર્કડીયાં હતાં. લોકોનો ભરોસો આ પોપિશ કાવત્રાંના તૂત ઉપરથી ઉઠી જવા લાગ્યો હતો. ઠેકાણે ઠેકાણેની જ્યુરીઓ હવે કાથોલિક ઉપર જે આવાં આળ મૂકાતાં તેમાંથી તેને મુક્ત

કરવા લાગી હતી. પાર્લામેંટને મોકુફ કરી હતી તેને પાછી બોલાવવી જોઇએ, એની જ્યારે શાફટસ્બરી ઠેકાણે ઠેકાણેથી અર્જીઓ કરી મોકલાવવા લાગ્યો, ત્યારે સામી અર્જીઓ પણ થોકડાબંધ આવવા લાગી, કે રાજાના આ અખત્યારની વચમાં લોકે પડવું.એને અમે બહુજ ધિક્કારીએ છઇએ. વાંધો લેનારા અને તેને ધિક્કારનારા એવા બે પક્ષજ દેશમાં પડી ગયાં, અને તે અદ્રેસિંટારી અને વીગ એ નામથી પ્રસિદ્ધછે. છેવટ જ્યારે પાર્લામેંટ પાછી મળી, અને અમીરોની સભા આગળ જેમ્સને બારસ કરવાનું બીલ આવ્યું, ત્યારે તેની વિરૂદ્ધ પ્રજાપક્ષનાજ લાર્ડહાલીફાકસે મજબૂત ભાષણ કર્યું, અને લગભગ બમણે મતે તે નામંજુર થઈ ગયું.

આ જોઇ મોતનાં ફાકાં દાખલ શાફટસ્બરીએ નિર્દયતાથી સ્ટાફર્ડનો બુઢ્ઢો અર્લ, જે કિલ્લામાં આવા તહોમતસર ક્યારનો કેદ હતો, તેને બહાર કાઢી ૭ દહાડા સુધી જાહેરમાં તપાસ ચલવાવી, અને ચાડીઆનું લશ્કર જ છુટું મૂકી દીધું કે કાંઈ કરતાં લોકોની ખાત્રી થાયછે કે પોપિશ કાવત્રાંની વાત ખરેખરીજ છે. તે સાબીત થયું એમ બતાવવા (કંઈપણ સાબીત થએલું નહિ તે છતાં) એ બુઢ્ઢા અમીરને ગરદન મારવાની શિક્ષા કરાવી. ઈ. સ. ૧૬૮૦. પણ આ ખુની ખંધાઈનું ફળ ધાર્યા કરતાં ઉલટુંજ થયું. આ ચંડાળ કર્મ જોઈ લોકો કાથોલીકની દયા ખાતા તથા રાજપક્ષને અનુસરતા થઈ ગયા, અને રાજાએ તર્તજ પાર્લામેંટને વિસર્જન કરી (ઈ. સ. ૧૬૮૧) ત્યારે કોઈપણ દિલગીર થયું નહિ.

ચોથી પાર્લામેંટ. બોલાવવાની કાંઈ જરૂર નથી એમ બધા એના મસલતીઆઓએ કહ્યું. પણ એણે તો બોલાવી. એમ કરવામાં ઊંડો પેચ હતો. એના સમજવામાં આવ્યું હતું કે પાર્લામેંટની ઉન્મત્તાઈથી રખેને પાછો પ્રજાવિગ્રહ ઉઠે એવી દહેશત લોકોને લાગવા માંડી હતી, અને તેથી તેને એકવાર પાછી બોલાવી તેની પાસે એવી ઉન્મત્તાઈ કરાવવી, કે એના ભજેજ લોકોમાંથી "પોપિશ કાવત્રા"નું હડબાયું જઈ પ્રજાવિગ્રહનું લાગે. એ મટેજ આ નવી પાર્લામેંટને આકસફર્ડ મુકામે બોલાવી, કે લોક જાણે કે અસલની પેઠેજ લંડન હાલ ફિસાદે ચડ્યુંછે. જાણે એને જાતને પણ કાંઈ જોખમ આવવાનું હોય એમ એ અંગરક્ષકના

તમામ લશ્કરને લઈ સાંમે ગયો. આથી થાફ્ટસ્બરી પણ ડગાયો, અને રખેને એ કાંઈ આપણી સામા હથીયારેજ કાઢે એમ ધારી, એ પક્ષવાળા પણ બધા નવી પાર્લામેંટમાં પોતાના માણસોને પણ હથીયાર સજાવીને લઈ ગયા. આ જોઈ લોક બીધા કે ખરે આ પ્રજાવિગ્રહનીજ તૈયારીઓ જ-ણાયછે. પાર્લામેંટની કામ કરવાની રીત પણ જાણે વિરોધ ઉભા કરવા-નીજ હોય એમ જણાઈ. લાર્ડ હાલિફાકસે રાજાની તર્ફથી એવું બિલ રજુ કર્યું, કે જેમ્સ રાજાનો ખિતાબ ધારણ કરે પણ રાજ્યકાજનો સઘળો વહીવટ એના જમાઇનાજ હાથમાં રહે. આવી વાત પણ પાર્લામેંટે નામંજુર કરી, અને રાજા અગાઉથી જાણતોજ હતો કે હઠે ભરાએલા એ મૂર્ખાઓ નામંજુર કરવાના છે. હવે તો પ્રજાપક્ષમાંના પણ ઘણા-ખરા પાર્લામેંટને નીંદવા લાગ્યા. એવામાં એક માણસ ઉપર પોપિશ કા-વત્રાને લગતું કામ શિરસ્તા મુજબ ઈનસાફની કોરટમાં ચલાવવાને બદલે અમીરોની સભામાં ઉભું કરેલું જોઈ બધાને લાગ્યું કે આ પાર્લામેંટ પોતેજ આપઅખ્તીયારી થવા માગેછે. આ પ્રમાણે રાજાએ પાર્લામેંટને તેને પોતાને હાથેજ પૈવકૂફ બનાવી આઠ દહાડાનું હેવાતણ ભોગવાવી આવી તેવીજ પાછી વિસર્જન કરી દીધી (ઈ. સ. ૧૬૮૧), અને સમસ્ત પ્રજાના નામનું જાહેરનામું કાઢી તેમાં એણે જણાવ્યું કે આટલી આટલી રીતે પાર્લામેંટનું માન મેં રાખ્યા છતાં જ્યારે આવી આડાઈજ પકડી.ત્યારે તેને કાઢી મૂકવાની મને જરૂર પડીછે.

વિરોધી પક્ષનો લય, ઉપલા મુતસદી પેચથી પૂરેપૂરો થઈ ગયો, અને જ્યારે એ ગાદી ઉપર બેઠો ત્યારે જેવી હતી તેવીજ દેશમાં ચોતર્ફથી રાજભક્તિ પાછી ઉભરાઇ આવી. એ જાહેરનામું સરકારી દેવળોમાં પાદ્રીઓ હરખથી વાંચી પાછા બોધ કરવા લાગ્યા કે રાજાનો રાજ્યપરંપરાનો હક, ધર્મ, કાયદો, કે કોઈ ગુનાહથી પણ રદ બાતલ થઈ શકતો નથી. એ ધર્મસમાજને રાજી કરવા ચાર્લ્સે અપ્રતિજ્ઞાગ્રાહીની ઉપર પાછો જુલમ જારી કર્યો. પોતાના ભાઇને ઉઘાડેજોગ પાછો લંડનમાં બોલાવી લીધો, અને તેની મુલાકાતે પાછા અમીરો ધસમસા કરવા લાગ્યા. જે લોક એને બાતલ કરવામાં હતા, તેમને ત્યારથી કોરટોમાં ઘસડવા

માંડ્યા, અને જુલમતીઆ ન્યાયાધીશો તથા પક્ષપાતી જ્યુરી તેને ટપોટપ શિક્ષા કરવા લાગી. શાફ્ટ્સબરી ઉપર ખોટા શાક્ષી ઉભા કરવાનું તહોમત મૂકવામાં આવ્યું. લંડન હજીપણ એની તર્ફે રહ્યું ખરું, અને ત્યાંની મોટી જ્યુરીએ એને નિર્દોષ ઠેરવ્યો. એ ઉપરથી જ્યુરીને નીમનાર જે નગરશેઠો, તેમને ઠેકાણે દાબ દબાણથી પોતાના વગનાજ રાજાએ નીમાવ્યા. હવે શાફ્ટ્સબરી અને તેના પક્ષને બચવાનો એકે આરો રહ્યો નહિ પણ એજ કે, બંડ ઉઠાવવું ઈયા નાશીને દેશપાર ચાલ્યા જવું. આ ખટપટી ખેલાડીએ બંડની પણ ગોઠવણ કરીજ રાખી હતી, અને કહેતો કે મારી પછાડી ૧૦ હજાર જવાનો ઉભા છે. ઉભા હશે ખરા, પણ દેશની રૂખ ફરેલી જોઈ તેમની હાલ એની પછાડી દોડી આવવાની તો હીમત ચાલી નહિજ, અને અહિંયાં તો પડાંયે ઘુંટ ભરાતી હતી. તેથી શાફ્ટ્સબરી રાતોરાત પોતાના મિત્ર તત્વજ્ઞાની લોકની સાથે હાલાંડ નાસી ગયો, જ્યાં એનો બે મહીનામાંજ ઉગ્ર આત્મા પોતાની આ કેવળ નિરાશાની અવસ્થા જોઈ બીજી દુનિયામાં ચાલતો થયો. (ઈ. સ. ૧૬૮૩.)

એ પડ્યો અને તેની સાથે વિરોધી પક્ષ બધોજ પડી ભાગ્યો. બધા લોક ધર્મભેદનો પણ મમત મૂકી રાજાને ચાહાતા થયા, અને તેથી એણે હવે પછી પોતાનું રાજ્ય પાર્લામેંટવિના આપ અખત્યારપણેજ ચલાવ્યું, અને એ જ્યારે મૂઓ, ત્યારે જેમ્સને ગાદીએ બેસતાં કોઈપણ પ્રકારની હરકત નડી નહિ. પેપિસ્ટ ગાદી ઉપર આવશે એવી માત્ર કલ્પનાથીજ જે લોક ભડકી ઉઠતા હતા, તે બધાએ ખૂશીની સાથે તે ગાદી ઉપર આવ્યો ત્યારે એને આવકાર આપ્યો. આ પ્રમાણેજ લોકવિચાર તો હમેશા ઝોલા ખાયા કરેછે, અને તેથી તેમના અગ્રણીઓએ હમેશાં યાદ રાખવું જોઇએ છે કે જો આપણે અતિપર ગયા તો જે સુમાર્ગે આપણે તેમને ચડાવવા માગતા હઇશું તેથી ઉલટેજ માર્ગે તે થોડા વખત સુધી તો ચડી ગયા વિના રહેવાના નથી. જો શાફ્ટ્સબરી પક્ષવાળાએ જેમ્સની કુંવરીનો પણ હક કરી રાજાની રાખના છોકરાનેજ રાજા કરવાનો મમત ન કર્યો હોત, તો સંભવિત છે કે તે વેળાજ દેશમાં સ્થાયી સમાધાની થઈ ગઈ હોત, અને આવતા રાજ્યમાં જે દુઃખો તથા જુલમ ઇંગ્રેજી પ્રજાને વેઠવી પડી તે પડત નહિ.

પાર્લામેંટ વિનાનું રાજ્ય ચાર્લ્સે હવેથી ચલાવ્યું, તેમાં બધી પ્રજાના હકને નુકશાન પહોંચે એવું તો થોડુંજ કરેલું જણાય છે, પણ શેહ બેસાડવા પોતાના શત્રુઓની ખબર તો ખુબજ લીધી. લંડન વિગેરે કેટલાંક શહેરોના પટા છીનવી લીધા, અને જ્યારે તેમણે ભારે દંડ ભર્યા ત્યારેજ હડહડતા રાજપક્ષ વાળાને મહાજનમાં નીમી તેમને તે પટા પાછા આપ્યા. હવે જ્યુરીઓ તો રાજા જે કહે તેવોજ ઇનસાફ કરે એવી થઈ રહી, અને તેથી જે જે માણસો જેમ્સને બાતલ કરાવવાના કામમાં આગળ પડેલા હતા તેને પકડી પકડીને સજા કરવા માંડી. તેમને બચવાનો બંડ શિવાય એકે રસ્તો રહ્યો નહિ, અને તેથી તેમણે તેમજ કરવાને ધાર્યું. પણ અવસર ચૂક્યા મેહુલા! શાફ્ટ્સ્બરીએ કહ્યું તે વેળા તૈયાર થયા હોત, તો કાંઇપણ આશા હતી. હાલ તો સઘળો દેશ તેમની વિરુદ્ધ થઈ ગયો હતો.

ચાર્લ્સે જોયું કે હવે હું જે કરૂં તે કરવાદે એવા લોક થઈ ગયાછે, અને તેથી કસોટીના કાયદાને ટોલે મૂકી એણે પાછો જેમ્સને મોટા અધિકારપર નામ્યો. રાજ્યમાં જેમ્સનું પ્રબળ ઘણું વધી ગયું, અને પેલા ટાઇટસ ઓટ્સ ચાડીયાને ભારે શિક્ષા કરવામાં આવી.

લાર્ડરસલનું કાવતું, વ્હીગ પક્ષનાએ તથા બીજા કેટલાક આગેવાનોએ રચ્યું હતું. એમાં મન્મથ, એસેક્સનો અર્લ સિડની, લાર્ડ હાવર્ડ, જાન હામ્પડન (પેલા પરમ દેશભક્તનો પૌત્ર), તથા બીજા ઘણા મોટા મોટા માણસો સામિલ હતા. તેમણે સ્કાટલાંડનાં ડ્યુક આવ આર્ગાઇલ તથા બીજા રાજદ્રોહીઓની સાથે એવી સંતલસ કરી રાખી હતી, કે તમારે ત્યાંથી ઉઠવું, અને અમે લંડન વિગેરે કેટલેક ઠેકાણેથી સામટી ઉઠાવણીકરીશું.

રાઇહાઉસનું કાવતું. રચનાર કેટલાક જુનાં સ્વાતંત્ર્યપક્ષીઓ હતા. એક જુના પ્રજાસત્તાકીને તાબે રાઇહાઉસનામનું ખેતર અથવા વાડી હતી, જ્યાં વિલાતની રીત પ્રમાણે બંગલા પણ રહેવાને માટે બાંધેલાજ હોયછે. રાજા ન્યુમાર્કેટ ગયો હતો ત્યાંથી પાછા લંડન આવવાનો માર્ગ એ વાડી આગળથી હતો. માટે એ કાવત્રાંખોરોએ એવો બેત રચ્યો કે આપણે અહિયાં તૈયાર રહેવું અને એ જેવો અહિયાંથી જાય તેવો એને બંદુક મારી પૂરો

કરવો. પણ રાજા ધાર્યા કરતાં આઠ દિવસ વહેલો નીકળવાથી બચી ગયો. આ વાત ફૂટી, અને એ તર્કટખોરોની મતલબ કાંઈપણ પાર ન પડતાં તેઓને શિક્ષા થઈ.

આ વાતની ઉપલા તપાસમાં રસલનું કાવત્રું પણ જાહેરમાં આવ્યું, અને તેની સાથેજ બારે પકડાપકડી ચાલી. મન્મથ તો દેશપાર નાશી ગયો. લાર્ડહાવર્ડે બધું કબુલ કરી દીધું. લાર્ડરસલના કાવત્રાને રાઇહાઉસની તર્કટ સાથ કાંઈપણ સંબંધ નહોતો, અને તેની તે લોકને કાંઈ ખબર પણ નહોતી, તોએ તે બંને એકજ છે એમ મનાવવાની સરકારે ઘણી તજવીજ કીધી. લાર્ડ રસલ ઉપર પહેલું કામ ચાલ્યું. એણે બંડની વાત કબુલ કરી, પણ કહ્યું કે રાજાની જીંદગી લેવાનો વિચાર અમારો હતોજ નહિ. સરકાર તરફના શાક્ષીઓનું કહેવું પણ એનેજ મળતું આવ્યું. બંડનો મનસુબો ખરો, પણ કાંઈપણ કૃત્ય તેમની તર્ફથી થએલું જણાયું નહિ. એને માફ કરાવવા એની પતિવ્રતા સ્ત્રીએ આકાશને પાતાળ એક કીધાં, અને એના બુઢ્ઢા બાપે રાજાની રાખને ૧૦ લાખ રૂપિયાની લાંચ આપી, પણ રાજાએ કોઈનું માન્યું નહિ. એ બોલ્યો કે જો હું એનો જીવ નહિ લઈશ, તો એ કોઈ દહાડો મારો જિવ લે એવો છે. રસલ બહાદુરીથી એમજ બોલતો, કે જ્યાં સુધી મારા શરીરમાં લોહીનો એક છાંટો છે ત્યાં સુધી હું આપઅખ્તીયારી રાજ્ય ઇંગ્લાંડમાં સ્થાપન થવા દેનાર નથી. છેલ્લી હૃદયભેદક મુલાકાત પોતાની સ્ત્રીની લઈ એણે શાંતપણે શિરચ્છેદની શિક્ષા ભોગવી. (ઈ. સ. ૧૬૮૩)

સિડનીના સામા તો લાર્ડ હાવર્ડ સિવાય બીજા કોઈની પણ સાક્ષી નહોતી, અને રાજ્યદ્રોહના કામમાં કાયદા પ્રમાણે બે સાહેદ તો જોઇએજ. એ સારો વિદ્વાન, અને ગ્રીસ તથા રોમની પ્રજાસત્તાક પદ્ધતિઓને પોતાના દિલોજાનથી ચાહાનારો હતો. તેથી એના પુસ્તકોમાં પ્રજાસત્તાક મતની તથા કાસીઅસ અને નીરો જેવાં જુલમગારોની સામા ઉભા થએલા ફિસાદેની તારીફ કીધી હતી. તે વાક્યો ચૂંટી કાઢી તેનેજ સાક્ષી દાખલ ચલાવી લીધાં, અને એને પણ દેહાંત દંડની શિક્ષા કરી. એતો જાણે કૃતકૃત્ય થયો હોય, તેમ આનંદભેર તે શિક્ષાને તાબે થયો. હામ્પડનની સામા બીજી સાહેદી ન મળી શકવાથી તેને ૪ લાખ રૂપિયાનો દંડ કર્યો. લાર્ડ

એસકરે કિલ્લામાં પોતાને હાથેજ પોતાનું ગળું કાપી નાખ્યું. મલ્હારને માફી આપી, પણ દરબાર બંધ કર્યું. તેથી એ સમજીનેજ હાલાંડ નાસી ગયો. (ઈ. સ. ૧૬૮૦)

---

# ગોવિંદસિંહ.

પાછલા અંકથી ચાલુ.

મુગલ બાદશાહી ઔરંગઝેબના રાજ્યમાં ઉન્નતિની ચરમ સીમાએ આવી હતી. ઔરંગઝેબ છળથી, બળથી, અને કૌશલ્યથી ઘણાકોને દિલ્હીના શાસનાધીન કર્યા. કેટલાક પરાક્રાંત રાજ્યોએ પહેલાંથી પોતાની સ્વાધીનતાની રક્ષા કરી હતી; તે ઔરંગઝેબના સમકાળે તે નાના કારણથી ઉચ્છંખલ અને ક્ષમતા શુન્ય થઈ પડ્યાં હતાં. એક બાજુએ પ્રતાપસિંહના અભાવથી રજપૂત-રાજ્ય ક્ષીણ તેજવાળુ થયું હતું, બીજી બાજુએ શિવાજીના વિરહથી નવા અભ્યુદય થયલું મહારાષ્ટ્ર રાજ્ય મસ્તક વિનાનું થઈ પડ્યું હતું. ઔરંગઝેબની વખતે શિવાજીએજ કેવળ સ્વાધીનતાનો ગૌરવ રક્ષા કર્યો હતો; પરંતુ અસમયે તેને પરલોક પ્રાપ્તિ થવાથી ઔરંગઝેબનું રાજત્વ ઘણું ખરૂ નિષ્કંટક અને નિરુદ્વેગ થયું હતું. શિવાજીના અસ્તથી ઔરંગઝેબનો પ્રતાપ ઘણો ખરો સર્વને ભય આપવા વાળો થઇ પડ્યો હતો. મુગલ બાદશાહીના આ પ્રતાપના સમયમાં ગોવિંદસિંહ શીખોના ઉપર નૂતન રાજત્વ સ્થાપન કરવામાં પ્રવૃત્ત થયો.

યમુનાના ઉપરના પાર્વત્ય પ્રદેશમાં અપરિજ્ઞાત અવસ્થામાં ગોવિંદસિંહે વીશ વર્ષ ગાળ્યા, એટલીવારમાં તેણે પુષ્કળ શિષ્ય એકઠા કર્યા. ગોવિંદદાસ પંજાબમાં આવીને શિષ્યોને સાથે લઇને પોતાનું મહત્ વ્રત સાધનમાં સમુદ્યત થયો. શિક્ષાથી તેનું અંતઃકરણ પ્રશસ્ત કર્યું હતું. ભૂયોદર્શનથી તેની વિચાર-શક્તિ માર્જિત થઇ હતી, અને પ્રગાઢ કર્તવ્ય-જ્ઞાનથી તેનો સ્વભાવ સમુન્નત થયો હતો; હાલ એકતા અને સ્વાર્થ-ત્યાગ એ તેનો બીજમંત્ર થયો, તે સાધનામાં અટલ, સહિષ્ણુતામાં અવિચલિત અને મંત્ર સિદ્ધિમાં અનન્યરત થયો. એણે શિષ્યોના હૃદયમાં નવું તેજ, નવો સાહસનો સં-

ચાર કર્યાં. તેના મહામંત્રથી શિષ્યો સજીવ થઇ ગયા. ગોવિંદ એવી રીતે પ્રબળ પરાક્રાન્ત રાજ્યતમાં રહીને તે રાજત્વનેજ વિપર્યસ્ત કરવાને કૃત સંકલ્પ થયો, અને બદ્ધમૂળ હિંદુધર્મના આશ્રય ક્ષેત્રમાં ઉદિત થઇને તે ધર્માનુષ્ઠાનના વિરૂદ્ધાચરણ કરવા લાગ્યો.

ગોવિંદ સાહસી, કર્તવ્ય પરાયણ, અને સ્વજાતિ-વત્સલ હતો. તે પૃથિવીના પાપાચાર જોઇને દુઃખ પ્રકાશ કરતો અને વિધર્મીના 'જુલમથી' પોતાનું જીવન સંકટાપન્ન જોઇને ક્રોધ જાહેર કરતો. તેણે મનમાં લાવ્યું હતું કે માનવજાતિ પણ સાધના બળથી મહત્કાર્ય કરી શકેછે, તેનો વિશ્વાસ હતો કે ઇચ્છાની એકાગ્રતા અને હૃદયની તેજસ્વિતા સંપાદનને માટે હાલ પ્રગાઢ સાધનાનો સમય ઉપસ્થિત થયો છે. તેની સ્મૃતિ વિગત સમયના ઋષિ અને યોદ્ધાના કામથી પરિપૂર્ણ રહેતી, એની કલ્પના પૃથિવીના શિક્ષાપથ સુપરિષ્કૃત કરવાનો ઉપાય ઉદ્‌ભાવનમાં નિયોજિત રહેતી, તેનું અંતઃકરણ કુસંસ્કાર ઉન્મૂલિત કરવાને સચેષ્ટ રહેતું તે શિષ્યોને મહાસત્વ કરવાને માટે તેઓની સામે ભૂતપૂર્વ કાહની કીર્તન કરતો. દેવતાઓ કેવી રીતે કષ્ટ સ્વીકાર કરીને દૈત્યોના ઉપર આધિપત્ય સ્થાપન કર્યું છે, સિદ્ધોએ કેવા પ્રકારથી પોતાનો સંપ્રદાય સ્થાપિત કર્યોછે, ગોરક્ષનાથ અને રામાનંદે કેવી રીતે પોતાનો મત પ્રચારિત કર્યોછે, મહમદે કેવી રીતનું દુઃખ અને કેવી રીતની વિઘ્ન-વિપત્તિ અતિક્રમ કરીને પોતાને ઇશ્વર-પ્રેરિત કહીને લોકોના મન ઉપર આધિપત્ય કર્યું છે, એ તેનો વર્ણનિય વિષય હતો. તે પોતાને સર્વ શક્તિમાન પરમેશ્વરના એક નોકર કરીને ઉલ્લેખ કરતો; તે બોલતો, ઇશ્વર કોઈ નિર્દિષ્ટ પ્રણાલી અથવા કોઈ નિર્દિષ્ટ પુસ્તકમાં આબદ્ધ નથી. હૃદયની સરલતા અને મનની સાધુતામાંજ તે બિરાજ કરેછે.

આવીને ગોવિંદસિંહનું દળ પરિપુષ્ટ કર્યું. એના કેટલા કાળ પછી મિયાખા નામનો એક મુગલ સરદાર નાદોનના રાજા ભીમચંદની સાથે યુદ્ધમાં પ્રવૃત્ત થયો હતો, નાદોનનાન્રાય શ્રીનગરની ઉત્તર પશ્ચિમ અને જંબુની દક્ષિણ પૂર્વમાં વસેછે. જંબુરાજ એ યુદ્ધમાં મિયાખાનો પક્ષ અવલંબન કર્યાથી ભીમચંદે ગોવિંદસિંહની મદદની પ્રાર્થના કરી, ગોવિંદ સૈન્યની સાથે ભીમચંદને મદદ આપવાને માટે સમર-સ્થળમાં આવ્યો, એ યુદ્ધમાં

ગોવિંદસિંહ અને ભીમચંદનો સંપૂર્ણ જયલાભ થયો. મુગલ સરદાર અને જમ્બુરાજ પરાજિત થઇને શતદ્રુ ઉતરીને પશ્ચાદ્ધાવિત શત્રુના હાથથી મુક્તિ લાભને પ્રાપ્ત થયા.

મિયાખાની સાથે યુદ્ધ કર્યા પછી દિલિયરખાંનો પુત્ર ગોવિંદસિંહની વિરૂદ્ધમાં આવ્યો, પરંતુ શિખોના કૌશલથી તેને પણ અકૃત કાર્ય થઇને ફરી જવું પડયું. દિલિરખાંનો પુત્ર અકૃત કાર્યતાથી ક્રુદ્ધ થઇને સર્વ સૈન્યને એકઠું કરીને પાછો હુસનખાંને મોકલ્યો. પ્રથમ યુદ્ધમાં શિખોના કેટલા કિલ્લાને હુસૈનગે કબજામાં લીધા, પરંતુ છેલે તે પરાજિત અને માર્યો ગયો. ગોવિંદસિંહ યુદ્ધની વખતે હાજર નહોતો. કેવળ તેના સાથીઓએ ઘણું પરાક્રમ બતાવીને એ યુદ્ધમાં જય મેળવ્યો હતો.

ગોવિંદસિંહ અને તેના શિષ્યોના એવા પરાક્રમ જોવાથી ઔરંગઝેબ ચિંતિત અને ક્રૂદ્ધ થઇને લાહોર અને સહિન્દ પ્રદેશના શાસન-કર્તાને એનું પ્રતિવિધાન કરવાને કઠોરભાવથી હુકમ કર્યા હતો. બાદશાહની એ કઠોર આજ્ઞાથી આ વખતે યુદ્ધની સમૃદ્ધ આયોજન થયો. ૧૭૦૧ ઇસવીસનમાં દિલિરખાં ગોવિંદના વિરૂદ્ધમાં ઉભો થયો. ઔરંગઝેબનો પુત્ર મોઅઝીમ પણ એના સાથે મલીને યાત્રા કરી. એ ખબરેથી શિખો ઘણા ગભરાયો, અને પાસેનો પર્વતનો આશ્રમ લીધો. ગોવિંદસિંહ તેઓને કાપુરૂષ કહીને ઘણો તિરસ્કાર કર્યો. પરંતુ તેઓ નિવૃત થયા નહિ. છેલીવારે ૪. હિંમતવાન શિખ, ગુરૂને માટે આત્મ-પ્રાણ ઉત્સર્ગ કરવાને તૈયાર થયાં. ગોવિંદસિંહ આનંદપુરમાં મુગલસૈન્ય દ્વારા અવરૂદ્ધ થયો. તેની મા અને સ્ત્રી બે બાળકને સાથે લઇને સહિન્દમાં ભાગી ગઇ. પરંતુ છેલીવારે ઘટનાક્રમથી બંને બાળકો મુસલમાનના હાથમાં પકડાયા અને તે બાળકોને નિર્દયરૂપથી વિનષ્ટ કર્યા. એક તરફ ગોવિંદસિંહ રાત્રિ મુગલસૈન્યોના અગોચરથી ચંપકુમારમાં ગયો.

શત્રુઓએ ચંપકુમારને પણ આક્રમણ કર્યો. એ ઘેરામાં ખોજમહમદ અને નહરખાં મુગલ સૈન્યના અધિનાયક હતા, યુદ્ધ આરંભ કરવાની આગમજ એ બંને સેનાપતિઓએ ગોવિંદસિંહને આત્મ-સમર્પણ કરવાને એક દૂત મોકલ્યો, પરંતુ ગોવિંદસિંહના પુત્ર અજિતસિંહે આત્મસમર્પણના પ્રસ્તાવથી

કૃદ્ધ થઇને દૂતને તિરસ્કાર પૂર્વક વિદાય કર્યો. દૂત તિરસ્કૃત થઇને છાવણીમાં પાછો ગયો અને દૂતે સઘળી વાત સેનાપતિને કહ્યાથી બંને પક્ષમાં મોટું યુદ્ધ થયું. અજિતસિંહે પરાક્રમની સાથે યુદ્ધ કરતાં પ્રાણ છોડ્યો. ગોવિંદસિંહે જયની કોઇ-જાતની સંભાવના ન જોયાથી અંધારી રાતે ચંપકુમાર છોડ્યું. ભાગતી વેળાએ બે પઠાણોએ તેને જોયો, એ બંને પઠાણોએ પહેલા ગોવિંદસિંહની આગળથી ઉપકારને પ્રાપ્ત થયા હતા તેથી એ વખતે તેને મદદ આપી. ગોવિંદસિંહ એવી રીતે ચંપકુમારથી વિલૈબપુરમાં આવ્યો. એ જગ્યા ઉપરે પીરમહમદ નામના એક મુસલમાનની સાથે મોલાકાત થઇ. ગોવિંદસિંહ પીરમહમદની સાથે એક વખતે એકઠા કુરાન વાંચતા હતા, એ વાસ્તે પીરમહમદ તેના ઉપર વધારે સૌજન્ય બતાવવા લાગ્યો. ગોવિંદ પીરમહમદની સાથે આઇને છુપા વેશથી ભાટિંડામાં ગયો. એ જગ્યામાં શિખો પાછા યુદ્ધ સજ્જામાં સજ્જિત થઇને તેની આગળ આવ્યા. ગોવિંદ શિખદલની સાથે અનુસરણકારી મુગલોને યુદ્ધમાં નિરસ્ત કરીને ઝાન્સી અને ફિરોજપુરના વચમાં દમદમામાં આવ્યા. જે જગ્યામાં ગોવિંદસિંહે મુગલોને ભગાડ્યા તે જગ્યા હાલ મુક્તસર નામથી પ્રસિદ્ધ છે.

દમદમામાં રહેવાની વખતે ગોવિંદસિંહે એક વિચિત્ર નાટક અને એક ધર્મગ્રંથ રચ્યો હતો. ગોવિંદ શિખોનો દશમો ગુરૂ હતો એ વાસ્તે તેના કરેલા પુસ્તકને "દશમ પાતશાકા ગ્રંથ" નામથી ઓળખવામાં આવેછે. ગોવિંદસિંહે જેટલા યુદ્ધ કર્યાં હતા તે સર્વ વિચિત્ર નાટકમાં વર્ણન કર્યાછે, એ વર્ણના નિતાંત ઓજસ્વી અને હૃદયોદ્દીપક છે. ચાહે તેમ હો, ગોવિંદસિંહ જ્યારે એવી રીતે એકાંતમાં રહેતો હતો, ત્યારે પુસ્તક બનાવવાના કામમાં લાગ્યો રહેતો હતો. તે વેળાએ ઔરંગજેબે પોતાની આગળ આવવાને અનુરોધ કર્યો. પરંતુ ગોવિંદે અનુરોધન પેહેલા રક્ષા કરી નહિ પ્રત્યુત ધિક્કારની સાથે કહ્યું હતું. તે બાદશાહની ઉપર કોઇ રીતે વિશ્વાસ સ્થાપન કરી શકતો નથી. હમણા આલસાઓ બાદશાહના પેહેલા અપરાધનો બદલો લેશે. એના પછી તે નાનકની ધર્મસંસ્કાર, અર્જુન અને ટેગ બહાદુરનું શોચનીય હત્યાકાંડ, અને પોતાની અપુત્રકાવસ્થા ઉલ્લેખ કરીને કહેછે, "હું હાલ કોઇ રીતના પાર્થિવ બંધનમાં બંધાયલો નથી. સ્થિર ચિત્તથી મૃત્યુની

વાટ જોતો બેઠો છું. તે રાજાના રાજા અદ્વિતીય બાદશાહના સિવાય કોઈ મને ડરવાની જગ્યા નથી. એ જવાબ મળ્યાથી ઔરંગજેબ તેની સાથે મોલાકાત કરવાને વિશેષ આગ્રહ જણાવ્યો. ગોવિંદસિંહ આ વખતે મોલાકાત કરવાને તૈયાર થયો. પરંતુ તેના પહોંચવાની આગમજ વૃદ્ધ મુગલ બાદશાહ પરલોક પ્રાપ્ત થયો.

૧૭૦૭ ઇસવીસનની ૧ ફેબ્રુવારીમાં ઔરંગજેબનું મૃત્યુ થયું. તેનો પુત્ર મોઆઈમ "બાહાદુરસા" નામ ધારણ કરીને દિલ્લીની ગાદી ઉપર બેઠો. બાહાદુરસા જ્યારે તેના ભાઈ કામબક્સની સાથે દક્ષિણ તરફ યુદ્ધ કાર્યમાં વ્યાપૃત હતો. ત્યારે ગોવિંદસિંહ તેની સાથે મોલાકાત કરવાને આવ્યો હતો. બાહાદુરસાહે ગોવિંદસિંહની પ્રતિ વિલક્ષણ સૌજન્ય દેખાડીને સેનાપતીના પદમાં નિયુક્ત કર્યો. ગોવિંદસિંહ એવી રીતે દિલ્લીનો સૈન્યાધ્યક્ષ થઈને પોતાના શિષ્ય-સંપ્રદાયની શૃંખલા કરવામાં લાગ્યો. એ વખતે તેણે એક પઠાણની આગળથી કેટલાક ઘોડા વેચાતા લીધા. ઘોડાની કીંમતને વાસ્તે પઠાને એક દિવસે ગોવિંદસિંહને કઠોર ભાષાથી ગાળ આપી. ગોવિંદ એ અપમાન સહન ન થઈ શક્યાથી તેણે પઠાણને મારી નાખ્યો. પરંતુ એ હત્યાકાંડથી મારેલા પઠાનના પુત્રના મનમાં ગાઢરૂપથી અંકિત રહ્યો હતો. એક વેળા અવસર જોઇને એ પઠાન-તનય ગોવિંદની છાવણીમાં પ્રવેશ કરીને તેને અસ્ત્રાઘાત કર્યો. એ આ બાતથી ગોવિંદસિંહનું મૃત્યુ થયું. ૧૭૦૮ ઇસવી સનમાં ગોદાવરી નદીના કિનારે નાદેર નામની જગ્યા ઉપર એ શોચનીય બનાવ બન્યો હતો. મૃત્યુની વખતે ગોવિંદની ઉમર ૪૮ વર્ષની હતી.

ગોવિંદસિંહ, શિખ-સમાજનો જીવન-દાતા, તેના વખતથીજ શિખોનો મહારાત જણાઇને વિખ્યાત થયો છે. ગુરૂ નાનક ધર્મ-સંપ્રદાય-પ્રવર્તક જાણીને પ્રસિદ્ધ છે. પરંતુ ગોવિંદસિંહ ધર્મ-સંપ્રદાયની એકપ્રાણતા અને રાજનૈતિક સ્વાધીનતાનો નિદાન છે. તેનો ઉદ્દેશ્ય મહત્ હતો, તેની સાધના ગંભીર હતી, તેનું વીરત્વ અસાધારણ હતું, અને તેની માનસિક સ્થિરતા અતુલ્ય હતી. તેણે સર્વ જાતિને એકતા સૂત્રમાં આબદ્ધ અને એક ધર્માક્રાંત કરવાની મેહેનત કરીને પોતાની ગંભીર ઉદારતાની ઓળખાણ આપીછે. તે જાતીય જીવનનું ગૌરવ જાણતો હતો. સર્વે એક ઉદ્દેશ્યથી

એક સૂત્રમાં આબદ્ધ ન થાય તો નિર્જીવ ભારતનો ઉદ્ધાર નથી, એ સારીપેઠે હૃદયંગમ કર્યું હતું. એ માટેજ તેણે હિંદુ મુસલમાનને એક ભૂમિમાં આણ્યા હતા, એ વાસ્તેજ તેણે બ્રાહ્મણ ક્ષત્રિ, વૈશ્ય શુદ્ર ને એક સૂત્રમાં બાંધ્યા, અને એટલાજ વાસ્તે, તેણે ગર્વની સાથે બાદશાહ ઔરંગજેબને લખ્યું તમે હિંદુને મુસલમાન કરોછો, પરંતુ હું મુસલમાનને હિંદુ કરીશ. તમે પોતાને નિરાપદ જાણોછો, પરંતુ સાવધાન! મારી શિક્ષા-બળથી ચટક શ્યેનને ભૂતલે પડવું પડશે." તેજસ્વી શિખ-ગુરૂના આ તેજસ્વિ વાક્ય નિષ્ફળ ગયાં નહિ, તેના મંત્ર-બળથી ચટકો યથાર્થ શ્યેનને યથોચિત શિખાવેછે,

શિખ-સમિતિમાં હરગોવિંદ અસ્ત્ર-શિક્ષાનો પહેલો પ્રવર્તક છે. પરંતુ ગોવિંદસિંહે તે અસ્ત્રની સાથે એવું તેજ પ્રસારિત કર્યું છે કે તેનાથી સમસ્ત શિખ-સમાજ તેજસ્વી સાહસી અને સુયોદ્ધા જાણીને ઇતિહાસના આદરણીય થયા છે. હરગોવિંદનું અસ્ત્ર કેવળ આત્મ-રક્ષાને માટે નિયોજિત હતું, ગોવિંદસિંહનું અસ્ત્ર સર્વ ભારતવર્ષને એક હદ્દ, એક પ્રાણ કરવામાં અતિવ્યસ્ત રેહેતું. હરગોવિંદનું અસ્ત્ર સંકીર્ણ સીમામાં આબદ્ધ રહીને સંકીર્ણ કામ કરતું. ગોવિંદસિંહનું અસ્ત્ર જાતી—ભેદ વર્ણ—ભેદ ન કરતાં વિસ્તૃત સીમામાં વિસ્તૃત કાર્ય સાધનમાં નિયોજિત થતું. ગોવિંદસિંહ અતિ તરૂણ વયમાં માર્યો ગયો તે જો વધારે વર્ષ સુધી જીવતો રેહેત તો ઘણાક મહત્ કામ કરી શકત. મહમદ નિરાપદથી મદિનામાં ભાગી ન શક્યો હોત તો પૃથિવીનો ઇતિહાસ વિપર્યસ્ત થઈ જાત. ગોવિંદસિંહ પોતાનું મહામંત્ર સાધનમાં પ્રવૃત્ત ન થાત તો શિખોનું નામ ઇતિહાસમાંથી વિલુપ્ત થઈ જાત. ચાહે તેમ હો, ગોવિંદસિંહે થોડી ઉમરમાં-અલ્પ સમયમાં શિખ-સમાજમાં જે જીવની-શક્તિ અને તેજસ્વિતા પ્રસારિત કરી છે, તેનાજ બળથી નિર્જીવ નિશ્ચેષ્ટ, નિષ્ક્રિય ભારતમાં શિખો આજ સુધી સજીવ રહ્યા છે. તેનાજ બળથી રામનગર અને ચિલિયાનવાળાનું નામ આજસુધી ઇતિહાસના હૃદયમાં બિરાજે કરેછે. ગોવિંદસિંહનું પંચભૂતાત્મક નશ્વર દેહ પંચભૂતમાં મળી ગયું છે ખરૂં, પરંતુ તે ભૂમંડળમાં અવિનશ્વર થઈ રહ્યો છે. જ્યારે જનકોલાહલ પૂર્ણ સુશોભિત નગરી વિજન અરણ્યમાં આવશે, જ્યારે ગગનના દૃષ્ટિગમ્ય રાજ-પ્રાસાદ અજ્ઞાત, અ-

દષ્ટ પૂર્વે અને અદીન પરાક્રમ વૈદિશિકની વિજય-વૈજયન્તીમાં પરિણિત થશે, જ્યારે પ્રબળ તરંગાવર્તમયી વિશાળ તરંગિણી સ્વલ્પ-તોયગોસ્પદનો આકાર ધારણ કરશે અથવા સ્વલ્પ-તોય ગોસ્પદ ભીષણમૂર્તિ વેગવતી નદીનો આકાર ધારણપૂર્વક ફેણોદ્‌ગીરણ કરીને અટ્ટહાસ્યમાં જલધિ ઉદ્દેશથી પ્રધાવિત થશે, ત્યારે પણ ગોવિંદસિંહની મહાપ્રાણતા, કર્તવ્યબુદ્ધિ અને ઉદારતા અવની તળે જાજ્વલ્યમાન રહેશે, ત્યારે પણ ગોવિંદસિંહનું પવિત્ર નામ પવિત્ર જાતિના ઇતિહાસમાં સ્વર્ણાક્ષરથી અંકિત રહેશે.

શ્રી નારાયણ હેમચંદ્ર.

---

# દેશીનામું. ભાગ ૨ જો.

( વ્યાજવહી. )

૧ ખાતામાં પડેલી રકમોનું બાંધેલી તારીખ મુજબ વ્યાજ ગણી કાઢવાના ચોપડાને વ્યાજવહી કહેછે.

૨ સાલ આખરે દરેક ખાતામાં વ્યાજ સાથે કેટલું દેવું લેણું પડ્યું તેની માહિતી આ ચોપડાથી મળેછે.

૩ જે રૂપીઆ ખત લખીને આપ્યા હોય તેનું વ્યાજ ખત લખ્યાની તીથિથી પૂરે વર્ષે ચક્રવૃધિ વ્યાજની રીતે ગણવાનો રિવાજ છે. અને જે રૂપીઆ ખાતે લખી આપ્યા હોય તેનો હિસાબ દીવાળી બાકીએ—એટલે વર્ષ બદલાય ત્યારે થાયછે.

૪ વ્યાજના મુખ્ય બે પ્રકાર છે. ૧ સાદું, ૨ બાંધાનું.

૫ સાદા વ્યાજના બે પ્રકાર છે. ૧ એકપાસ્યું. ૨ બેપાસ્યું (કાપ્યું)

૬ બેપાસ્યા (કાપ્યા) વ્યાજના બે ભેદછે. ૧ સાદી રીતે મીતિનો મેળ રાખી ગણવાનું. ૨ વારોવારૂં—મીતિ અને વાર બંને મેળવી ગણવાનું.

૭ ધીરેલી રકમ રહી હોય ત્યાંસુધીનું સામટું વ્યાજ કાઢવું એનું નામ સાદું વ્યાજ કહેવાય.

૮ એક વર્ષમાં જેટલી વખત રકમની આપ-લે થાય તે બધી રકમનું અરસપરસ વ્યાજ કાપી છેવટે ખાતામાં ખરૂં કેટલું લેવું દેવું રહેછે તે કાઢવાની રીતને કાપ્યું અથવા બેપાસ્યું વ્યાજ કહેછે.

૯ કાપ્યા બ્યાજની પેઠે રકમોની મુદત કાઢતાં વારેવારે મેળવી બ્યાજ કાઢવાની રીતને વારોવાપું બ્યાજ કહેછે.

૧૦ ઉપાડેલી રકમ કડકે કડકે ઠરાવેલી મુદતમાં પૂરી કરી આપવી જોઇએ છતાં કોઈ કારણસર તેમ ન થાય તો 'અટકેલી મુદતની રકમનું બ્યાજ ગણી કાઢવાની રીતને કાંધાનું બ્યાજ કહેછે.

૧૧ બ્યાજ ગણવામાં ૩॥-૪ દિવસ સુધીની છૂટ મૂકવી. તે ઉપરાંતનાં દિવસથી પામાસ થતો નહોય તથાપિ તેનો પામાસ ગણી લેવો.

૧૨ ત્રીજે વર્ષે અધિકમાસ આવે તો તેર માસનું બ્યાજ ગણવું.

૧૩ દી-ola લેખે વળતર કાપી આપવાનો ચાલ હોય તો જે સર થાય તેને અરધે ગુણી ત્રીસે ભાગવા. ભાગતાં જે આવે તે સરમાંથી બાદ કરી બાકી રહે તેપર બ્યાજ ગણવું.

## વારોવાપું બ્યાજ.

કાપ્યા બ્યાજની પેઠે આ બ્યાજમાં ગણવાનું છે વિશેષમાં એટલુંજ કે મીતિનાવાર એકબીજા સાથે મળતા આવવા જોઇએ. એને માટે કેટલીક *રીતો નીચે પ્રમાણે છે.

૧ દર માસે દીન ola લેખે કાપી નાંખી મુદત ટાંકવી.

ટીપ. આ રીતથી એકજ વખતે ઉપાડ થએલી રકમનું બ્યાજ ગણવું સૂતર પડેછે.

૨ મુદતમાં આવેલા માસનાં પખવાડીઆં કરવાં જેટલાં પખવાડીઆં આવે તેટલા વાર ગણવાની મીતિના વારથી મૂકી દઈ છેવટ વાર આવે તે વારથી નવા ગણવાના વાર સુધીના દિવસો ગણી લઈ મુદતના માસ ઉપર ચઢાવવા. એટલે ખરી મુદત માસ દિવસ આવશે.

૩ મુદતમાં જે માસ દિવસ આવે તે બધાને દિવસનું રૂપ આપી ૭ ભાગવા (અઠવાડીઆં કરવાં) ભાગતાં શેષ વધે તે છોડી દઈ ભાજક, ને ભાગાકારનો ગુણાકાર કરી જે બે મીતિ વચ્ચેનું અંતર કાઢવું હોય તે બે મીતિના વારની વચ્ચેના દિવસ ગણી લઈ એ ગુણાકારમાં ઉમેળવી ત્રીસે ભાગવા એટલે ખરા માસ તથા દિવસ માલૂમ પડશે.

---

* વિશેષ રીતો હશે તો મહેરબાની કરી ઝાહેરમાં મૂકશો.

રીપ—મુદતમાં વાર ગણતી વખતે બન્ને રીતમાં યાદ રાખવું કે જો વાર સાત દિવસ ની ઉપર હોય તો એક અઠવાડીઆ ઉપર વાર ગણવા. બારની ઉપરે હોય તો બે અઠવાડીઆં લગભગ ગણવા. પૂરા માસ થતા હોય ને પખવાડીઆની રીતે છેવટે વાર મૂકરર થવાના—વાર કરતાં વધારે આવતા હોય તો તે જેટલા વધે તેટલા બાદ કરી મુદત કાઢવાથી ખરી મુદત આવેછે.

વડોદરા નં. ૨ મેતાપોળ.
છગનલાલ લલુભાઈ શાહ.

## सारसंग्रह.

કવિ દલપતરામ ડાહ્યાભાઈને મહારાણી સાહેબની સાલગીરીની ખુશહાલીમાં સી. આ. ઈ નો ખીતાબ આપવામાં આવ્યોછે તે જાણી આખી ગુજરાતી પ્રજા રાજી થઇછે, કેમકે અત્યારસુધી ગુજરાતને તો આવી બાબતોમાં ઘણું કરીને ભૂલી જવામાંજ આવતું હતું. વિદ્યા અથવા દેશ સુધારાની હોંસ માટે માન આપવાનો દસ્તુર રાવસાહેબ મહિપતરામ રૂપરામને થોડાજ મહીના ઉપર આવો ખીતાબ મળ્યો તે વખતથી શરૂ થએલો તે સરકારે આ વખતે પણ ચાલુ રાખ્યો છે. અમે ઇચ્છિયે છીએ કે આ માન ભોગવવાને એ વૃદ્ધ કવિ ઘણાં વર્ષ સુધી સારી તનદુરસ્તીમાં રહે.

દ્વીપાંતરથી લાભ. આપણા દેશના જુદા જુદા ભાગમાંથી મજુરો મોટી સંખ્યામાં દર વરસે અમેરિકાના બ્રિટિશ સત્તા હેઠળના ત્રિનિદાદ નામના બેટમાં દ્વિપાંતરે જાયછે. આવો ધારો આ દેશમાં હમણાંજ શરૂ થયોછે, જોકે બીજા પરદેશોમાં તો ઘણા કાળથી ચાલુ છે. આ દેશના મજુરો જેઓ દ્વિપાંતરે ગએલા તેઓ ખાતાંપિતાં નાણાંની એક સારી રકમ ભેગી કરી હીંદુસ્તાન તર્ફ પાછા ફરેછે. તા. ૧૩ મી ડીસેંબર સન ૧૮૮૭ને રોજ એ પોતાની નોકરીની મુદતનો વખત પૂરો કરી ૫૭૯ મજુરો કલકત્તા આગે પાછા ફર્યા હતા. તેઓ પોતાની કમાણીમાંથી રોકડ તથા દાગીનામાં ૩૩૩૪૦.૧૫ રકમ કાસનુ પાડી લાવ્યા છે. એની આગમજના વરસમાં રોકડ તથા ઘરેણાં મળી રૂ૧૯૯૬૭ ની રકમ ત્રિનિદાદથી હિંદુસ્તાન

તરફ પાછા ફરેલા મજુરો લાવ્યા હતા. આ દેશથી ત્રિનીદાદ આંતે એવી રીતે મજુરો જવાનું કામ સન ૧૮૫૧ થી શરૂ કરવામાં આવ્યું હતું ત્યારથી તે સન ૧૮૮૩ સુધીની મુદતમાં મજુરોએ ત્યાંથી કમાઇ આણેલી રકમ ૩૨૨,૯૬,૩૬૨ ની જણાવવામાં આવેછે.

હાલમાં વિલાયતમાં હિંદુસ્તાનના બધાં મળીને ૧૫૬ માણસ છે; તેઓ ઇંગ્લાંડના જૂદા જૂદા ભાગમાં રહેછે. એ ૧૫૬ માંના ૫૩ માણસ તો વકીલાત—બારિસ્ટરનો અભ્યાસ કરેછે. ૩૮ ગૃહસ્થો વૈદકનો અભ્યાસ કરેછે, ૨૩ ઇજનેરનું કામ, વિદ્યાવિષયો, ખેતીવાડી વગેરેમાં મચેલાછે, અને બાકીના વેપારરોજગાર કરેછે.

વળી એ ૧૫૬ પૈકી ૫૮ બંગાળાના રહેવાશી છે, ૫૪ મુંબાઈના છે, ૪ મેંદ્રાસના છે, ૧૯ વાવ્યપ્રાંતના છે, ૧૨ પંજાબના છે, ૫ વડોદરાના છે, એક કુચ બીહારનો છે, ૧ હૈદરાબાદનો છે, એક આપણા કાઠીઆવાડનો છે, અને એક માઇસોરનો છે. મુંબાઇના ૫૪ માં ૪૦ પારસી છે, ૬ મુસલમાન, ૭ હિંદુઓ અને એક ઇસરાએલ છે.

બંગાળાના ૫૮ માં ૫૩ હિંદુઓ અને પાંચ મુસલમાન છે. વાવ્યપ્રાંતમાં ૧૯ માં તેર મુસલમાન, ચાર હિંદુ અને બે શીખ છે. ઉપરના ૧૫૬ માં ૯ રેશી રાજના છે તેમાં સાત હિંદુ છે અને બે મુસલમાન છે.

આગ બુજાવવાના નવી જાતના બંબા. આગ હોલવવાના નવી જાતના બંબા હાલમાં ઇંગ્લાંડ ખાતે બનાવવામાં આવ્યાછે, તેમાંનો એક નાના કદનો બંબો કે જેમાં આશરે ૧૮ ગ્યાલન પાણી ભરી શકાય છે. તેવા સુરતના એક મ્યુનિસિપાલ કમિશનર મેં૦ કેખશરો એદલજીએ પોતાના ઉપયોગને માટે રૂ૧૯૦)ના કીમતે મંગાવ્યો છે. તે બંબાથી આગ હોલવવાનો અખતરો કરી જોવાને શેઠ એદલજી મોદી, મી૦ કેખુશરો તથા ખા. બા. બરજોરજી, ડાક્ટર ડોસાભાઈ વગેરે કેટલાક ગ્રહસ્થો તા. ૪ થી એપ્રિલને રોજ સાંજે મ્યુનિસિપાલીટીના કંપાઉંડમાં મળ્યા હતા, જેવેળા કાગળો તથા બીજી જલદીથી બળી શકે તેવી ચીજો, પાટીયાં, લાકડાં, વગેરેની આગ સળગાવી મુકીને આ નાનકડા બંબાથી આગ હોલવવાનો અખતરો જારી કર્યો. પહેલાં તો આ બંબામાં એક સીશામાંનો રાઇટ પા-

ઉકર આવેછે તે નાંખી પાણી ભર્યું, ને બંબાના મોહો આગળ એક આંકડીમાં એક દવાની ભરેલી સીસી ભેરવીને બંબો ચાલું કરવાની વખતેજ તે સીસીના મથાળેના કાંઠે ઉપર હથોડી મારી તે સીસી ભાંગી નાખીને એક માણસે પોતાની પીઠે બંબો ઊંચકી તેની નાહાની સુંઢવડે પાણી ચાલું કર્યું કે તુર્તજ આગના ભડકા ઉપર ચમત્કારીક અસર થતી હોય તેમ તુર્ત ભડકું હોલવાઈ ગયું એ પ્રમાણે આગને ફરી ફરીથી સળગાવી આ નાના બંબામાંથી થોડુંક પાણી નાખતાંજ ભડકાં બુઝાઇ જતાં.

જનાવરોની જીંદગીનું પ્રમાણ જાનવરો નીચે મુજબ આવરદા ભોગવે છે. મગર મચ્છ ૧૦૦૦ એક હજાર વરસ, હાથી ૪૦૦, હંસ ૩૦૦, કાચબો ૧૦૦, ગરૂડપક્ષી ૧૦૦, કાગડો ૧૦૦, ઊંટ ૧૦૦, સિંહ ૭૦, દરીયાઇ ડુકર ૩૦, ઘોડો, રીંછ, ગાય, હરણ, ગેંડો, ડુકર અને વરુ દરેક ૨૦ વરસ, બીલાડી ૧૫, કુતરો અને બકરૂં દરેક ૧૦ અને સસલું તથા ગીલોડી દરેક ૭ વરસ જીવેછે.

યુરોપમાં મોટામાં મોટી ઓબઝરવેટરી ક્યાંછે? હાલમાં યુરોપ ખાતે ગ્રહતારાનું અવલોકન કરવા માટે નીસ શેહેરમાં એક ઓબઝરવેટરી બંધાય છે તે લગભગ પુરી થવા આવીછે. તેની પાછળ કુલ રૂ૧૨૦૦૦૦૦ નો ખરચ થશે એવા અડસટો કરવામાં આવ્યોછે. તેમાં એક દુરબીન મૂકવામાં આવીછે, જેની કીમત રૂ૧૪૦૦૦૦નીછે.

નઠારો વાસ દૂર કરનારની મેળવણી. નઠારો વાસ તથા ઝેરી હવાને નાંખી દએલી મેળવણી દૂર કરેછે. એક પાઇંટ અથવા તેથી વધારે વજનનાં ઉકળતાં પાણીમાં અરધો ડ્રામ "નાઇટરેટ આવ લેડ"ને પીગળાવવું અને એક ડોલ ભરી પાણીમાં બે ડ્રામ જેટલું સાધારણ નીમક લઇને પીગળાવવું. એ મેળવણીમાં જો કાંઈ લુગડું બોળીને ઓરડામાં ટાંગવામાં આવે તો તે ઓરડા માંહેલો નઠારો વાસ દૂર કરીને હવાને ચોખ્ખી કરશે, મોરી, ગટર અથવા કચરાના ઢગલાપર અજમાયશ કર્યાથી તે હવા ચોખ્ખી થશે. વળી એ મેળવણીમાંથી કોઇપણ જાતનો વાસ નીકળતો નથી તેથી તે વાપરવાને ઘણું સેહેલ પડેછે.

શરીરમાંથી કાપી લીધેલી ચામડીની જિવનશક્તી ક્યાં સુધી ટકે છે? હેલમાંટ નામે વિદ્વાન લખેછે કે, કોઇ શખસ કુદરતી રીતે નાકથી બેનસીબ હોવાને લીધે, તેની જગ્યાએ ખોટું નાક મેળવવા તે એક તબીબ પાસે ગયો. પણ તે નાક ઢંકાય તેટલી ચામડી થોડા પૈસાને બદલે કપાવી લીધી અને તે કામે લગાડી. આશરે તેર માસ પછી નવું નાક એકાએક ચંડું થઈ ગયું, અને થોડા દિવસમાં સડલી હાલતમાં ખરી પડયું. એ અણ ધારેલા બનાવનું કારણ શોધી કહાડતાં માલમ પડયું કે જે પળે તે નાક ચંડું થઈ ગયું, તેજ પળે ઉપર કહેલો બેગારી મરણ પામ્યો હતો.

—❧—

## निशाळोनां इनाम पत्रक.

### પ્રાંતકચ્છ.

(પાછળ પાને ૧૪૪ થી.)

બીદડા. જાડેજા માવજી મૂળવાજીએ છોકરાઓને કવિતાઓ બોલાવી રૂ૦ાા શાકર વહેંચી—ચાસંખીઆ. જાડેજા હરિસંગજીભાઈજીભાએ પોતાના કુંવરને નિશાળે બેસાડી રૂ૨ાા ની મીઠાઈ રૂ૨) મહેતાજીને પાઘડીના—જાડેજા દેવાજી અલીઆજીને ઘેર પૌત્ર પ્રસવ્યાથી રૂ૧ાાાં મીઠાઈ, રૂ૧ મહેતાજીને પાઘડીનો—મતફરા. ભચાઉ વહીવટદાર રા. હાથીરામ રાઘવજીએ રૂ૦ાાા મીઠાઈ—ભુજ નં. ૧ લો. મહેતા નરભેરામ જીવણે પોતાના ભત્રીજાને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ૧૨ાા મીઠાઈ વહેંચી—પલાંસવા. સ્કુલ કમિટીએ મીઠાઈ શેર ૫) વહેંચી—ભુજ કન્યાશાળા. ચોવોડના કારભારી રા. માધવજી વેલજીને ઘેર પુત્ર પ્રસવ્યાથી રેવાશંકર ખીમજીએ રૂ૧ પતાસાં વહેંચ્યાં—ભુજ મહોમેદન સ્કૂલ. મેમણ અબદુલ લતીફ આમદે કુરાન શરીફ પુરું કર્યું તેની ખુશાલી માટે રૂ૩) સાટા સ્કૂલમાં વહેંચ્યાં—તેરા ગૂ. નિશાળ. ને. આ. પોલીટીકાલ એજંટ ચાપમેન સાહેબે પરીક્ષા લીધી તે વખતે કુંવરશ્રી હમીરજી તરફથી પુસ્તકો તથા મીઠાઈ રૂ૧૫) ની આપવામાં આવી. શેઠ ડુંગરશી શોજપાળે છોકરાઓને માટે રૂ૧૨૫૦) ખરચી નિશાળ તૈયાર તેમાં વાસ્તુ થવાના સબબથી રૂ૭–૮–૦ મીઠાઈ વહેંચી.

તથા મેહેતાજીને વીંટી હેમની નં. ૧ તથા સાલ ને પાઘડી તેમને આસિસ્ટંટ વગેરેને વિવેક પ્રમાણે સારા પોશાક આપ્યા. નળીઆના ઠા. ડોસા જાદવજીએ સ્કુલમાં પધારી રૂ૪) મીઠાઈ વહેંચી રા. બીટા ન્યાયાધીશ સ્કુલમાં પધારી રૂ૩) મીઠાઈ વહેંચી—વારસીક પરિક્ષા વખતે કુમારશ્રી હમીરજીએ રૂ૧૬ા પુસ્તકો તથા રૂ૨ાા પતાસાં કુલ રૂ૧૮ાા ઈનામ વહેંચ્યું. શેઠ ડુંગરશી સોજપાળવાળી નવી સ્કુલના વાસ્તુ વખતે લાઈબ્રેરી માટેજ ફંડ થએલું તેમાંની ઘણીખરી કોરીઓ ઉઘરાઈ જતાં તા. ૧ લી એપ્રિલ સને ૧૮૮૪ ને રોજ પુસ્તકશાળા સ્થાપવા કુમારશ્રી હમીરજીની સમતીથી એક જાહેર સભા મળી પુસ્તકશાળા ખુલી કરી રૂ૭૫) ના પુસ્તકો, રૂ૨૫) ના ન્યુસપેપરો તથા રૂ૨૫) ફરનીચરખાતે ખરચવા ઠેરાવ થતાં ન્યુસપેપરના અધીપતી તથા પુસ્તકો વાર કાગળ લખવામાં આવ્યા. તે વખતે નિશાળોના છોકરા, તથા છોકરીઓ તથા નાઈટ સ્કુલના છોકરાઓને કરાંચીવાળા ભાટીઆ સદગૃહસ્થે દરેકને એક એક રૂમાલ આપ્યું, તથા પતાસાં વહેંચી આશરે રૂ૩ાા નું ઈનામ વહેંચ્યું—જખૌ. વહીવટદાર રા. ચુનીલાલ ગોપાળરાવે રૂ૦ાા ની સાકર વેહેંચી—પલીવાર વીસનજી જેઠાને ઘેર પુત્ર પ્રસવ્યાથી રૂ૨ાા ના પતાસાં વહેંચ્યાં—ભુજના રેવિન્યુ સરવેઅર માવજી નેરામ સ્કુલમાં પધારી ઉપલા ધોરણના છોકરાની પરિક્ષા લઈ કોરી ૮ ના પતાસાં વહેંચ્યાં—મા. પરશોતમ હીરજીએ પોતાના પૌત્રને સ્કુલમાં બેસાડી રૂ૦ાાા મીઠાઈ વહેંચી તથા મેહેતાજીને રૂ૧ા પાઘડીનો આપ્યો, અને બધા નોકરોને પાંચ પાંચ હાથ લુગડાના કટકા આપ્યા. શા. તેજપાળ માલુ તરફથી રૂ૨ાા ના પતાસાં વેહેંચવામાં આવ્યા હતા. શા. મુનશી કેશવજી પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૨) ના પતાશાં વેહેંચ્યાં. તેરાના રહીશ વાલજી સામજીએ નાઈટ સ્કુલમાં રૂ૧ા નાં પતાસાં વેહેંચ્યાં—માધાપર ખાનગી નિશાળ. કુંમાર દેવશી ભીમે રૂ૧-૧૪-૦ ની ચોપડીઓ તથા પતાસા છોકરાઓને આપ્યા. જોશી પ્રાણજીવન વલભજીએ રૂ૦-૧૪-૦ ચોપડીઓ તથા પતાસા વેહેંચ્યા. રા. મૂળશંકર અમરજીએ રૂ૧ા રા. જેઠી પેથાભાઈ રૂ૦ાાં ની મીઠાઈ છોકરાઓને આપી. રાં. બા. દી. સાહેબ મણીભાઈ જશભાઈએ છોકરાઓને તેડાવી પાઠ તથા લખાં પુછી રૂ૩) ની સાકર મણ ૦ાા વેહેંચી. રા. હીમતરામ પ્રજારામ સરવેઅર તથા જેઠી સામજી

મોજણીદારે રૂ૦ાા ની મીઠાઈ વેહેંચી—સુથરી. બીટા અદાલતના ન્યાયાધીશ રા. કાળીદાસ લક્ષ્મીશંકર તથા બીજા સદગૃહસ્થોએ મળી નીચે મુજબ ઇનામ વેહેંચ્યું રૂ૧) શા ભવાનજી દામજી રૂ૧) ઇસીઆશ બકુ રૂ૦ાા શા લધા ટોપણ ા શા ઉકેડા પ્રાગજી રૂ૪ા શા હરજી હાસું વારશીક પરિક્ષા વખતે નીચે મુજબ ઇનામ વેહેંચવામાં આવ્યું મહારાજા ધિરાજ મીરજા મહારાઓ શ્રી ખેંગારજી બહાદુર તરફથી રૂ૭) ની ચોપડીઓ તથા રૂ૧ા ની મીઠાઈ વેહેંચવામાં આવી. રૂ૧) ની મીઠાઈ ભાયાતો તરફથી સવેચ ખાતે રૂ૦ાા જસાજી ચાંદાજી તરફથી મીઠાઈ વેહેંચવામાં આવી રૂ૦ા જાડેજા રતનજી રાયધણજી તરફથી રૂ૦ા જાડેજા રાયસંગજી સાહેબજી તરફથી રૂ૦ા પોસ્ટમાસ્તર હરીસંગજી તરફથી રૂ૦ા શા મૂળજી માલશી તરફથી રૂ૦ા મેહેતાજી મૂળજી ગંગારામ તરફથી—ફરાદી. શા તોર્યા મયે રૂ૦—૧૦—૦ ના પેંડા વેહેંચ્યા—સુદ્રા. શા હીરાચંદ હંસરાજે રૂ૫) નું સ્કૂલ કમીટીએ પરિક્ષા લીધી તે પ્રસંગે મેરાજાના શા ધનજી દેવશીંગે રૂ૨ા ના પતાસાં વેહેંચ્યા શા ગોપાળજી આશાકરણને ઘેર પુત્ર જન્મ્યો તેની ખુશાલીમાં રૂ૧ ના પેંડા વેહેંચ્યા તથા રૂ૦ાા ના પેંડા નાઇટ સ્કૂલમાં વેહેંચ્યા—રવ. રા. મુરારજી ધનજી આ. પોલીસ કમીશનરે રૂ૧ા ની સાકર વેહેંચી—કોટડી. જાડેજા અભેરાજજીએ પોતાના કુંવરને ત્યાં કુંવરનો જન્મ થવાથી રૂ૧ા ની મીઠાઈ વેહેંચી—તેરા કન્યાશાળા. મેહેતાજી પ્રેમજી લાધા તથા મગનલાલ હરગોવિંદ તરફથી રૂ૪) ની મીઠાઈ કુંવર શ્રી હમીરજી તરફથી રૂ૧૨—૨—૦ નું ઇનામ મે. આપમેન સાહેબે પરિક્ષા લીધી તે વખતે આપવામાં આવ્યું તેમાંથી રૂ૨ા ના પેંડા રૂ૧) ની સ્લેટ રૂ૬—૫—૦ નું લુગડું રૂ૩—૧૫—૦ ની ચોપડીઓ શેઠ ડુંગરશી સોજપાળે નવી સ્કૂલનું વાસ્તુ કર્યું ત્યારે કન્યાઓને ચુંદડી પછેડા તથા મેહેતાજીને પાઘડી પછેડી ૧ ભરત શિક્ષકને તથા ખીજમતગારને એક એક સાફો આપ્યો. ભૂજના રહીશ રા. ભવાનજી હરીદાસે રૂ૫ાા ની મીઠાઈ વેહેંચી નળીઆના શેઠ રણછોડદાસ તુળશીદાસે કન્યાશાળામાં પધારી ત્રણ છોકરીઓને ચુંદડીઓ, ત્રણને ચોપડીઓ, બાકી સર્વેને પેંડા આપ્યા કુલ રૂ૫ાા નું ઇનામ વેહેંચ્યું આહીંના પોસ્ટ માસ્તર કાશીશંકર પ્રભુશંકર પોતાના જન્મ દિવસની ખુશાલીમાં રૂ૨) ની ચોપડીઓ તથા રૂ૨) ના પતાસાં વેહેંચ્યા. વારશીક પરિક્ષા વખતે

કુમાર શ્રી હમીરજી તરફથી રૂ૧૭) ના પુસ્તકો તથા રૂ૨) પેંડા વેહેંચવામાં આવ્યા હતા—બેરાજા. મી. હરજી મુરારજીએ પોતાના ભત્રીજાને નિશાળે બેસાડી રૂ ગા ની મીઠાઈ તથા રૂ ૦ા મેહેતાજીને પાઘડીના આપ્યા. મુદ્રાના પીરથા સુરાદની જમાંના મેનેજર રા. દલપતરામ કૃપાશંકરે રૂ ૦ા ની સાકર વેહેંચી ૦-૬-૦ ની શાકર તથા ખારેક આપી. ખવાસ સાંજા જમલે રૂ ૦ા ની સાકર વેહેંચી—બેસા. મોદી જુઠા તરફથી રૂ ગ ના પતાસાં રા. રા. પોલીસ કમીશનર સાહેબ જ્યંશંકર નરસીંહરામે પરિક્ષા લીધી તે વખતે નીચે લખેલા ગૃહસ્થોએ ઇનામ વેહેંચ્યું રૂ ગા રા. રા. પોલીસ કમીશનર નરસીંહરામ રૂ૨ાા વાઘેલા જુમાબાજી રૂ૧ાા રા. રા. મુરારજી ધનજી, રૂ૨ાા વાઘેલા પતાજી રામસંગજી રૂ૨ાા વાઘેલા ખેંગારજી જગતસીંઘજી સોઢાણીના રૂ૧ા વાઘેલા પૃથુજી વજરાજજી સોઢાણી રૂ૧ા વાઘેલા અગધીરજી રૂ ગા વાઘેલા ભૂપતસીંઘજી રૂ૧) વાઘેલા હરીસંગજી રૂ૧) વાઘેલા દામજી મેગજી રૂ૧ા વજેરામ હરીચંદ્ર રૂ૧ા મી. રૂપશી રાએશીંહ રૂ૧ા વોરા દીપચંદ જેચંદ રૂ ગા ઠા. લાલુ રણછોડ નાનજી આણી રૂ૨ાા વાઘેલા સુરાજી બાવાજી જટાવાડા વાળા કુલ રૂ૨૩ા માંથી નીચે મુજબ ઇનામ આપ્યું. રૂ૧૨) રૂમાલ, રૂ૪) ઓઢણી, રૂ૧ા મીઠાઈ, રૂ૨) ચોપડીઓ રૂ૨) મેહેતાજીને પાઘડીના આપ્યા. વારશીક પરિક્ષા વખતે નીચે લખેલ સદ્‌ગૃહસ્થો તરફથી ઇનામ વેહેંચવામાં આવ્યું. રૂ૮) વાઘેલા ભૂપતસંગજી મેઘરાજજી તરફથી રૂ૮) શા. વજેરામ હરીનંદ રાવળ તરફથી રૂ ગ મો. વાલજી સામજી તરફથી રૂ ગ વોહોરા શીવચંદ જેચંદ તરફથી રૂ ગ વાઘેલા દામજી અમરાજજી તરફથી રૂ ૦ા દફેદાર કાનજી નારાણ તરફથી રૂ ૦ા મી. રૂપશી રાએશી તરફથી રૂ ગ ઠા. પુરૂષોતમ ભટાણી તરફથી રૂ ગ મો જગશીંહ શીવરાજ—કોઠારા કન્યાશાળા. ઠા. રામદાસ દામજીએ કન્યાઓને રૂ૧ા નાપેંડા તથા મેહેતાજીને રૂ ૦ા આપ્યા. ઠા. કેશવજી ખેરાજ તરફથી રૂ૧ાા ની સાકર તથા સુતાર વેલજી કેશવજી તરફથી સાકર રૂ ૦ાા ની વેચવામાં આવી. મેહેરબાન શેઠ મથુરાદાસ લવજી નિશાળમાં પધારી કન્યાઓની પરિક્ષા લઈ રૂ૬) ના પતાસાં વેહેંચ્યા. તથા રૂ૧ાા ની ચોપડીઓ ગરીબ છોકરીઓને આપી. બાકી ૪૦ ચોપડીઓ આપવા માટે મુંબાઈ લખવા ફરમાવ્યું છે. વારશીક પરિક્ષા વખતે શા. હીરજી વેલજીએ પતાસાં રૂ ૦ાા વેહેંચ્યાં. સોની બાણજી પ્રાગજીએ રૂ૧)

ના પતાસાં વેહેંચ્યાં—અંજાર દ. ગુ. નિશાળ, મે. રા. બા. દી. સાહેબ મણીભાઈ જશભાઇએ સ્કૂલમાં પધારી ઉપલા ત્રણ વર્ગની પરિક્ષા લીધા બાદ છોકરાઓનાજ બનાવેલ નકશા જોયા તથા ભૂગોળ અને ઇતિહાસના કેટલાક સવાલો પૂછ્યા. અને દરેક વર્ગના ત્રણ ત્રણ છોકરાઓને પોતાને ઉતારે બોલાવી રૂ૧૧-૧૩-૦ ના પુસ્તકો બક્ષીશ આપ્યાં. અને નાઇટ સ્કૂલના છોકરાઓને રૂ૬-૨-૦ ના પુસ્તકો બક્ષીશ આપ્યાં. તેજ રોજ સાંજના તહીંના મહાજન તરફથી લાયબ્રેરીના મકાનમાં સભા ભરી સ્કૂલ, નાઇટ સ્કૂલ તથા કન્યાશાળામાં લૂગડાં આપવામાં આવ્યાં હતા. માંડવીના રહીશ શેઠ સંઘજી રાએશીના વકીલ રા. વીસનજી માનસીંધે સારા રાગવાળા કવિતા બોલનાર છોકરાઓને કુપટા તથા રૂમાલ રૂ૩) ના વેહેંચ્યાં. ઠા. બેચર દેવજીના ઘરવાળાં બાઈ વાલબાઇએ મરણ વખતે વિદ્યાર્થીઓને ઇનામ આપવાનું ઠરાવેલ તે પ્રમાણે તેમના વકીલ ઠા. ઉમરશી લુહાણાની નાતની જગામાં સભા ભરી રૂ૬) ના પુસ્તકો તમામ વિદ્યાર્થીઓને તથા રૂ૧૫) ની મીઠાઈ તથા રૂ૧૫) નાઇટ સ્કૂલના વિદ્યાર્થીઓને પુસ્તકો અને રૂ૨) ની મીઠાઈ અને મેહેતાજીને પાઘડીના રૂ૨॥ એવી રીતે ઇનામ વેહેંચવામાં આવ્યું. અહીંના મી. દેવરાજ કલ્યાણને પેર પુત્ર જન્મવાથી રૂ૨) ના પતાસા વેહેંચ્યાં—ગાગોદર. રાપર વહીવટદાર રા. રાઘવજી પુંજાએ છોકરાઓની પરિક્ષા લઇ રૂ૧) ની મીઠાઈ ને રૂ૩॥ ના રૂમાલ વેહેંચ્યા રા. લાકડીઆ કારભારી દલપતરામ દયાશંકર સ્કૂલમાં છોકરાઓની પરિક્ષા લઈ રૂ૦ાં ની સાકર વેહેંચી—મોથાળા. મે. આ. પોલીટીકલ એજંટ ચાપમેન સાહેબે પરિક્ષા લીધી તે વખતે જાડેજા આમરજીએ રૂ૧) ના પેંડા વેહેંચ્યા—ગોધરા. નીચે લખેલા સદગૃહસ્થો તરફથી ઇનામ વેહેંચવામાં આવ્યું. રૂ૧॥ સંઘવી નાગજી હીરજી રૂ૦। સોની પ્રાણજી મનજી રૂ૦। સોની રાઘવજી ટોપણ રૂ૦। દેવરાજ જેતસિંહ રૂ૦। લખમશી શીવજી રૂ૦। ગુરજી ફતેચંદજી રૂ૦। ઠા. ગોપાલ પ્રેમજી બીજા સદગૃહસ્થોએ મળી રૂ૩-૧૦-૦ ની ચોપડીઓ તથા સ્લેટો છોકરાઓને ઇનામમાં આપી. રા. માંડવી વહીવટદાર તથા ન્યાયાધીશ કાળીદાસભાઈ સ્કૂલમાં પધારી છોકરાઓની પરિક્ષા લઇ રૂ૦॥ ની મીઠાઈ વેહેંચી—અંગીઆ. મે. આ. પોલીટીકલ એજંટ સાહેબ બહાદુરે સ્કૂલ તપાસી તે

વખતે ધીણોધરના પીર શ્રી હરીનાથજી તરફથી રૂ૧ ના પેંડા વેહેંચવામાં આવ્યા. શા સાકરચંદ પ્રાગજીને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ૧ ની સાકર વેહેંચી. વારશીક પરિક્ષા વખતે નીચે મુજબ સદગૃહસ્થો તરફથી ઇનામ વેહેચવામાં આવ્યું. દરબાર શ્રી તરફથી રૂ૪–૮–૨ કીમાંધી પીર શ્રી હરીનાથ તરફથી રૂ૨॥ શા પાનાચંદ કલ્યાણજી તરફથી રૂ૦–૬–૦ માં ઠા. પુરૂષોતમ વરજ્યાળ રૂ૦ શા. ગાંગજી તેજશી રૂ૦ સોની માવજી મુરારજી રૂ૦ સોની રામજી દામજી ૦ શા આશકરણ જેઠાણી રૂ૦ માંગ નાનજી ઠાકરશી રૂ૦–૬–૦ શા ખેતશી પ્રાગજી રૂ૦ શા ખેતશી જવેર રૂ૦ સાકરચંદ પ્રાગજી રૂ૦ શા લખમશી પચાણ રૂ૦ સોની દેવશી લીલાધર રૂ૦ની તથા સાકર રૂ૨॥ અને રૂ૧) મેહેતાજીને પાઘડીનો આપવામાં આવ્યો—દેશલપર. મે. રા. રા. જયશંકર નરસીરામ પોલીસ કમીશનર સાહેબ અત્રેની સ્કૂલમાં પધારી પરિક્ષા લીધી તે વખતે નીચે મુજબ ઇનામ વેહેંચવામાં આવ્યું રૂ૧॥ મે. રા.રા. જયશંકર નરસીરામ કચ્છના પોલીસ કમીસનર સાહેબ તરફથી રૂ૦॥ શા હીમચંદ રામદાસ કોઠારી તરફથી રૂ૦ શા ઉકેડા માનસીગ રૂ૦ શા ચાંપશી ભારા શા ઉકેડા માણકે પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૧–૧૦–૦ ની દ્રાક્ષ વેહેંચી સુતાર વીરરામ ભગાએ પોતાના છોકરાને નિશાળે બેસાડી પતાસાં રૂ૧)ના વેહેંચ્યા કેરા કન્યાશાળા અત્રેની કન્યાશાળા ઉઘાડવામાં આવી તે વખતે ગામધણી તરફથી રૂમાલ છીંટના રૂ૯) તથા સાકર રૂ૪) ની વેહેંચવામાં આવી તેજ પ્રસંગે ત્યાંના ખોજા માહાજન તરફથી રૂ૨॥ સાકર વેહેંચવામાં આવી હતી. ખોજા બંધાલીભાઈ મેરાલી તરફથી રૂ૧ નું ઇનામ વેહેંચવામાં આવ્યું—બીટા. અત્રેની સ્કૂલમાં રા. રેવાશંકર મહાદેવ ન્યાયાધીશ તથા દામોદરભાઈ કરમચંદ ફોજદાર વગેરે પધારી નીચે મુજબ ઇનામ વેહેંચવામાં આવ્યું. રૂ૧ રા. રેવાશંકર મહાદેવ તરફથી રૂ૧) રા. દામોદરભાઈ કરમચંદ તરફથી રૂ૦॥ હાથીરામ પુરૂષોતમ ઓવરસીઅર રૂ૦॥ રા. દયાશંકર પુરૂષોતમ રૂ૦ વકીલ માધવજી ચંદ રૂ૦॥ કુંવરજી નારણજી રૂ૦ વસાઈઆ સોગણ રૂ૦ કેશવજી લખમીચંદ રૂ૦॥ વકીલ જેઠા સામજી રૂ૦ ભીમજી વાગજી રૂ૦ વકીલ દેવકરણ રૂ૦ ઠા. પેરાજ દેવચંદ રૂ૦ તેજપાળ ખીમજી રૂ૦ વલભજી એમર રૂ૦ વેલજી લક્ષ્મીદાસ રૂ૦ લવજી લક્ષ્મીદાસ રૂ૦ વૈકુંઠરામ વલભજી—જખૌ કન્યાશાળા. અત્રેની કન્યાશાળા

ઉઘાડવામાં આવી તે વખતે નીચે મુજબ ઉઘરાણું કરી ઇનામ વેહેંચવામાં આવ્યું હતું રૂ૦ રા. વજશંકર ગૌરીનાથ તરફથી રૂ૦ રા. નરભેરામ કસલમ કારભારી તરફ રૂ૦ શા દેવશી વસાઇઆ તરફથી રૂ૦ ઠા. ગોવિંદજી મુરારદાસ તરફથી રૂ૦ ઠા. માવજી દામોદર તરફથી રૂ૦ ઠા. ગોકળદાસજી તરફથી રૂ૦ શા કેશવજી લખમશી તરફથી રૂ૦ શા પાસવીર પેરાજ તરફથી રૂ૦-૨-૦ મેતા સામજી લધા રૂ૦-૨-૦ ઠા. વીસનજી રામજી રૂ૦-૨-૦ શા નેણશી વસાઇઆ રૂ૦-૨-૦ શા ઠાકરશી ભીમસી—

અપુરૂં.

## सरकारी जाहेर खबर.

લોઅરગ્રેડની સરકારી નોકરીમાં દાખલ થવાને સારૂ પેહેલા અને બીજા વર્ગનાં સર્ટિફિકેટ મેળવવા ઇચ્છનારા ઉમેદવારોની પરીક્ષા નીચે લખેલી જગાએ તા, ૨૧ મી સપ્ટેંબર ૧૮૮૫ ને વાર સોમ તથા પછીના દિવસોએ થશે:—

અમદાવાદ, નડીઆદ, ગોધરા, ભરૂચ, સુરત, અને રાજકોટ.

૨ ઉમેદવારોએ ૨૧ મી આગષ્ટ સને ૧૮૮૫ સુધીમાં ઉમરનાં સર્ટિફિકેટ મુકરર કરેલા આકારમાં કમિટિના પ્રમુખ ઉપર મોકલવાં. ઉમેદવાર જ્યાં જન્મ્યો હોય તે જિલ્લો, તાલુકો, અથવા એજન્સી, તથા ગામ કે શેહેર તેણે સ્પષ્ટ રીતે લખવું.

૩ જે મધ્યસ્થળે ઉમેદવાર પરીક્ષા આપવાની ઇચ્છા રાખતો હોય ત્યાંના પ્રમુખને અર્જ કરવાથી ઉમરના સર્ટિફિકેટનાં ફાર્મ તે મફત પૂરાં પાડશે. મહીકાંઠા અને પાલણપોર ઇલાકામાં—રેહેનારા ઉમેદવારોએ પરીક્ષા આપવા અમદાવાદ આવવું.

૪ બને ત્યાં સુધી જે નિશાળમાં છેલ્લો અભ્યાસ કર્યો હોય તે નિશાળના માસ્તર પાસેથીજ ઉમેદવારે ઉમરનું સર્ટિફિકેટ લેતા આવવું.

અમદાવાદ. ૩૦ મી જ્યુન ૧૮૮૫ } (સહી) ઈ. જાઇલ્સ. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર. ઉ. પ્રાંત.

# જાહેર ખબરનો ભાવ.

૧ થી ૬ લીટી સુધીનો રૂ૧)

૭ થી ૧૪ લીટી સુધીના રૂ૨)

૧૫ થી ૨૨ લીટી સુધીના રૂ૩)

૨૩ થી ૩૦ લીટી સુધીના રૂ૪)

જો એકની એક જાહેર ખબર એક કરતાં વધારે વાર છપાવવી હશે, તો જેટલી વાર છપાવશે તેટલા આના એક રૂપિયે ઓછા લેવામાં આવશે:— જેમકે બે વાર છપાવે તો ઉપલા ભાવે જે થાય તેના રૂપિયે ૦॥=, ત્રણવાર છપાવે તો ૦॥−, ચારવાર છપાવે તો રૂ૦॥, પાંચવાર છપાવે તો ૦॥≡, અને છ વાર છપાવે તો રૂ૦॥=, લેખે કિંમત ગણવામાં આવશે. આ નિયમ છ માસ સુધીની ઓર્ડરનેજ લાગુ પડશે. આખા વર્ષને માટે ઓર્ડર કરનાર પાસેથી રૂપિયે અર્ધોજ લેવામાં આવશે.

અગાઉથીજ આખી મુદતની કિંમત મળ્યાં વિના અમે છાપવું શરૂ કરીશું નહિ, અને જે મહિનાથી છપાવા માંડવાની હોય તેના પાછલા માસની તા. ૨૦ મી સુધીમાં અમને મળવી જોઇએ.

મુ. રાજકોટ.
૫ મી જુલાઇ ૧૮૮૫

હરિલાલ વલ્લભરામ,
મેનેજર. ગુજરાતશાળાપત્ર.



# જાહેર ખબરનો ભાવ.

૧ થી ૬ લીટી સુધીનો રૂ૧)

૭ થી ૧૪ લીટી સુધીના રૂ૨)

૧૫ થી ૨૨ લીટી સુધીના રૂ૩)

૨૩ થી ૩૦ લીટી સુધીના રૂ૪)

જો એકની એક જાહેર ખબર એક કરતાં વધારે વાર છપાવવી હોય તો જેટલી વાર છપાવશે તેટલા આના એક રૂપિયે ઓછા લેવામાં આવશે; જેમકે બે વાર છપાવે તો ઉપલા ભાવે જે થાય તેના રૂપિયે ૦ાા=; ત્રણવાર છપાવે તો ૦ાા−, ચારવાર છપાવે તો ૨૦ાાા, પાંચવાર છપાવે ૦ા⫶, અને ૭ વાર છપાવે તો ૨૦ાા=, લેખે કિંમત ગણવામાં આવશે. આ નિયમ છ માસ સુધીની બોલીને લાગુ પડશે. આખા વર્ષની બોલી કરનાર પાસેથી રૂપિયે અર્ધોજ લેવામાં આવશે.

અગાઉથીજ આખી મુદતની કિંમત મળ્યા વિના અમે છાપવું કરીશું નહિ, અને જે માસથી છપાવા માંડવાની હોય તેના પાછલા માસની તા. ૨૦ મી સુધીમાં અમને તે મળવી જોઇએ.

મુ. રાજકોટ.
૫ મી જુલાઇ ૧૮૮૫ } હરિલાલ વલભરામ,
માનેજર, ગુજરાતશાળાપત્ર

ગુજરાતશાળાપત્ર.

પુસ્તક ૨૪ મું. આગષ્ટ. સન ૧૮૮૫. અંક ૮ મો.

# केळवणी खातानो रीपोर्ट ई. स. १८८३-८४.

આ વર્ષે રીપોર્ટ અમારા હાથમાં બહુ મોડો આવવાથી તેનો યથા-સ્થિત સાર હમેશની માફક ન આપતાં.સરકારી ઠરાવમાં જે જે બાબતો લીધેલી છે તેજ અહિંયા મુખ્યત્વે કરીને તથા આપણા પ્રાંતને લગતી મોટી મોટી હકીકતો નોંધવાનો આજ વિચાર રાખીએ છીએ.

મુંબાઈ સરકાર પોતાના ઠરાવ નંબર ૩૯૭૭ તા. ૧૮ મી સપટેંબર ૧૮૮૪ નામાં લખેછે કે કેળવણીના તમામ કારખાનાઓ ગણતાં. આ વર્ષે ૪૦૨૧૯૦૪ રૂપિયા આ ઇલાકામાં ખરચાયા હતા. એમાં ૧૧૮૯૦૯૮ પ્રોવિન્શિયલ ફંડના, ૧૫૦૧૭૯૯ લોકલફંડના, અને બાકી જે ૧૩૩૧૦૩૭ રૂપિયા રહ્યા.તે દેશી રાજ્યોના અને ખાનગી સ્કૂલોમાં ખરચાએલા સમજવા.

પાછલા પાંચ વર્ષનો હિસાબ જોતાં જણાયછે કે પ્રોવિન્શિયલ ફંડમાંથી ૧૧ થી ૧૨॥ લાખ રૂપિયે દર વર્ષે ખરચાયછે, અને લોકલફંડનો ખરચ વધતો જાયછે જે ૧૩ લાખ ઉપરથી વધીને હાલ ૧૫ લાખ સુધી આવી પહોંચ્યો છે. મદદ લેનારી નિશાળોનો ખાનગી ખરચ ૪॥ લાખનો હતો તેને ઠેકાણે હાલ ૫ લાખનો જોવામાં આવેછે, અને દેશી રાજ્યો વગેરેના નહિ મદદ લેનારી નિશાળોનો ખરચ ૩॥ ઉપરથી હાલ વધી ૮॥ લાખ થવા લાગ્યોછે.

એ કુલ (ઉપલા આંકડા મૂકી દેતાં) ૪૦ લાખમાંથી ૧૨ લાખ ને

૬૫ હજાર પ્રાઇમરી એટલે ફક્ત દેશી ભાષાની કેળવણી પાછળ ખરચાયા હતા. સેકંડરી સ્કૂલ એટલે હાઇસ્કૂલ વિગેરે ઇંગ્રેજી શીખવનારી નિશાળોનો ખરચ ૯ા લાખ રૂપિઆ હતા જેમાંથી ૩ લાખ ને ૭૦ હજાર તો ફીમાંથી ઉપજેલા હતા. યુનિવર્સિટી અને યુનિવર્સિટીને લગતો ખરચ ૩ા લાખ હતો, અને તેમાં પણ પ્રોવિન્સિયલ ફંડમાંથી તો ૧ લાખને ૭૯ હજાર રૂપિઆજ આપવામાં આવ્યા હતા.

નિશાળો બાંધવા ખાતે ૪ા લાખ અને ગ્રાંટ આપવા ખાતે ૧ લાખ ને ચાર હજારનો ખરચ થયો હતો.

આ વર્ષે કુલ નિશાળો ૬૩૩૫ તથા ૪૧૩૩૪૧ ભણનારની સંખ્યા હતી. પાછલા વર્ષ સાથે મુકાબલો કરતાં નીચે પ્રમાણેનો વધારો માલમ પડેછે.

| નિશાળની જાત. | નિશાળનો વધારો. | નિશાળીયાનો વધારો. |
|---|---|---|
| સરકારી | ૪૫ | ૧૨૦૬૪ |
| મદદ લેનારી | ૨૮ | ૩૨૮૯ |
| માત્ર દેખરેખ હેઠેની | ૧૨૧ | ૭૯૦૫ |
| પોલીસ તથા જેલની નિશાળો | ૩ | ૯૭ |
| કુલ | ૧૯૭ | ૨૩૩૫૫ |

પ્રાંતવાર જોતાં ઘણામાં ઘણો વધારો દક્ષિણ પ્રાંતમાં હતો. ગયે વર્ષે ૧૧૦૦૦ ભણનારનો હતો, તેટલોજ એટલે ૧૦૦૦૦ નો આ વર્ષે પણ નોંધાએલો છે. માત્ર એક ધારવાડ જીલ્લામાંજ ૫૫૦૦ ભણનારાં વધેલાં માલમ પડેછે. ત્યાં હાલ વસ્તિના પ્રમાણમાં ૩.૯૦ જણ ભણેછે. એ આંકડો ફક્ત આ બાબતમાં સર્વોપરી જે સુરત અને ભરૂચ જિલ્લા જ્યાં સેંકડે ૪.૦૨ જણ ભણેછે તેના કરતાંજ ઉતરતો છે, અને મુંબાઈ શેહેરની બરાબર આવી રહેછે.

ઉત્તર પ્રાંતમાં ૪૩ નિશાળો અને ૪૩૧૯ નિશાળીયાનો વધારો જણાય છે.

ગ્રાંટ મેડિકલ કાલેજમાં આ વર્ષથી સ્ત્રીઓને માટે વર્ગ ઉઘાડવામાં આવ્યો હતો.

પ્રાઇમરી નિશાળોમાં કેળવણી લેનારી દેશી છોકરીઓની સંખ્યા આખા ઇલાકા ખાતે ૩૫૬૦૫ હતી. એમાંની ૧૧૫૧૪ છોકરાઓની નિશાળમાંજ અભ્યાસ કરતી હતી, અને બાકીની ૨૪૩૬૯ કન્યાશાળાઓમાં ભણતી હતી. કુલ કન્યાશાળાઓ વર્ષ આખરે ૩૮૨ હતી, એટલે, પાછલા વર્ષ કરતાં ૩૨ નો વધારો છે. આ વધારો ઘણોખરો ગૂજરાતમાંજ થએલો જ્યાં ૧૫૨ નિશાળોમાં ૯૬૬૯ છોકરીઓ અભ્યાસ કરેછે તે ઉપરાંત ૧૫૬૪ છોકરા નિશાળોમાં ભણેછે.

આ પ્રમાણે સરકારી ઠરાવનો સારછે. હવે ગૂજરાત વિષે ખાસ હકીકત કાંઈ કાંઈ એ રીપોર્ટમાંથી તારવી કાઢીએ છીએ.

હાઇસ્કૂલોમાં છોકરાનો કાંઇક વધારો છે, અને તેમને વિષે રાવબહાદુર ગોપાળજી સુરભાઈ લખેછે કે મેં તે બધી તપાસી છે અને તેમની સ્થિતિ સારી છે. માટ્રિક્યુલેશનનું પરિણામ ગયા વર્ષ કરતાં કાંઈ સામાન્યપણે ઉતરતું હતું, પણ નડિયાદ, ભરુચ, જુનાગઢ, નવસારી, ભૂજ અને સુરતની મિશન હાઇસ્કૂલો હમેશ કરતાં સારી નીવડી છે. સુરતની મિશન સ્કૂલ મિ. જાઇલ્સે અગાઉથી ધાર્યું હતું તે પ્રમાણે સુરતની સરકારી હાઇસ્કૂલની જબરી હરીફ થઈ પડીછે, કેમકે જ્યારે એ ૪૦ માંથી ૧૭ જ માટ્રિક્યુલેટ કરાવવાને શક્તિમાન થઇછે, ત્યારે એ મિશન સ્કૂલમાંથી આ વરસ ૩૧ માંથી ૧૬ પાસ થયાછે.

મિડલ ક્લાસ સ્કૂલ આ વર્ષ ગૂજરાતમાં ત્રણ વધીછેઃ—એક કપડવણજમાં ત્યાંની મ્યુનિસિપાલીટીએ કાઢી તે, બીજી વાંસદાના રાજ્ય તરફની, અને ત્રીજી સુરતમાં જહાંગીરજી મોટાભાઇની ગર્લ સ્કૂલ. અમદાવાદમાં યુરોપિયનો માટે પ્રેસ્બિટેરિયન સ્કૂલ હતી તે બંધ થઇછે, પણ એક રોમન કાથોલિક સ્કૂલ એજ શહેરમાં નવી ઉઘડી છે. પરીક્ષાના પરિણામ આખા પ્રાંત ખાતે આ પ્રમાણે નોંધાઈ આવ્યાછેઃ—વલસાડ ૫૪, નવસારી ૪૮, અંકલેશર ૫૩, ખેડા ૫૧, વીરમગામ ૬૧, કાંપડીસા ૫૩, સુરતની બ્રાંચ સ્કૂલ ૬૬, અમદાવાદની બ્રાંચ સ્કૂલ નંબર પહેલાની ૮૯, અમદાવાદની બ્રાંચ સ્કૂલ નંબર બીજાની ૮૬, ધોળકા ૭૦, રાંદેર ૪૧, અને ગોધાવા ૯૧. મદદ લેનારી સ્કૂલોમાં સુરતની

પારસી પંચાયત સ્કૂલ ૨૯, અને સુરતની જહાંગીરજીવાળી સ્કૂલે ૩૨ પાસ કરાવ્યા હતા.

કાંઈ પણ મદદ ન લેનારી પણ સરકારની તપાસણી હેઠેની સ્કૂલોમાં આ મુજબનું પરિણામ આવ્યું હતું. ડાકોર ૭૨, ભાવનગર ૫૯, વઢવાણ ૭૧, મોરવી ૭૪, મહુવા ૮૧, ગોંડળ ૭૬, લીમડી ૮૧, પાલણપુર ૫૮, રાધણપુર ૭૬, ધાંગધ્રા ૭૫, વળા ૮૯, લુણાવાડા ૬૨, ભુજ ૫૬, માંડવી ૭૪, અને કપડવણજ ૩૮.

વર્નાક્યુલર સ્કૂલો. આપણા પ્રાંત ખાતે કુલ ૩૪ વધી છે, અને ભણનારની સંખ્યામાં ૪૨૮૩ નો વધારો છે, જે માત્ર દક્ષિણ પ્રાંત કરતાંજ ઉતરતો છે, પ્રત્યેક ભાગે સેંકડે કેટલા છોકરા પરીક્ષામાં બેસાડ્યા અને બેસાડ્યા તેમાંથી સેંકડે કેટલા પાસ કરાવ્યા તે નીચેના કોઠા ઉપરથી માલમ પડશે.

| જિલ્લો | છોકરાની કુલ સંખ્યા | સેંકડે પરીક્ષામાં બેઠા | સેંકડે બેઠેલામાંથી પાસ |
|---|---|---|---|
| સુરત (ઉત્તર ભાગ) | ૧૦૨૮૬ | ૫૪ | ૬૦ |
| ,, (દક્ષિણ ભાગ) | ૭૦૧૮ | ૫૨ | ૫૨ |
| ભરૂચ | ૧૨૯૬૫ | ૫૪ | ૬૨ |
| ખેડા | ૧૯૬૧૧ | ૫૮ | ૫૫ |
| અમદાવાદ | ૧૨૭૨૫ | ૬૫ | ૫૬ |
| પંચમહાલ | ૩૯૧૬ | ૫૨ | ૫૫ |
| કાઠીયાવાડ | ૩૪૮૯૬ | ૬૩ | ૬૬ |

કન્યાશાળાઓ. પાછલા વર્ષ કરતાં ૧૩ વધીને ૧૫૨ થઈ હતી. તેમજ ભણનારમાં આશરે ૬૦૦ નો વધારો થઈ છોડીઓની કુલ સંખ્યા ૯૬૧૬ હતી. ૧૫૬૪ છોકરાની નિશાળોમાં ભણે છે તે જુદી સમજવી. અભ્યાસ બાબત નીચેના આંકડા જોવા.

| | | | |
|---|---|---|---|
| સુરત (ઉત્તર વિભાગ) | ૧૮૬ | ૨૨ | ૬૦ |
| ,, (દક્ષિણ વિભાગ) | ૩૦૪ | ૩૬ | ૫૯ |
| ભરૂચ | ૪૬૨ | ૫૦ | ૭૪ |
| અમદાવાદ | ૧૪૫૨ | ૩૬ | ૫૬ |

| | | | |
|---|---|---|---|
| ખેડા | ૧૦૨૩ | ૨૨ | ૬૦ |
| પંચમહાલ | ૩૨૦ | ૧૯ | ૪૨ |

ટ્રેનિંગકાલેજો. અમદાવાદની ટ્રેનિંગ કાલેજમાં ત્રીજા વર્ગમાં ૧૧ માં થી ૧૧, બીજા વર્ગમાં ૪૦ માંથી ૩૩, ને પહેલા વર્ષમાં ૫૯ માં ૪૫ પાસ થયા હતા. રાજકોટ ટ્રેનિંગ કાલેજે બીજા વર્ષમાં ૨૩ માંથી ૨૧, અને પહેલા વર્ષમાં ૩૮ માંથી ૩૦ પાસ કરાવ્યા હતા.

કાઠીઆવાડમાં હાલ ૨૨૩ અનટ્રેન, અને ૩૭૨ ટ્રેઇન માસ્તરો છે, જે રાજકોટ ટ્રેનિંગ કાલેજે પૂરા પાડ્યાછે.

---

## वांचनमाळा केवी जोइए ?

આપણી હાલ નિશાળોમાં ચાલતી વાંચનમાળાની સામા મિ. મણિલાલે લખેલા ચોપાનીયાની પહોંચ અમે પ્રથમ આપી ચૂક્યા છઇએ, અને દિલગીર છઇએ કે સ્થળસંકોચના કારણથી અત્યારસુધી એ અગત્યના વિષય ઉપર અમે કાંઇપણ બોલી શક્યા નથી. નિશાળમાં ઘણા પ્રકારની ચોપડીઓ ચાલે. પણ તે સર્વમાં જેને વાંચનચોપડી કહીએ છઇએ તે ઘણીજ અગત્યની છે, અને કેળવણીનો ઘણો આધાર તેના ઉપરજ છે; આવતો જમાનો કેવા વળણનો નીવડશે એ ઘણુંકરીને તે સમે નિશાળમાં ચાલતી વાંચનમાળા ઉપરથીજ નિશ્ચય થાયછે. એ કારણથી ઘણા દેશહિતેચ્છુઓ જનકેળવણી ઉપર અને તેમાં પણ વિશેષે કરીને ચાલતી વાંચનમાળા ઉપર ખાસુસ ધ્યાન આપેછે. એ કારણથીજ ભારતખંડનું ભલું ઇચ્છનારા લાર્ડ રિપન તથા વર્ડસ્વર્થ સાહેબ વગેરે કેટલાક વિદ્વાનો એવી ભલામણ કરેછે કે જનકેળવણી લોકે પોતાનેજ હસ્તગત કરવા યોગ્ય થવું જોઇએ, કેમકે આવતો જમાનો કેવો કરવો જોઇએ તે લોક પોતે જેવું જાણે તેવું સરકારથી જાણી શકાય નહિ.

આવા અગત્યની બાબત ઉપર મિ. મણિલાલે ચર્ચા ઉઠાવવાને પ્રયત્ન કર્યું તેને માટે અમારા એ ઉત્સાહી તરૂણ મિત્રને અમે શાબાસી આપીએ છઇએ, અગર જો એ ચર્ચા ગૂજરાતી પ્રજાએ બરાબર હોંસથી

ઉઠાવી લીધો નહિ તે ઉપરથી સાબીત થાયછે કે એવા વિષય ઉપર વિચાર બાંધવાને આપણે હજુ સામાન્યપણે યોગ્ય થયા નથી. એક બે ઠેકાણે એ વિષય કાંઇક ચર્ચાયો તેમાં પણ જોઇએ તેવું ગાંભિર્ય અમને દેખાતું નથી. હજી શિક્ષણશાસ્ત્ર સંબંધી આપણે ઘણાજ બેદરકાર અથવા શોકજનક અજ્ઞાન ધરાવનારા છઇએ, માટે વાંચનમાળાઓ કેવી જોઇએ એ સામાન્ય વિષય ઉપરજ અત્રે કાંઈ અમે લખીએ તો તે વધારે ફાયદાકારક થઈ પડશે એમ અમને લાગેછે.

લાન્ડન નામનો આધુનિક મહા પ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રી નીચે પ્રમાણે વાંચનમાળાના ચાર ઉદ્દેશ વર્ણવેછે:—

૧. વાંચવાનો તથા વાંચીને વિવિધ જ્ઞાન મેળવવાનો શોખ બાળકના મનમાં ઉત્પન્ન કરવો.

૨. ભાષાજ્ઞાન આપવું—એટલે ભાષાનું બળ તથા સૌંદર્ય બાળકોના અંતઃકરણને લાગે, અને તેનો તે ઉપયોગ કરતાં શીખે એમ કરવું.

૩. રસદ્વારે નીતિની એવી પરોક્ષ કેળવણી આપવી કે બાળકોની સુવૃત્તિઓ કેળવાઈ મોટી ઉમરે તેઓ ઉમદા કામ કરતા થાય.

૪. વિવિધ શસ્ત્રોનાં મૂળતત્વોનું એવું સચોટ પ્રત્યક્ષ જ્ઞાન આપવું કે તે બાબત પછી ગમે એટલું જ્ઞાન મેળવવા ચાહે તો તેઓ પોતાની મેળેજ પુસ્તકો વાંચીને મેળવી શકે.

આ ચાર ઉદ્દેશમાં ફલાણો વધારે અને ફલાણો ઓછા અગત્યનો છે એમ કહી શકાય નહિ, પણ જો ભેદ પાડવા બેસીએ તો બેશક રસદ્વારે નીતિનો બોધ એજ ઉત્તમ કામ છે. જે વાંચનમાળાથી ઉચી લાગણીઓ ઉશ્કેરાય, એટલે જે ભણવાથી બાળકના મનમાં હોંસ, ઉદ્યોગ, શૌર્ય, સાહસ, મમતા, સાર્વજનિક બુદ્ધિ, સુજનતા, પરમાર્થ, વગેરેની વૃત્તિઓ પ્રફુલ્લિત થાય, આત્મદમનનો મહીમા સમજાય, અને ટુંકામાં ઊંચા યશસ્વી કામો કરવા તર્ફ તેનો આત્મા આતુર થઈ જાય, તેના જેવું બીજું દેશને કાંઇપણ શ્રેયકારક નથી. એના મોટાગજ સામાન્ય જ્ઞાન, ઇતિહાસ ભૂગોળ, પદાર્થ વિજ્ઞાન, કે કળાકૌશલ્યની વાતો પાંચ વધારે કે ઓછી શીખવાઈ તો તેમાં શી વિસાદ છે? જે ગુણોવડે પોતાનું તથા પારકાનું ભલું કરવાની

શક્તિ મળેછે તે ગુણોજ આ લોક અને પરલોકને અર્થે ખરા કામના છે, અને જો એ ગુણો ન કેળવાયા તો બીજી સઘળી કેળવણી કાંઇપણ કામની નથી. ત્રિવિધ કેળવણીમાં નીતિની કેળવણી એજ ઉત્તમ કેળવણી છે, પણ તે આપવી બહુ મુશ્કેલ છે. એ કાંઈ ભણાવવાથી આવતી નથી. સુનીતિ આપવાને માટે તો વૃત્તિઓજ સુમાર્ગે વળવી જોઇએ, અને તે જેવી વાર્તાઓ કે દૃષ્ટાંતથી વળેછે તેવી વ્યાખ્યાનશોધથી ક્યારે પણ વળતી નથી. તે માટે રસ એજ નીતિની કેળવણીનું ખરૂં દ્વાર છે.

રસિકતા એ ૧ લો ઉદ્દેશ પાર પાડવાને માટે પણ એટલીજ અવશ્યનીછે. વાંચનમાળાની ચોપડીઓ એવી જોઇએ કે બાળકો પોતાની ગમતને માટે નવરાં પડ્યાં હોય ત્યારે પણ હોંસે હોંસે વાંચે. ખાનગી વાંચનનો શોખ ઉત્પન્ન કરવાનું પ્રથમ સાધન એજ છે, અને તેથી વાંચનમાળામાં કદાપિ પણ કઠિણ, કંટાળા ભરેલા, કે ગોખણીયા વિષયો દાખલ કરવા જોઇએ નહિ, અને શૈલી તો સઘળે સ્થળે વિચિત્ર તથાપિ મનોહરજ જોઇએ.

બીજાં બધાં પુસ્તકો કરતાં વાંચનમાળામાં વિશેષતા એ રહેલી છે, કે તે તો ઉત્તરોત્તર જેનાં જ્ઞાનબુદ્ધિ વૃદ્ધિ પામતી જાયછે તેવાંને માટે લખવાની છે, અને તેથી વાંચનમાળામાં ભાષા તથા અર્થ ઉત્તરોત્તર વૃદ્ધિજ પામતા જવા જોઇએ, અને વળી તે વૃદ્ધિ બાળકના જ્ઞાનબુદ્ધિ જે અનુક્રમમાં વૃદ્ધિ પામેછે તેની સમાંતરજ ચાલી જવી જોઇએ. બાળકમાં જે ઉમ્મરે જે શક્તિ વધારે ખીલવાપર આવેલી હોય, તે શક્તિને અનુસરતાજ પાઠ તે ઉમરે ભણવાની વાંચન ચોપડીમાં આવવા જોઇએ. ઉપરના વિચારથી વાંચનમાળાની ચોપડીઓના ત્રણ પગથીયાં પડેછે, અને તે દરેક પગથીએ ઉપરે કહેલા ચારે ઉદ્દેશ રહેલા હોય છે, તોપણ તેનું સંમિશ્રણ તથા વ્યવસ્થા જુદી જુદી રીતેજ કરવી જોઇએ.

૧ લું પગથીયું. આ પગથીએ બાળકના હાથમાં પહેલ વહેલીજ ચોપડી આવીને પડેછે. એની ઉમ્મર હજી માત્ર પાંચસાત વર્ષનીજ હોય છે. હજી એનામાં માત્ર ઇંદ્રિયજ્ઞાનની શક્તિઓજ ખીલેલી છે, અને તે પણ જોઇએ તેવી નહિ. વસ્તુઓનાં નામ અને તેના થોડા ગુણ એજ એના જ્ઞાનની પરિસીમા છે. શબ્દજ્ઞાન પણ એજ પ્રમાણમાં બહુ થોડું—

નહિ જેવું છે. બાળક પોતાના વ્યવહારનાજ શબ્દો જાણેછે. મોટાની બોલી એ હજુ બરાબર સમજી શકતું નથી, અને પુસ્તકી ભાષા તો કેવળ પર ભાષા સમાનજ છે, જે એને ધીમે ધીમે પણ પંતે બરાબર શીખવવી એ એક વાંચનમાળાનો મોટો ઉદ્દેશ છે. માટે આ પહેલા પગથીઆની વાંચન ચોપડીનું પહેલું કામ તો એજછે કે દરેક પાઠમાં થોડા થોડા નવા શબ્દ શીખવવા અને પાછળ આવી ગએલા શબ્દોને તેમાં પુનરાવર્તન કરી પાકા કરાવવા. આ શબ્દો નવા ખરા પણ એવા જોઈએ કે જેના અર્થનું જ્ઞાન બાળકને પોતાના અનુભવ ઉપરથી થએલું હોય, એટલે, જે વિચાર તો બાળકના મનમાં ઉત્પન્ન થયાછે પણ તેને માટે કયા શબ્દો વાપરવા જોઇએ તેની તેને ખબર નથી, એવા શબ્દોજ ચતુરાઇથી ધીમે ધીમે એ ચોપડીમાં દાખલ કરવા જોઇએ. જેમ શબ્દો, તેમજ પાઠની મતલબ પણ, બાળકો જે ચીજો રોજ જોયછે સાંભળે છે તે સંબંધીજ જોઇએ, અને તે વાતચિત્તની રૂપે કે વાર્તા રૂપેજ લખવી જોઇએ. એ વાર્તાના પાત્રો પણ બેશક બાળકોજ જોઇએ. કોઈ વેળા માબાપ કે મોટા ભાંડુની સાથે સંવાદ ચાલતો હોય એમ પણ લખી શકાય, તોપણ ભાષા તો બાળકને અનુસરતીજ રાખવી જોઇએ. અનુસરતી એટલે બાળક ભાગું તૂટું બોલતા હોય તેવીજ એમ નહિ, પણ તેની રચના કાયમ રાખી આપણે તેને સુધારી આપીએ તેવી. બાળકથી સમજાય એવી અને તે એમ જાણે કે આ તો મારીજ બોલીછે એવી ભાષા હોવીજ જોઇએ. મોટાની બોલીમાંના શબ્દો કોઈ કોઈ આવે તો ચાલે, પણ વાક્ય રચના તો બાળભાષાને મળતીજ જોઇએ.

મતલબ કે આ પગથીએ નવું જ્ઞાન આપવા કરતાં વાંચવામાં રસ લાગે અને શબ્દોનો ભંડોળ વધે એ ઉપરજ વિશેષ લક્ષ રાખવાનું છે.

૨ જું પગથીઉં. આ પગથીએ વંચકસિદ્ધિ થઈ ચૂકી છે. એને પોતાના અનુભવની વાતચિત યોગ્ય ભાષામાં કરતાં આવડ્યું છે. એની ઉમર ઓછાંમાં ઓછી પૂરાં સાત વર્ષની તો થઇજ ચૂકીછે. પોતાની ઇંદ્રિયોના ઉપયોગથી જેટલું એનાથી જ્ઞાન મેળવી શકાય તેટલું એ મેળવી ચૂક્યોછે, એટલે સામાન્ય જ્ઞાનનો કેટલોક સંગ્રહ એનામાં થયોછે. હવે

પોતાના અનુભવમાં ન આવેલી એવી વસ્તુઓનું જ્ઞાન તે સાંભળી કે વાંચીને મેળવી શકે એવો થયોછે. અલબત્ત એ નવી વસ્તુઓની હકીકત એના અનુભવને લગતી અને તે ઉપરથી સમજાય એવીજ જોઇએ, પણ હવે એની નજર આગળનીજ વસ્તુઓ વિષેજ પાઠ લખવાની જરૂર રહી નથી. હવે એનામાં કલ્પનાશક્તિનો ઉદય થયોછે અને તેની મદદ વડે એના જ્ઞાનમાં વધારો કરવાનો સમય આવ્યો છે. આ સમે વાર્તાચિત્તનું રૂપ મૂકી વર્ણન કે કથન રૂપે ઘણા પાઠ લખી શકાશે. પરદેશના વિલક્ષણ પદાર્થો કે રીતભાતનાં વર્ણન, પરાક્રમી તથા સાહસિક સ્ત્રી પુરૂષોનાં ચરિત્ર, હિતોપદેશના જેવી આખ્યાયિકાઓજ, તથા નીતિબોધ કથાઓ પણ જો અસંભવિત ને ટાહેલા ભરેલી નહિ હોય, તો બાળકો હોંસે હોંસે વાંચશે અને તેથી જ્ઞાનનાતિમાં ઘણો વધારો થશે વિવેચન રૂપનું લખાણ પણ થોડું ને સરલ અને અતિશયોક્તિ રહિત હશે, તો બાળકને સમજાશે અને રૂચશે, પણ આ પગથીએ વાંચવામાં રસ લગાડવો એજ મુખ્ય કામ છે, અને તે કલ્પના શક્તિને લાયકના પાઠ દાખલ કરવાથી મનમાનતી રીતે બની શકેછે. આવા પાઠથી કલ્પના શક્તિ તથા રસિકતા ખીલેછે એટલુંજ નહિ, પણ મનની ઉંચી વૃત્તિઓ ઉશ્કેરાય છે, અને સુઘડ સુનાતિની કેળવણી મળેછે. હજી તોલનશક્તિનો ઉદય થયો નથી અને તેથી તદદ્વારે નીતિબોધ કરવાનો વિશેષ પ્રયત્ન કરવો એ કેવળ નિર્થકજ નહિ, પણ તે ઉપર અભાવ ઉત્પન્ન કરનારો ઘણી વખત થઈ પડેછે. નાના કે મોટા સર્વેમાં નીતિનો આધાર જેટલો લાગણીઓ ઉપર રહેલોછે તેટલો તોલનશક્તિઓ ઉપર રહેલો નથી, અને તેથી કલ્પિત કે થઇ ગએલા મહાપુરૂષોના રસમયા પરાક્રમો સાંભળી વૃત્તિઓ જેટલી મહાન કર્મો તર્ફ વળેછે તેટલી કદી પણ સૂકા ધર્મબોધથી વળતી નથી, આ વાત પણ બાળકેળવણીના રક્ષકોએ કદી પણ ભૂલવી જોઇએ નહિ, કે સુવૃત્તિઓનું યથાયોગ્ય પરિપોષણ ન કરતાં માત્ર તોલન શક્તિનેજ કેળવ્યાથી તો માણસો બહુધા સ્વાર્થિ, બંધા, અને પાપિષ્ટ પણ નીવડેછે. પદાર્થ વિજ્ઞાનનો પિતા અને તોલન શક્તિનો નમુનો જે લાડ બેકન તે કેવો સ્વાર્થી, ખુશામતિઓ, લાંચીઓ, અને કૃતઘ્ની નીવડ્યો

હતો તે તો જગત મશહુર છે. મતલબ કે આ પગથીએ કલ્પના શક્તિ તથા રસજ્ઞતાને પડતાં મૂકી સામાન્ય જ્ઞાન કે તોલનશક્તિ ઉપર વિશેષ લક્ષ આપવું એ બાળકની કેળવણીમાં પરિણામે બહુજ વિનાશકારક છે, અને ઘણા બાળકમાં તો આ અવસ્થાએ તોલનશક્તિ કેળવવા જોગજ થએલી હોતી નથી.

૩ જું પગથીયું. ઘણું કરીને ૧૨ વર્ષની ઉમરે શરૂ થાય છે. હવે વાર્તાઓ થોડી, અને સઘન જ્ઞાન મળે તથા વિચારે શક્તિ કેળવાય એવા પાઠ વધારે આવવા જોઇએ. તેમજ પાઠ છેક નાના નાના પણ ન જોઇએ. આ પગથીઆના છેલ્લા ભાગમાં તો વિષયને પોતાની મેળે તથા અખંડ લક્ષ આપીને શીખવાની શક્તિ પણ બાળકમાં કેળવાય એવી રીતે રચના કરવી જોઇએ. એ માટે પ્રત્યેક વિદ્યાના મૂળ તત્વોનું ટુંકામાં પણ સંબંધિત વ્યાખ્યાન એક સ્થળે આપ્યું હોય, તો વધારે ફાયદો થાય. પણ આ પ્રમાણે વાંચનમાળાની છેલી ચોપડીમાંજ થઈ શકે. તે પહેલાંની ચોપડીઓમાં તો એ વિદ્યાઓમાં પ્રવેશ કરાવી શકે એવા સૂચક ને સંવાદ રૂપ પાઠજ આવવા જોઇએ.

આ પગથીએ સૃષ્ટિ સૌંદર્યનાં વર્ણન, ટુંકા જિવનચરિત્રો, ઐતિહાસિક બનાવો, મોટા શોધોની હકીકત, સાધારણ વિષયો ઉપર નાના નિબંધો, તથા ભૂતળાદિક અનેક પદાર્થ વિજ્ઞાનની શાખાભૂત વિદ્યાઓનાં મૂળતત્વ શીખવવાં જોઇએ. મતલબ કે હવે કલ્પના રંગને છોડી સત્યના રંગની ખુબી પિછાનતાં બાળકોને શીખવવું જોઇએ. રસ ને સારૂજ નહિ, પણ જ્ઞાન મેળવવાને સારુ પણ વાંચન છે એ વાતની બાળકને હવે સમજ પડવી જોઇએ, અથવા યથાર્થતાથી બોલીએ તો કાલ્પનિક વાતોમાંજ નહિ, પણ આ વિશ્વના સત્ય સ્વરૂપના દર્શનમાંજ ખરો રસ રહેલો છે એ વાતનો હવે બાળકને કાંઈ અનુભવ કરાવવો જોઇએ. એને એના અનુભવથી બતાવવું જોઇએ કે વાર્તાની પેઠેજ વિદ્યાના પાઠ પણ સમજીને વાંચી શકીએ તો આનંદ આપેછે. એને અનુભવ થવો જોઇએ કે કલ્પના શક્તિને વાપરવાથી જેમ મઝા પડેછે તેમજ નવિન જ્ઞાન સંપાદન કરવાથી અથવા તોલનશક્તિ વાપરવાથી પણ મનને હર્ષ ઉત્પન્ન થાયછે.

આ પગથીએજ ભાષાશૈલીનો રસ પણ બાળકો સમજતા થશે. એકની એક વાત આમ લખવાથી સારી દેખાય છે અને આમ લખવાથી બગડી જાયછે એ સમજવાનું આ ટાણુંછે. ભાષાનું બળ કે સૌંદર્ય તે શું થતું હશે તેની હવે આ પગથીએ કાંઇ સમજણ પડી શકે. આ પ્રસંગે બાળભાષા છોડી એને શિષ્ટ ભાષામાં પ્રવેશ કરાવવાનો છે. શિષ્ટ ગ્રંથકારોના જે વિવિધ શૈલીઓ—વિચાર તથા ભાષા બનેના—જે શૈલીઓ હોય તેથી એને વાકેફગાર હવે કરવો જોઇએ, અને તે અર્થે તેવા ગ્રંથોમાંના કેટલાક ઉતારા ખસુસ આ પગથીએ આપવા જોઇએ.

સુવૃત્તિઓને કેળવવાનું ઉત્તમ સાધન જે કવિતા તે ત્રણે પગથીએ જરૂરની છે, તોપણ બીજે પગથીએ તે છૂટથી વાપરી શકાયછે અને આ પગથીએ તો તર્કયુક્તિ તથા રસજ્ઞતાને પરિપૂર્ણ કરવા માટે તેનોજ મુખ્ય આધાર છે. ગદ્યપદ્યના વિષયોમાં તથા શૈલીમાં કેટલો ફેર છે તેનો કાંઇક ભાસ આ પગથીઆની વાંચનચોપડીઓ વાંચતાં ભણનારને થવો જોઇએ અને આ પગથીએજ તે ગદ્ય અને પદ્યના જૂદા જૂદા સ્વાદને ઓળખતો તથા ચાહાતો થવો જોઇએ.

આ રીતે પગથીવાર વાંચનમાળાની ચોપડીઓમાં ઘણો ફેર રાખવાનો છે, તોપણ તેમાં કેટલાક ગુણ સામાન્ય પણ હોયછે. ભાષા તથા અર્થની ઉત્તરોત્તર વૃદ્ધિ એ તો આપણે પ્રથમજ ગણાવી ગયા છઇએ, અને એ ગુણ વિનાની વાંચનમાળા તો ગમે એવી સારી હોય, તોપણ કાંઇજ કામની નહિ. પણ એ ઉપરાંત બીજા પણ કેટલાક ગુણ જરૂરના છે. વાંચનમાળા નીચેના છ ગુણવાળી જોઇએ. ૧. મનની સઘળી શક્તિઓને કેળવે એવી. ૨. ભણનારની ઉમરે જે શક્તિઓ ખીલવા માંડી હોય તેને વિશેષ કેળવણી આપે એવી. ૩. વિવિધ વિષયોથી ભરપૂર. ૪. વિવિધ શૈલીમાં લખાએલી, ૫. વાંચતાં રસ ઉપજે એવી. ૬. મન ઉપર છાપ પાડી શકે એવાં થોડીજ વિગતવાળાં પણ ચોખ્ખાં અને સુંદર ચિત્રોવાળી.

## अमेरिका जई काच बनाववा शीखी आवेला देशी अने तेने मळवी जोइती मदद.

કાચ બનાવવાનો હુનર દેશીઓમાં દાખલ કરવાની કેટલાક દક્ષણી ગૃહસ્થોની કોશેશ વખાણ અને ઉત્તેજનને લાયક છે. કેળવણી લઈ શાળાઓમાંથી બાહેર પડેલા જુવાનોને ધંધાની બારે તાણ પડતી જોઈને, કેટલાક ધરમાર્થી તથા ડહાપણવાળા દેશીઓએ પોતપોતા વચ્ચેથી થોડાં નાણાં ઉભાં કરી એકાદ લાયક દેશીને યુરોપ અથવા અમેરિકા ખાતે કોઈ ઉપયોગી હુનર શીખવા માટે મોકલવાનો ઠરાવ કેટલાક વખતની વાતપર કર્યો હતો. તેમાં એવી મતલબ રાખવામાં આવી હતી કે, તે હુનર શીખી આવનાર દેશી બીજા જવાન દેશીઓને તેની કેળવણી આપે, અને એ રીતે આ દેશના લોકમાં તે ફેલાવો પામે. તે બાબતે એ કોશેશ તરફ પસંદગી બતાવતા જોઈ તે કરનારાઓના અમોએ ફતેહ ચહી હતી. તે ફતેહ ઘણે દરજ્જે મળીછે, એમ તે કામમાં ભાગ લેનારા ગૃહસ્થોની, તા. ૧૪ મી જુનને રવિવારને દિવસે ગિરગામ ખાતે મળેલી એક સભામાં અપાએલી વિગત ઉપરથી જોવામાં આવેછે. તેઓએ મી૰ ભાસ્કર વિનાયક રાજવેદ નામના એક જવાન મરાઠા ગૃહસ્થને અમેરિકા મોકલ્યો હતો, જે ત્યાં કાચ બનાવવાનો હુનર શીખીને અત્રે પાછો આવ્યોછે, અને તે તકનો લાભ લઈ તે વાત ઉપલી સભામાં જાહેર કરવામાં આવી હતી. હિંદુસ્તાનમાં નવા હુનર દાખલ થાતા જોવાની ખાહેશ રાખનારા ગૃહસ્થોને એ ખુશ ખબર જણાવ્યા પછી, મી. રાજવેદ અમેરિકામાં કાચ બનાવવાનું કામ કેવી રીતે શીખ્યો તેની કેટલીક હકીકત આપવામાં આવી હતી. તે ઉપરથી, અમેરિકા જેવા દેશમાં પણ તેને કેટલીક મુશ્કેલીઓ નડેલી માલુમ પડેછે. મી. રાજવેદ જાતે ઘણો સાહસિક છે, અને મેહનતી શીશનાં બરતન બનાવતા શીખવાને આલ્બીના ખાતે નવા ફરસ બનાવવાની રીતો શીખવા એન ખાતે જઈ આવેલો છે. તેથી મેહરબાન વખતની મદદ વગર તે અમેરિકા ગયો હતો, અને ત્યાંના એક કાચના કારખાનામાં દાખલ થવાની કોશેશ કરી હતી. પણ તેમાં તેને ઘણું મુશ્કેલી નડી

હતી. ઘણીક મેહેનતે કેટલાક ભલા દિલના અમેરિકનોનો આશરો મેળવીને મી. રાજવેદ, કાચ બનાવવાનાં એક કારખાનાંમાં તેના માલીકને રાજી કરી દાખલ થવા પામ્યો હતો, પણ તેને જોતાંજ ત્યાંના કામ કરનારાં માણસોએ તેને કાંઈ પણ શીખવવાને ના કહી પોતાનું કામ બંધ પાડવાની ધમકી આપી હતી. તો પણ ઘણીક સમજાવટથી તેઓ તેની સાથે કામ કરવાને અને પોતાની કળા તેને જોવા દેવાને તેઓ અંતે રાજી થયા હતા, અને તે તકનો લાભ લઇને તે ચંચળ જવાન તે કામ પાછળ મંડી ગયો હતો. તેનું પરિણામ એ નીપજ્યું છે કે કાચ બનાવવાનો હુનરની કેળવણી, તેના પોતાના જણાવ્યા પ્રમાણે, સંપૂર્ણ લઇને તે આવ્યોછે, અને અને તેનું કામ ચલાવવાની તૈયારી કરેછે. કાચ બનાવવા માટે તેને લાયકની ભઠ્ઠી જોઇએ છીએ, તે બાંધવાની ગોઠવણ મી. રાજવેદ તરફથી હમણાં થાયછે તે તૈયાર થયા પછી તે અત્રે કાચ બનાવવાનું કામ ચલાવશે, પણ તે કામ મોટા પાયા ઉપર ચલાવવા કાજે અમેરિકાથી પાંચ છ કાચ ફુકનારાઓને ઓછામાંઓછી ત્રણ વરસની મુદતે બોલાવવા તે માગેછે. તેના હાથ નીચે બીજાઓ શીખ્યા બાદ તેઓને અમેરિકા ખાતે પાછા રવાના કરી શકાશે એમ તે કહેછે. કાચ બનાવવાને લાયકના પદાર્થો તો અત્રે જોઇએ એટલી હોવાથી, તે પરદેશથી મંગાવવાની જરૂર નથી, તો પણ પાંચ દસ કાચ ફુકનારાઓને યુરોપ અથવા અમેરિકા ખાતેથી બોલાવવાને મોટો ખરચ જોઇશે, અને તે ઉપરાંત તેઓ સઘળાઓ રોકાઈ શકે એટલા વિસ્તારનું એક કારખાનું ચલાવવું જોઇશે. નાણાંની એક સારી જેવી રકમ વગર તે સઘળું બનનાર નથી, અને તે નાણાં દેશીઓમાંથી નીકળી ન આવે એમ અમો માનતા નથી. કાચ બનાવવાનો હુનર બહુજ ઝાંખા આકારમાં કપડવંજ વગેરે બેત્રણ ઠેકાણેના થોડાક લોકો જાણવા સિવાય યુરોપથી અત્રે આવતી કાચની તરેહવાર બનાવટોના જેવી વસ્તુઓ કોઈ દેશીઓને કરતાં આવડતું નથી. કાચનાં હાંડી ઝુમર અને ગ્લાસ તંમલર તો નહિ, પણ તેની સાદી બાટલીઓ બનાવતાં પણ દેશીઓને આવડતું નથી. કાચની સઘળી કીસમની બનાવટોનો ખપ આ દેશમાં મોટો છે, અને તેથી કેટલીક બનાવટો દેશીઓમાં હમણાના વખતના સુધારા પ્રમાણે રાત દહાડો

બહુ જરૂરની થઈ પડીછે. હિંદુસ્તાનમાં આગલા વખતમાં એમ નહોતું, તોપણ હમણાના એ સુધારા માટે આપણે દલગીર થવું જોઇયે નહિ, એવી પ્રકારની યુરોપીઅન બનાવટો માટે કેટલાક વધારે પૈસા ખરચવા પડેછે ખરા, પણ તેમ તેથી આપણી હાજતો સારી રીતે પૂરી પડેછે. અને કેટલીક બાબતોમાં મોટો ફાયદો થાયછે. હવે જ્યારે એક જવાન દેશી અમેરિકા સુધી જઇને કાચ બનાવવાનો હુનર શીખી આવ્યોછે, ત્યારે તેનું કામ ચલાવવાની કોશિસને નાણાની તંગીને લીધે ભાગી પાડવા દેવી જોઇતી નથી. એવી તક આપણને વારંવાર મળતી નથી; અને હમણાં જ્યારે તે મળીછે ત્યારે તેનો લાભ ઉતાવળે અને સારી રીતે લેવાનો છે. શક્તિવાન દેશીઓએ કોઇના સમજાવ્યા વગર પોતાની મેળે બહાર આવીને મી. રાજવેદને જોઇતી મદદ આપી કાચનું એક કારખાનું અત્રે ઉભુ કરવું જોઇએ. એ કામનો સઘળો બોજો મરાઠા ગૃહસ્થોને માથેજ પડે નહિ, માટે બીજી વર્ણના દેશીઓએ તેમાં સામેલ થવાની જરૂર છે. તેમ, કર્યાથી તેઓ પોતા તરફના જવાન વિદ્યાર્થિઓને પણ નવાં ઉઘડનારાં કારખાનામાં શીખવા મોકલવાને શક્તિવાન થશે. મી. રાજવેદ કાચ બનાવવાનો હુનર સારી રીતે શીખી તો આવ્યોછે, પણ તે આ દેશમાં ઈંગ્લાંડના જેવી અને અત્રે ઘણી ખપતી બનાવટો કરવામાં કેટલે દરજ્જે ફતેહમંદ ઉતરે છે તે જોવાનું રહ્યુંછે. તેને માટે સલામતી ભરેલો રસ્તો હમોને એ લાગેછે કે, એકદમ મોટો ખરચ કરી સઘળું કામ મોટા પાયા ઉપર ચલાવ્યાની કોશીશ ન કરતાં, અને યૂરોપ કે અમેરિકા સુધીથી પગારદાર માણસોને હમણાંને હમણાંજ ન બોલાવતાં મી. રાજવેદ પોતે એકલો જેટલું કરી શકે તેટલુંજ તેની પાસે હમણા કરાવવા માંડવું તેમાં તે પુરતી રીતે શક્તીવાન માલમ પડ્યા પછી, તેને માટે જોઇયે એટલા મદદગારો યૂરોપ તથા અમેરિકાથી મંગાવી એક મોટું કારખાનું અત્રે ઉભું કર્યાથી તે સારી રીતે પોતાનો નિભાવ કરી શકશે. તેને માટે જોઇતાં નાણાં અહિંયાના સઘળી વરણના દેશીઓએ ઉભાં કરી આપવાં જોઇયે, તથા તે કારખાનામાં સઘળી વરણના જવાનીયાઓને તે હુનર શીખવા માટે દાખલ કરવા જોઇયે. આ એક ઘણી સારી શરૂઆત છે, અને તેના ઉપર હમો મોટી આશા બાંધીએ

છઇએ, કાચ બનાવવાના હુનરના સંબંધમાં ફતેહ મળ્યાથી તેનીજ માફક બીજા હુનરો પણ આ દેશમાં દાખલ કરવાની ઉત્કટ વધશે, અને તેથી અંતે હિંદુસ્તાનની ઉદ્યોગ સંબંધી હાલતમાં મોટો સુધારો થશે. (લોકમિત્ર.)

---

## काश्मीरमां थएलो धरतीकंप.

આ ધરતીકંપ સંબંધી દર અઠવાડીએ જેમ જેમ વધુ હકીકતો મળતી જાયછે તેમ તેમ તેનાથી જાન માલની થયેલી નવી નવી ખરાબીઓના ભયંકર આંકડાઓ અને હિસાબો મળતા જાયછે. તા. ૧૯ મી જુન સને ૧૮૮૫ ને રોજ એક સરકારી રીપોર્ટ મુજબ બારામુલા ખાતે તા. ૧૭ મી જુન ૧૮૮૫ ને દિવસે ધરતીકંપનો એક બહુ સખત આચકો ફરીને લાગ્યો હતો અને તેથી એ શહેરની પુરેપુરી કમબખ્તી થઇ છે. તા. ૩૦ મી મે સને ૧૮૮૫ ના આચકાથી તુટી પડતાં જે ઇમારતો મજબુત હોવાથી બચી ગઈ હતી તોપણ જેઓ બહુ ઢીલી પડી હતી તે આ આચકાથી પુરી થઈ છે. તા. ૧૪ મી જુનને દિવસે એક આંચકો ઇસકારદો ખાતે લાગ્યો હતો. ગઈ વેળા ખબર મળી હતી કે કાશ્મીરમાં ધરતીકંપથી સઘળાં મળીને ૧૫૦૦ માણસોના જીવ ગયા હતા, પણ હાલ ખબર મળ્યા મુજબ માત્ર કામરાજ જીલ્લામાંજ એ કોપથી ૨૭૩૧ માણસો માર્યા ગયાંછે, અને ૬૭૭ જણા જખમી થયાંછે. મુજફરઆબાદના જીલા ખાતે ૨૮૧ માણસો ઘુંદાઈ મુઆંછે અને શહેરમાં ૮૭ જણના જીવ ગયાછે.

કાશ્મીર ખાતે રેસીડંટ કરનલ સેંટ જાન સર્વેથી છેલી ગણત્રીના આધાર ઉપરથી ધરતીકંપથી એકંદર ૩૦૮૧ માણસોના જીવ ગયાનો હિસાબ આપેછે. આ સખતો નાશ જેહેલમ નદીની ખીણમાં ૮૦ માઇલની લંબાઈ સુધીના મુલકમાં ફરી વળેલો જણાય છે. સર્વેથી ભારી ખુવારી બારામુલાની દક્ષિણે આવેલાં બેહુનો અને બરેવાંઓથી વસાયલાં ગામડાંઓમાં થઇછે, જ્યાંના લોક નીચે ગાર ઢોર બાંધીને પોતે બબે મજલાનાં ઘરોમાં રહેતાં હતાં. ૨૫૦૦૦ થી વધારે બકરાં ઘેટાં અને ૮૦૦૦

ગાય ઢોર અને ઘોડા માર્યાં ગયાં છે, તથા કુલ ૭૦૦૦૦ ઘરો તૂટી પડ્યાંછે.

તા. ૧૯ મી જુન ને દિવસે પાછલા પોહોરે શ્રીનગર આતે ધરતી કંપનો એક બીજો સખત આંચકો લાગ્યો હતો જેથી નબળાં ઘરો જમીનદોસ્ત થયાંછે.

બારામુલાની પડોશમાં ૧૦ માઇલની લંબાઈ અને ૮ માઇલની પોહોળાઈ સુધીના મુલકમાં જ્યાં જોઇએ ત્યાં જમીનમાં ચીરા પડેલા જણાય છે, અને ડુંગરો ઉપરથી પથરોના ગોસલાં તૂટી પડેલાં માલુમ પડે છે. આ સઘળી જગા વનસ્પતિથી અને ખેતીથી ભરપૂર છે. ઝાડો મૂળમાંથી ઉખેડાઈ ગયાંછે અને નજદીક દરેક ઘેર જમીનદોસ્ત થયુંછે. દરેક ડુંગર ઉપર પાંચથી પચાસ ઘરોનાં ગામડાંઓ વસેલાં છે, જે ઘરો લાકડાનાં બાંધેલાં હતાં, અને તે સઘળાં તૂટી પડ્યાં છે, સઘળાં મળીને એવા ૮૦ થી ૯૦ ઘરોમાંની અરધી સંખ્યાના ૫૦૦ રેહેવાસીઓ માર્યાં ગયાં છે. કેટલાંક ગામોમાં તો એકે એકે રેહેવાસીનો જાન ગયોછે. પાલહાલન નામે એક મોટા ગામડામાંનાં સઘળાં મળીને ૩૦૦ ઘરોમાંનાં ૧૦૦ તૂટી પડ્યાં છે, તથા ૬૦ રેહેવાસીઓ માર્યાં ગયા અને ૨૦ થી ૩૦ જખમી થયાંછે. આ પાલહાલન ગામ શ્રી નગરની પાડોશમાં આવેલું છે, અને એ બંને ઠેકાણે મળીને ૧૩૫ માણસોની ખુવારી થઇછે. પટન નામે ગામમાં ૧૩૦૦ વરસનું પુરાનું એક બૌધધર્મનું દેહેરૂં હતું તે તૂટી પડ્યું છે, જેના એક મોટા પથરાની લંબાઈ ૧૫ ફીટની હતી. દેહેરૂં પથરનું હતું, જેને બાંધવાને બહુ મહેનત પડી હશે. પણ તેને તૂટી પડતાં એકાદ બે સેકંડ કરતાં વધુ વખત લાગ્યો નથી. આ દેહેરાં ઉપરના પથરો કેટલા બધા જોસ સાથ પડ્યા હશે તે આ ઉપરથી જણાય છે, કે એક પથર જમીનમાં બે ફુટ સુધી ગળી ગયોછે. ઠેકાણે ઠેકાણે જમીનમાં ફાટ પડી છે અને કેટલેક ઠેકાણે માંહેથી કાદવ વિગેરે ઉછળી પડ્યોછે; જે સુકાઈ ગયા પછી તે ઝીણી સફેદ રેતીનો બનેલો જણાય છે. આ કાદવ જોડે પાણી પણ ઉડ્યું હતું અને તેથી આસપાસ પાણી ભરાઈ ગયુંછે.

તા. ૩૦ મી મેને દીને પાછલી રાતથી ધરતીકંપના આંચકા શરૂ થયા તે તા. ૧૭ મી જુન સુધી ચાલુ રહ્યા હેમની સંખ્યા ૮૦ ની ગ-

ણાઈ છે. પહેલા પાંચ છ દિવસમાં આમાંના એકદમ ૪૦ આંચકા ગ-ણાયા હતા. દરેક આંચકા આગમજ ગગડાટના જેવો ધીમો અવાજ સંભળાતો હતો. કેટલીક વખત મોટા ગગડાટ છતાં આંચકો નાનો જણાતો હતો અને કેટલીક વખત ગગડાટ નહિ સરખો હોવા છતાં આંચકો ભારી માલુમ પડતો હતો. આંચકા જેમ દિવસે તેમજ રાતે પણ જણાતા હતા, અને એક લખનાર ગણત્રી આપેછે કે મધરાતે એક, પાછલી રાત્રે ત્રણ, ચાર કે પાંચ વાગે બીજો, ૯ વાગે ત્રીજો, પાછલા પહોરે બે ત્રણ વાગે ચોથો અને સાંજે પાંચમો; એમ આ આંચકા એક પછી એક દરરોજ લાગુ રહ્યા હતા. પાછળથી આ આંચકા દરરોજ ત્રણથી વધારે જણા તા નહતા. (રાસ્તગોફ્તાર. ૨૮—૬—૮૫)

---

## पुस्तकोंनी पहोंच.

હિંદને બ્રિટાનિયા, માને શીખામણ, કલાંત કવિ, સ્વાધ્યાય, મનુષ્ય-મિત્ર, નાગર નિશાળ, રીપનરંગ, રાણી શ્રી અમનાબાઇનો સ્વર્ગવાસ, સં-ભજનતા મેળવવાના સાધન, મુસલમાની રાજ્યનો ટુંક અહેવાલ શિવભમં-જરી, વનરાજ ચાવડાનો ઓપેરા, રૂક્મણી નાટક, ખાત્રી વિશ્વાસ, અને સુરેશ એ પુસ્તકો પહોંચ્યા છે; અને એમાના કેટલાંક વિષે તો અમે વિવે-ચન પણ લખી ચૂકયા છઇએ, પણ દિલગીર છઇએ કે તેના નામ સિવાય બીજા કશાને માટે આ અંકમાં કાંઈ પણ જગા કરી શકતાં નથી.

---

## सारसंग्रह.

એક મહાપંડિતનો સ્વર્ગવાસ—આખા હિંદુસ્તાનમાં વ્યાકરણશાસ્ત્ર પારંગત પંડિત તારાનાથ તર્કવાચસ્પતિનો સ્વર્ગવાસ થયોછે. દેહાવસાન સમયે પંડિતજી કાશીક્ષેત્રમાં જઈ વસ્યા હતા. તેમનું વય ૮૦ વર્ષનું હતું. એમના સરખા વિદ્વાન અને મરતાં સુધી દેશહિત પાછળ મંડ્યા રેહેનારા ઘણાજ થોડા મળી આવશે પંડિતે અનેક ગ્રંથ લખ્યાછે. તેમાં આશુ-બોધ વ્યાકરણ "શબ્દસ્તોમ મહાનિધિ" નામનો કોષ અને "વાચસ્પત્ય

નિધાન" નામનો એક મોટો કોશ વગેરે પ્રસિદ્ધ છે એના મરણના યોગે જે હાન થએલી છે તે સહેજ પૂરાય તેવી નથી. ગાયકવાડ મહારાજે અને ત્રાવણકોરના મહારાજે તેમના પુત્ર ઉપર તારદ્વારા શોકદર્શકપત્ર મોકલ્યા છે.

જુનાગઢનાં રાજ્ય તર્ફથી ઇંગ્લાંડ ખાતે કાયદાનો અભ્યાસ કરવા જતો ઉમેદવાર—એવી ખબર મળીછે કે, જુનાગઢમાંથી જે રાજ્યને ખર્ચે કેટલાએક જુવાનીઆઓને ઇંગ્લાંડ ખાતે ચહડતા દરજાની કેળવણી લેવા માટે, મોકલવાનો વિચાર ત્યાંના નવાબ રાખેછે. આ ઉદારતાનો પહેલો લાભ લેવાને જુનાગઢનો રેહેવાશી મી. ગુલામમહમેદ બાવામીયાં મુનશી તઇયાર થયલો છે. તે અત્રેની એલફીન્સ્ટન કોલેજમાં થોડા વરસ થયાં અભ્યાસ કરેછે, અને તે કાયદાનો અભ્યાસ કરવા માટે પાછલા મેલમાં ઇંગ્લાંડ ગયોછે તેને દર વરસે ૩૨૧૦૦) ત્રણ વરસ સુધી જુનાગઢના રાજ્ય તર્ફથી મળશે, અને જો જરૂર જણાશે તો એક વરસ વધુ આપવામાં આવનાર છે. આજથી ત્રણ માસ પછી જુનાગઢના બે નાગર બ્રાહ્મણો એવીજ સરતે ઇંગ્લાંડ જનાર કહેવાયછે, પણ આમને તે બાબત બહુ શકછે.

જુનાગઢમાં મહોબત મદરેસા ખુલી મૂકવાનો દિવસ. જુનાગઢના નવાબે પોતાના પિતાના સ્મણાર્થે ઉભી કરેલી મહોબત મદરેસા, જેની ઇમારત માટે વજીર બાવદીનભાઇએ પોણોલાખ રૂપીયા એનાયત કર્યાછે. તે હાલ તઇયાર થઇછે, અને જુલાઈ માસની તા. ૧૫ મીએ ખોલી મેલવામાં આવી હતી કલકત્તાની પાઠશાળાવાડો મી. અસરફઅલી, એમ, એ, તે મદ્રેસાના વડા તર્કિ જુનાગઢમાં જઇ પહોંચેલો છે. આ મદ્રેસામાં વિદ્યાર્થિયોને અંગ્રેજી, ફારસી, આરબી, અમે ગુજરાતી ભાષા શીખવવામાં આવશે. વળી તેની સાથે એક બોર્ડીંગ સ્કૂલ જોડવાનો વિચાર નવાબ સાહેબ રાખેછે, જેનો ખરચ રાજ્ય તર્ફથી આપવામાં આવનાર છે.

હિંદુસ્તાનની નવી સરકારી લોન. લંડનથી તા. ૨ જીના એક તારમાં એમ જણાવે છે કે સાડાત્રણ કરોડ રૂપિયાની ત્રણ ટકાની હિંદુસ્તાનની સરકારી નવી લોનો માટે ટેન્ડરો બોલાવવામાં આવ્યા છે. નીકળવાની ઓછામાં ઓછી કીમત ૮૫ ની રહીછે.

જ્વાળામુખી પરવતો. મલાયાના દ્વીપકલ્પ તર્ફ ફુટેછે, અને તેમાંથી ઉડેલા બળતા પથરા, રાખ, પીગળેલો રસ વિગેરે કોલંબોના દરીઆ કાંઠા ઉપર તણાઇ આવેછે.

નવી પ્રધાન ટોળી બનાવવામાં આવી. લારડ સેલ્સબરી નવી પ્રધાન ટોળી સ્થાપવામાં ફતેહમંદ થયોછે, અને તેણે વીંડશર આવીને નામદાર મહારાણીને નીચલાં નામો દાખલ કરવાની દરખાસ્ત કરી હતી અને તે મુજબ નવી પ્રધાન ટોળીના મેમ્બરોના નામ નીચે મુજબછે,

ત્રીજોરી ખાતાનો પહેલો ઉમરાવ (વડો) અને સેકટરી ઓફસ્ટેટ તરીકે મારકવીસ ઓફ સેલ્સબરી, લોર્ડ હાઇ ચેન્સેલર તરીકે સર હારડીંજ સ્ટાનલી ગીફર્ડ, પ્રીવી કાઉનશીલના લોર્ડ પ્રેસીડંટ તરીકે સર સ્ટાફરડ હેય. નોથકોટ. સંસ્થાનોના સેકટરી ઓફ સ્ટેટ તરીકે કરનલ એફ. એ. સ્ટાંનલી. હોમ ડીપાર્મેંટના સેકટરી ઓફસ્ટેટ તરીકે સરરીચર્ડ એક્રોસ. હિંદુસ્તાનના સેક્રેટરી ઓફ સ્ટેટ તરીકે લોર્ડ રેનડોલ્ફચર્ચહીલ, લડાઇ ખાતાના સેકટરી ઓફ સ્ટેટ તરીકે મી૰ ડબલ્યુ. હેચ-સ્મીથ. ચેન્સેલર ઓફધી એકસચેકર સર માઇકલ હીકસબીચ, દરીઆઇ ખાતાના પેહેલા લાર્ડ તરીકે લોર્ડ જ્યાર્જ હેમલટન, પોસ્ટ માસ્તર જનરલ તરીકે લોર્ડ જોન મેનરશ, આયર્લાંડના ચીફ સેકટરી તરીકે મી. આરથર જેઇમ્સ બાલફોર, આયર્લાંડના લોર્ડ લેફટંડ તરીકે મી. એડવરડ મી. જે. ઇ. ફોરસ્ટ કર્યું. શી; અને બોરડ ઓફ ટ્રેડના પ્રેસીડેન્ટ તરીકે ઓનરેબલ ઇ. સ્ટેન હોપ.

નવી રેલવે—બોલાન પાસના ઉત્તર છેડાથી તે કવેટા સુધી ૨૫ માઇલની એક જાથુકની રેલવે લાઇન બાંધવાનો ઠરાવ થયોછે.

સુએજની નેહેરને લગતું કમીશન.—પારીસના તા. ૨૩ મીના તાર પરથી માલમ પડેછે કે સુએજની નેહેરને લગતા કમીશને પોતાનું કામ પૂરૂં કીધું છે. ઇંગ્લાંડે એ નેહેરપર બીજાં રાજ્યનો કાબુ રાખવાનુ કબુલ કીધું છે. પણ તે કાબુ કેવી રીતે રાખવો તે મોટાં રાજ્યોની મુનસફી ઉપર સોંપવામાં આવનાર છે.

જરમની.—જંજીબારના સુલતાન અને જર્મન ઇસ્ટ આફ્રીકન કંપની વચે વાંધો પડવાથી એવી અફવા ચાલેછે કે જર્મન વેપારીના

બચાવ માટે પાંચ આગબોટ રવાને કરવામાં આવનાર છે. તેમાં ૨ આગબોટને તો ખોરાકી, કોલસા તથા દારૂ ગોળા સાથે રવાના કરવામાં આવશે.

સરસ્ટાફરડ નોરથકોટને ખેતાબ.—સરસ્ટારફરે નારથકોટને અરલ આફ આઇડીસલીનો ખેતાબ આપવામાં આવ્યો છે.

મી૦ ગ્લાડસ્ટને ખેતાબ લેવાને ના પાડી—લંડનના તારીખ ૧૭ મી જુનના તારના એક સંદેશામાં જણાવેછે કે, નામદાર મહારાણીએ મી૦ ગ્લાડસ્ટનને અરલનો ખેતાબ લેવાની માગણી કરી હતી; પણ તે લેવાને મી૦ ગ્લાડસ્ટને ના પાડીછે.



## सरकारी जाहेर खबर.

નોટિસ નં. ૧૪ સને ૧૮૮૫—૮૬

વઢવાણ સિવિલ સ્ટેસનની એંગ્લોવરનાક્યુલર સ્કૂલમાંથી ત્યાંના વિદ્યાર્થી કાળીદાસ કુંવરજીએ કબાટ ઉઘાડી માંહેથી રૂ૫-૧૫-૩ની ચોરી કરેલી તે બાબત તપાસ કરતાં તે વાત તેણે કબુલ કરી અને લીધેલા પઇસા પાછા આપ્યાછે પરંતુ તેની તેવી ચાલને લીધે સ્કુલમાંથી રજા આપી ઠરાવ કરવામાં આવ્યોછેકે એને બે વરસ સુધી કોઇ પણ નિશાળમાં દાખલ કરવો નહિ.

તા. ૧૧-૭-૮૫ (સહી) ઇ. જાઇલ્સ.
એ. ઇ. ડ. ભા.

## निशाळोनां इनाम पत्रक.

જા. નં. ૫૪. ૧૮૮૫-૮૬.

ભચાઉઉર્દુ. નિશાળ વારશીક પરિક્ષા વખતે નીચે મુજબ ઉપરાણું કરી ઇનામ વેહેંચવામાં આવ્યું રૂ૧૫ા રા. મૂળશંકર પુરષોદાસ બચો વહીવટદાર તરફથી રૂ૧) ડાક્ટર હીરજી હંસરાજ તરફથી રૂ૦ાા રા. પ્રાણશંકર મત્રભોજ તરફથી રૂ૦ાા રા. ખીમજી તુલજારામ તરફથી રૂ૦-૧૦-૦ રા. મુરારજી વલભજી તરફથી રૂ૦-૧૦-૦ વકીલ વીસારામ દેવજી તરફથી રૂ૦-૧૦-૦ વકીલ લખમશી ઠાકરશી તરફથી રૂ૦ા રા. અમરતલાલ જગદીશ તરફથી રૂ૦ા રા. ભવાનીદાસ તરફથી રૂ૦-૧૦-૦ વકીલ લક્ષ્મણ રીણા તરફથી રૂ૦ાા

વકીલ વલભજી મેગજી તરફથી રૂ ગા પોલીસપટેલ બેચરા ખીમા તરફથી રૂ૦-૧૦-૦ ઠા. કાનજી બેરાજ તરફથી રૂ૦-૬-૦ ઠા. લાલજી કાનજી તરફથી રૂ૦। જોશી પ્રેમજી મોનજી તરફથી રૂ૦॥ હાથીઆણી પલો તથા જેસી તરફથી રૂ૦-૬-૦ ઠા. તેજા દામજી તરફથી—ગુંદાલા. રા મુદ્રા વહીવટદાર એત્રેની નિશાળમાં પધારી ગામના સારા માણસોને બોલાવી કોરીવીશ રૂ૫॥ નું ફંડ કરી ઇનામ વેહેચ્યું—અંજાર કન્યાશાળા. નીચે લખેલા ગૃહસ્થો કન્યાશાળામાં પધારી કન્યાઓની પરીક્ષા લઈ ઇનામ વેહેચ્યું તેની વીગત નીચે મુજબ રૂ૭) રા. રાજારામ રામકૃષ્ણ તરફથી પુસ્તકો વહેચવામાં આવ્યાં. રૂ૫) બુકસેલર અચળેશ્વર ચત્રભૂજ તરફથી પુસ્તકો વહેચવામાં આવ્યાં. રૂ૨) રા. ડાકટર સાહેબ તુલશીદાસ બાંઈ તરફથી આપવામાં આવ્યાં. અહીંના ઠ. બેચર દેવજીના ઘરવાળા બાઈ વાલબાઇ મરતી વખતે પોતાના વીલમાં કન્યાશાળામાં ઇનામ આપવાનું લખી ગએલ તે પ્રમાણે તેમના વકીલ ઠ. ઉમરશીએ રૂ૨૦) ની ચોપડીયો તથા રૂ૫) ના પતાસાં વહેચ્યાં—સુરોદા. અહીંના કારભારી રા. ધનજીભાઇએ સ્વદેશ જતી વખતે નિશાળના ગરીબ છોકરાઓને સ્લેટ તથા ચોપડીયો માટે રૂ૨॥ આપ્યા વારશીક પરિક્ષા વખતે એત્રેના ગામ ધણીએ છોકરાઓને મીઠાઈ રૂ૦-૧૦-૦ ની તથા મહેતાજીને પાપડી રૂ૨॥ ની આપી—વીરાણી. નખત્રાણાના ઇનચાર્જ ફોજદાર મે. ગજી ઉકરડા તથા અફીણના ઇજારેદાર પેથાભાઈ ચેતશી સ્કુલમાં પધારી છોકરાઓને રૂ૦-૬-૦ ના પેંડા વેહેચ્યા—વાંઢીઆ. રા. બચા બાપાપીશ હાથીરામભાઇ તથા ફોજદાર અને મુખ્ય કારભારી રા. સુંદરજીભાઈ નિશાળમાં પધારી છોકરાઓની પરિક્ષા લઈ પેહેલા છોકરાને ગ્રૂ. પીંગળ તથા બાકીનાને રૂ૦॥ ના પતાસાં આપ્યાં—વોંધ. વારશીક પરીક્ષા લઈ ગયા બાદ પટેલ, પુ. અને વેપારીઓં મળી રૂ૪-૧૦-૦ ની મીઠાઈ છોકરાઓને આપી—મેદ્રાર. અહીંના ઠ. બધા ચત્રભુજ સ્કુલમાં પધારી પરિક્ષા લઈ છોકરાઓને રૂ૧॥ ની મીઠાઈ તથા મેહેતાજીને રૂ૧ ની પાપડી આપી. એત્રેના શેઠ ધરમશી પુંજાભાઈ સ્કુલમાં પધારી પરિક્ષા લઈ રૂ૫) ના પુસ્તકો તથા રૂ૨) ની મીઠાઈ વેહેંચી—શીકારપુર. સાધુ મારાજા શ્રી મોહીનાનું મસાણ એત્રે આવતાં બાવી તરફથી રૂ૧ ની

મીઠાઈ છોકરાઓને વેહેંચવામાં આવી—ત્રંબો. રા. કેશવલાલ પીતાંબર અત્રેની સ્કુલ ઉઘાડી લોકોને સમજુત આપી છોકરાઓને રૂ૦ા ની સાકર વેહેંચી—કેરા. શેઠ જેરાજ પીરભાઈ મોટો મેળાવડો કરી ધોરણવાળા છોકરાઓને ચોપડીઓ નં. ૧૨૧ રૂ૯૦) તથા વગરે ધોરણવાળાને ખાંડ મણ ૧।।। રૂ૮) ની તથા મેહેતાજીને પાઘડી રૂ૬ા ની તથા ઇસ્માલ ભીમજી નામના ખોજા છોકરાને ભણે ત્યાં સુધી રૂ૨ા સ્કોલરશીપ કરી આપી છે—ગઢડા. અત્રેની સ્કુલ સ્થાપવામાં આવી તે વખતે રા. થાણદાર તરફથી રૂ૧ ની સાકર વેહેંચવામાં આવી અત્રેના થાણદાર પ્રભુ અને મહાજન વગેરે મળી રૂ૧ નું ઇનામ વેહેંચ્યું—રાપર કન્યાશાળા. રાપરની ગુ. સ્કુલના આસિસ્ટંટ ઇસ્માલ મલુએ ૧-૪-૪ ની મીઠાઈ કન્યાઓને આપી. નીચે લખેલા સદગૃહસ્થોએ રૂ૨) ની મીઠાઈ તથા ચોપડીયો વેહેંચી રૂ૦ા રા. રાગવજીભાઈ તરફથી રૂ૦ા રા. હરજીવન ઉતમરામ તરફથી રૂ૦ રા. હેરીભાઈ તરફથી રૂ૦ રા. કેશવલાલ રૂ૦ રા. હીરાચંદ રૂ૦ા રા. પ્રભાશંકર રેવના મેનેજર તરફથી—ચોબારી. રા. બચો ફોજદાર રામજીભાઇએ રૂ૦ાા ની મીઠાઈ છોકરાઓને વેહેંચી અહીંના મહાજન તથા પ્રભુએ મળી રૂ૧ ની મીઠાઈ વેહેંચી—વીઝાણ કન્યાશાળા. ભુજના જોષી માવજી આત્મારામે કન્યાશાળામાં પધારી રૂ૦ાા ના પેંડા વેહેંચ્યા—ખાખડા. ઠ. સધુ હરદાસ નિશાળમાં પધારી રૂ૦ાા ના પેંડા વેહેંચ્યા—ફતેગઢ. રા. હરીરામ જગમાલ ઓવરસીઅર અને સરવેઅર પીતાંબર વલભજી તથા સરવેઅર બુલાખીદાસ વગેરે નિશાળમાં પધારી પરીક્ષા લઈ મોનીટરને રૂ૦-૨-૦ ની ભુગોળ તથા રૂ૧) ની મીઠાઈ વારશીક પરિક્ષા વખતે મહારાજ ધિરાજ મિરજા મહારાઓશ્રીજી ખેંગારજી બહાદૂર તરફથી રૂ૫) ની ચોપડીયો તથા રૂ૦-૧૦-૦ ની મીઠાઈ વેહેંચી—કટારીઆ. અહીંના પટેલ દામાણીએ પોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ૦ ની મીઠાઈ વેહેંચી.

ઇંગ્રેજી સહી માણેકલાલ સાંકરલાલ દેસાઇ એમ એ.

તા. ૨૦, ૬-૧૦-૦ ,, ઈ. એ. ઇન્સ્પેકટર, પ્રાંત કચ્છ.

## પ્રાંત હાલાર.

જા. નં. ૨૩૬ તા. ૮-૭-૮૪.

જોડીઆ. પ્રુ બહેચર એતશી તથા જેચંદ દેવચંદ રૂ૬) પતાસાં—મોટા વડાલા. ઠા. મોનજી પ્રાગજી તથા જોશી કેશવજી અજરામર તથા સોની ડાહ્યા મોનજી રૂ૦ાા શાકર—કાલાવડ. ધ્રાફાના આજમ વેકસીનેટર ભાઈશંકર મેઘજી રૂ૧-૪-૬ શાકર—ગોંડળ બ્રાંચ. કોર્ટના નાજર આજમ ગૌરજાશંકર દયાશંકર રૂ૦ દાલીઆ—મોટી મારડ. વોરા બુશ વેલજી રૂ૮) રૂમાલ તથા મીઠાઈ—તલગણાં. મીસ્તરી ઝીણા ભીમજી રૂ૦ા શાકર. મેતા કાળીદાસ ડોસા રૂ૧) કેરી—જાળીઆખાપડી. શેઠાણી જમનાબાઈ રૂ૧) મીઠાઈ—ઢાંક. મહાલકારી સાહેબ રૂ૧) મીઠાઈ—મોટીવાવડી. સ્વસ્થાન મોરબીના આજમ પોલીસ કમિશનર સાહેબ રૂ૩) ચોપડીઓ તથા મીઠાઈ—ધુનડા. ગામલોકો તરફથી રૂ૮ાા લુગડાં તથા મીઠાઈ—ધ્રોળ. અનારખાં અનકુવર રૂ૧) મીઠાઈ—ખંભાળીઆ. સ્કૂલ કમિટી તરફથી રૂ૧ાા મીઠાઈ—નવાનગર નં. ૧ વારશીક પરીક્ષા વખતે મહારાજા જામસાહેબ બહાદુરે રૂ૫૮-૧૪-૬ ચોપડીઓ તથા મીઠાઈ—નંબર ૨. જામાં રૂ૩ાા ચોપડીઓ તથા મીઠાઈ બ્રાંચ નં. ૧ લો. રૂ૧૨) ચોપડીઓ તથા મીઠાઈ—બ્રાંચ નં. ૨ જો. રૂ૧૩-૮-૯ ચોપડીઓ તથા મીઠાઈ—બ્રાંચ નં. ૩ જો. રૂ૧૭-૧-૯ ચોપડીઓ તથા મીઠાઈ—સંસ્કૃત પાઠશાળા. રૂ૧૬ા ચોપડીઓ તથા મીઠાઈ—ઉર્દુ મકતબ રૂ૧૫) ચોપડીઓ તથા મીઠાઈ—કન્યાશાળા નં. ૧ રૂ૪૩-૯-૦ ચોપડીઓ તથા મીઠાઈ—કન્યાશાળા નં. ૨ જી. રૂ૨૩-૧૦-૯ ચોપડીઓ તથા મીઠાઈ—કંડોરણા. આજમ માજીસ્ટ્રેટ મહાશંકર શંકરપ્રશાદ રૂ૧-૧૦-૬ પતાસા—મોરબી મુખ્ય અને બ્રાંચ. મહારાજા ઠાકોર સાહેબ તરફથી રૂ૩૦) ટંકારા. મહારાજા ઠાકોર સાહેબ તરફથી રૂ૧૫) શાકર—ધ્રોલ. સ્કૂલ કમિટી તર્ફથી રૂ૨ાા પતાસાં—વ્યાસ હરિશંકર રૂ૫) ચોપડીઓ તથા પતાસાં—કોટડાસંગાણી. તાલુકા તર્ફથી રૂ૧ા પતાસાં—નવાનગર બ્રાંચ નં. ૧ લો. આજમ પોસ્ટ માસ્તર સાહેબે રૂ૧ા મીઠાઈ—સાણુપલી. આટકોટના આજમ મહાલકારી સાહેબ તથા સ્કૂલ કમિટી તરફથી રૂ૧ાા પતાસાં—સલાયા. આજમ મહાલકારી સાહેબ પ્રાણશંકર પરભુદાસ રૂ૧ાા પતાસાં ઠકર ભીમજી હીરજી,

પ્રધાન સુંદરજી શેઠ ડુંગરશી નરશી રૂ૧ાા રમકડાં તથા સાકર—હડીઆ-ણા. રા. રા. શેખહુસેન ખુદાબક્ષ મહેરબાન પોલીટીકાલ એજંટ સાહેબના જ્યુડીસીઅલ કલાર્ક રૂ૧ મીઠાઈ—જોધપર. ગામલોકો તર્ફથી રૂ૧૦-૩-૦ વાગતુ ઘડીઆળ—આધોઈ. ઠકર રામજી જુઠાણી રૂ૦ાા મીઠાઈ—સરધાર. પટેલ જીવન નાગજી રૂ૦ાા પતાસાં—નગર કન્યાશાળા નં ૧ લી. મહેરબાન કાઠીઆવાડના પોલીટીકાલ એજંટ સાહેબ પધારતાં મહારાજા જામસાહેબે રૂ૧૧૮) ચુંદડીઓ તથા મીઠાઈ અને કન્યાશાળા નં. ૨ જી રૂ૪૧) ચુંદડીઓ તથા મીઠાઈ—ગોંડળ કન્યાશાળા. મે. કાઠીઆવા-ડના પોલીટીકાલ એજંટ સાહેબ પધારતાં મહેરબાન નટ સાહેબ રૂ૧૫૦) વીલાયતી રમકડાં રૂ૯ાા મીઠાઈ—રૂ૧૬-૧૦-૦ સાડી—આજમ હેડ મિ-સ્ટ્રેસને રૂ૩૩) આસિસ્ટંટ માનીટરોને કપડાં રૂ૨૪) પટાવાળાને લૂગડાં કુલ રૂ૨૩૨-૨-૦ શાપર. સ્કૂલ કમિટી તર્ફથી રૂ૧ પતાસાં—ધ્રોલ કન્યાશાળા. મેહેરબાન ઠાકોર સાહેબ તરફથી રૂ૪-૧૦-૦ ચુંદડી તથા પતાસાં—કોલકી. મહેરબાન ઉપલેટાના મહાલકારી સાહેબ રૂ૦ાા સાકર—ભાયાવદર. ગામ લોકો તરફથી રૂ૧ાા પતાસાં—મોવૈયા. ખોજા કાયા પ્રેમજી રૂ૧) મીઠાઈ—વીંચલ કરસન જગમાલ રૂ૦ાા મીઠાઈ; મેરાઈ લખ્ખા હીરા રૂ૧) મીઠાઈ—સરપદડ—મહેરબાન ઠાકોર સાહેબ તરફથી રૂ૨) શાકર—ખીરસરા. લોધી-કાના ચાણદાર સાહેબ રૂ૦ાા પતાસાં મહેરબાન તાલુકદાર તરફથી રૂ૧) શાકર—ગઢકા. આજમ વહીવટદાર જેશંકર જીવાભાઈ રૂ૦ા શાકર—વવા-ણીઆ. બૂજના કુંવર કાલુભા સાહેબે રૂ૩) ચોપડીઓ. શેઠ તારાચંદ બ-હેચર રૂ૨) શાકર—ભાડલા. સ્કૂલ કમિટી તર્ફથી રૂ૧) શાકર—ભાટીઆ. રાજશ્રી દામોદર તુલજારામ રૂ૦-૫-૦ શાકર—ખાખરડા. સ્કૂલ કમિટિ તર્ફથી રૂ૧-૪-૦ શાકર ખંભાલીયાના શેઠ ઠાકરશી મુળજી રૂ૧) ખારેક—જોડીયા. આલા ભારમલ તથા ભોજા ભારમલ રૂ૨) શેરડી—ચારણીઆણી બાઈ લાડુએ રૂ૨) શેરડી, ચારણ દેવશી લાખાણીએ રૂ૨) શેરડી—કાલાવડ. મહેરબાન રાઘવ જેઠાણીએ રૂ૩ા રૂમાલ રૂ૧ પતાસાં દોશી વલ્લભજી રત-નશી રૂ૦-૧૦-૦ મીઠાઈ.

અપૂર્ણ.



# દેશીનામું.

દેશી રીતિ કયી કયી જાતના ચોપડા રાખવામાં આવેછે તે દરેકની વ્યાખ્યાઓ; લખવાની રીતો, પાડવાનાં ખાતાંની તથા વ્યાજ,—વારો વાર્યા વ્યાજ મુદ્દાંની વિવિધ રીતો, હુંડી સંબંધી હકિકત, સરતોને તેના પ્રકાર ઇ. ઇ. સરાફી રીતને અનુસરી દરેક મિતોના મથાળે જુદીદાર રકમો આપી નમુના દોરી બતાવવામાં આવ્યાછે. એટલુંજ નહિ પણ શિખનારને તર્ક દોડાવવાની ફરજ પડે એવા બીજા કેટલાક પ્રશ્નો છેવટના ભાગે આપવામાં આવ્યાછે, કે જેથી છઠ્ઠા. ધોરણમાં શીખનાર ઉમેદવારોને તથા વેપારી વર્ગની કોઇ પણ જાતની દુકાનમાં ભાગ લેનાર સખ્સોને સહાયભૂત થઇ પડે. એવી ગોઠવણુથી તૈયાર કરેલું દેશીનામું આ માસમાં બહાર પાડવામાં આવશે. એનું કદ સોળપેજી પૃષ્ટ ૧૨૦) લગભગ થશે. અગાઉથી ગ્રાહક થનાર પાસેથી ફકત આઠ આના કીંમત લેવામાં આવશે. દશે એક નકલ બક્ષીસ મળશે, પંદર કે તેથી વધારે મંગાવનારનું ટપાલ ખર્ચ માફ—પૈસા અગાઉથી મોકલ્યા સિવાય પુસ્તક રવાના કરવામાં નહિ આવે નોટપેઢ પત્ર મોકલવો નહિ. ગ્રાહકોએ જલદી નામ નોંધાવવાં વડોદરા થેક ઘેરી અગર ગુજરાતી સ્કુલ નં. ૨. મેતા પોળ.

છગનલાલ લલ્લુભાઈ.

દેશીનામું પ્રગટ કર્તા.

# ☞ ફક્ત એક રૂપિયો.

જો તમે કદરદાન હો, જો વિત્ત, કરતાં વિદ્યાને તમે કિંમતી ગણતા હો, જો નજીવે પૈસે ઉમદા વિષયો અને ઉંચા પ્રકારનો આનંદ તમારે મેળવવો હોય, તો લીંબડીવાળા મિ० પુરૂષોત્તમ કહાનજી ગાંધી તરફ રૂપિયો મોકલીને તમે શું મંગાવશો?—માસિક સાર સંગ્રહ, માસિક સાર સંગ્રહ, માસિક સાર સંગ્રહ, માસિક સાર સંગ્રહ, માસિક સાર સંગ્રહ.

## ગૂજરાતી ભાષાનું વ્યાકરણ.

આશરે સોળપેજીસ ૧૭૫ પૃષ્ઠ ઉપરાંતનું, વિલાયતી કપડે પાકા પુંઠાથી બાંધેલું, થોડા દિવસમાં છપાવી બહાર પાડવાનું છે. તા. ૧૫—૯—૮૫ સુધીમાં અગાઉથી પૈસા મોકલનાર પાસેથી દર પ્રતે રૂ.૦—૧૨—૦ સદ્‌રહુ મુદતમાં અગાઉથી નામ નોંધાવી પછીથી પૈસા મોકલનાર પાસેથી રૂ.૦—૧૪—૦ અને પાછળથી રૂ.૧—૦—૦ પોસ્ટેજ માફ. દસ નંગે એક પ્રત વધારે આપીશું.

આ ચોપડીમાં હોપકૃત વ્યાકરણને અનુસરીને દરેક બાબત ઉપર વિસ્તારથી વર્ણન કર્યું છે. સંધિ, વાક્ય પૃથક્કૃતિ, વાક્યરચના પદચ્છેદના ઘણા નમુના અને છેવટે મનોરંજનને માટે (૧૨૫) પ્રશ્નો આપેલા છે. આ ચોપડીના મારેજ વખાણ કરવાં એ અવિવેક છે. આ ચોપડીને મહેતાજી સાહેબોનીજ મદદ જોઈએ, માટે મારા આ પહેલા પ્રયાસને ઉત્તેજન આપશોજ. આહીં પોસ્ટ છે. તા. ૧૫—૭—૮૫

કોટડા પીઠા. (કાઠીઆવાડ.) } જીવરામ વી. ઓધવજી ચવારી,

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER

SEPTEMBER 1885.

પુસ્તક ૨૪ મું. સપ્ટેંબર. ૧૮૮૫. અંક ૯ મો.

ગાંતાજી ભણું મીઠું ગુજ નામે તેમ છે કામ;—
કરે અંતે મન ક્ષેત્રની ખરી ખેતી ધરી હામ

અનુક્રમણિકા પૃષ્ઠ

હિંદ અને બ્રિટાનિયા... ...૧૯૩
ધ્યાન આપવાની શક્તિ......૧૯૯
બંગાળામાં ભૂકંપ... ... ...૨૦૪
પુસ્તકોની પહોંચ. ..... ......૨૦૫
સારસંગ્રહ...... ...... ......૨૦૬
જાહેર ખબર......................૨૧૧
નિશાળોનાં ઇનામ પત્રક ...૨૧૪

CONTENTS:

Hind & Brittania ... ...193
Power of Attention. ...199
The Earthquake in Bengal, 201
Notices of New Publications, 205
Pickings from the Press... 209
Departmental Notifications 211
List of Prizes distributed in Schools ... ... ...214



( કેળવણી ખાતાના હુકમથી )

अमदावादमां

ખાખાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની
લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ્ય { (રૂ ૧) વરસનો અગાઉથી. (રૂ ૦)= છૂટક એક અંકના } ટપાલ ખર્ચ જૂદું.

અર ઉપર એક સમે સૂર્યોદય થવાનેજ વખતે એક મહા ભવ્ય દેખાવનો પુરૂષ માલમ પડ્યો. તેનું નામ દેશહિત હતું અને તે સંપૂર્ણ ધીરવીર છતાં ભરતખંડની આધુનિક પરમ દુર્દશા જોઇને તે મહા ખેદમાં ગરકાવ થએલો હતો. તે કાંઇક વ્યાકુળ ચિત્તથી વારંવાર સંતાપ કરતો હતો, કે જ્યાં મારા દેશબંધુઓજ આવા થઈ પડ્યાછે, ત્યાં હું તેમની ઉન્નતિને માટે જેજે વિચારો અને ઉપાયો કરૂંછું તે શા કામનાં? ઉન્નતિ તે કોની કરવી! શું આ સ્વાર્થી, ખુશામતીઆ, અને બાયલા લોકની? આવા લોકની ઉન્નતિ કરવાને બ્રહ્મદેવ પણ શક્તિમાન નથી! આ પ્રમાણે મુઝાતો, ક્ષણે ક્ષણે નિસાસા નાંખતો, અને હૈયાની કેવળ નિરાશામાં આર્યજનનિ જે ભારતી અથવા હિંદદેવી તેને પોકારતો ઉભોછે, એવામાં તે દેવી પોતેજ ત્યાં પોતાના દિવ્ય પણ હાલ છેક પરમ ગ્લાનિને પામેલા સ્વરૂપે પ્રગટ થાયછે. તેના આ હાલ જોઇ, એ ચોંકીને બોલી ઉઠેછે કે "વિના અપરાધની મારી શાપિત માતુશ્રી દેવી, તારી આ શી અવસ્થા છે" અને તેની સાથે છિન્નભિન્ન હૃદયે પૂર્વના ભરતખંડના યશ, કીર્ત્તિ, સમૃદ્ધિ, વિદ્યા, જ્ઞાન, અને મહાપુરૂષો સંભારી પૂછેછે કે એ સઘળું તારૂં ક્યાં ગયું અને તું હાલ આવી કેમ નિર્માલ્ય તથા દયામણી દેખાયછે.

એના જવાબમાં "તે સર્વ બ્રિટાનિયા પાસે છે" એમ બોલી પોતાનાં રાજકિય દુઃખ રડવા માંડેછે, અને જાણે તેજ એની પડતીનું સઘળું કારણ હોય એવો એક જબરો બળાપો બહાર કાઢેછે. એવામાં સૃષ્ટિનો રંગ ઘનઘોર થઈ જાયછે, અને આજવીજના કડાકા તથા ચમકારાની સાથે એકાએક ત્યાં બ્રિટાનિયા દેવી સિંહારૂઢ સ્થિતિમાં આવી પડી, અને હિંદ તરફ ગંભિર પણ તિરસ્કારમય કાંઇક ઓડવાએલ ચેહેરે ફેંડીફાડ જોઇજ રહી. એવામાં આ સિંહ ને હિંદનો વાઘ એક બીજા તરફ ધુરકતા લડવાની તૈયારીપર આવી ગયા. તે જોઈ બ્રિટાનિયા બોલી ઉઠી કે "અરે હિંદ, તું તારા વાઘને પાછો બોલાવી લે. નહિતર હમણાં—" અને તેની સાથેજ હિંદ કકળી ઉઠેછે, અને પછીથી થોડા વખતમાં એ પોતાના વાઘને બોલાવી લેછે ખરી, તોપણ એ બંને દેવીઓ એકબીજા સાથે વાણીના ઝડાકા લેવા માંડેછે તે છેક એ ચોપડીના ૭૫ પૃષ્ટ સુધી ચાલુ રહેછે. એમાં બા-

તત્કાલની તકરારો બંને પક્ષ ઉભરાથી બહાર કાઢેછે, અને તે તેના સંપૂર્ણ રસભાવથી વાંચનારના ચિત્તને તલ્લિન કરી નાંખેછે. બંનેની તકરારો એક પક્ષી પોતાના મમત્વનીજ છે, અને જેમ જેમ તે જારી રહેછે તેમ તેમ પરસ્પર વૈરભાવમાં વધારોજ થતો જાયછે. છેવટે હિંદ પોતાની નિર્બળતા કબુલ કરતી, ચોધાર આંસુથી નાહી ગએલી, તો પણ લાલચોળ આંખે અને ગદગદિત તરડાએલ અવાજે "મારો દહાડો આવશે ત્યારે હું તને જોઈ લઈશ" એમ બોલતી બોલતી તે સ્થળેથી જવાની તૈયારી કરે છે એટલામાં મિષ્ટ મનોહર ગાયનથી પોતાનું આગમન સૂચવી પરમ સુંદરતાનું પાત્ર જે સ્વતંત્રતા દેવી તે વાયુના વેગને પણ હઠાવે એવા એક મહા તેજોમય અગ્નયસ્ત્ર ઉપર બેસીને ત્યાં આકાશમાંથી ઉતરી પડેછે.

આ સ્વતંત્ર દેવીને જોતાંજ સ્વદેશહિતે તુર્ત પોતાનું માથું તેનાં ચરણાંબુજે નમાવ્યું. હિંદ તો આ દેવીને ઓળખીએ નહિ, પણ તે કોઈ દેવાંશી છે એટલુંજ જાણી તેને યોગ્ય પ્રણામ કર્યા. તે કે સ્વીકારતાં સ્વતંત્ર દેવીએ પણ મૂગે મોઢેજ પ્રતિપ્રણામ કર્યા, પણ તેનાં હસતાં પ્રેમ મગ્ન લોચનોમાં જાણે એમ કહેતાં હોય કે હિંદ, તું માન અને પ્રીતિ એ બંનેને પાત્રછે એમ દેખાયું.

બ્રિટાનિયાને તો એના સાથે જૂનું ને ગાઢું ઓળખાણ હોય એમ જણાયું, પણ તે કોણ જાણે કેમ એને જોતાંજ એવી બીહીલી પડી ગઈ કે તેનાથી સાધારણ માણસાઈની રીતનોએ કાંઈપણ આવકાર થઈ શક્યો નહિ. ઉલટી બ્રિટાનિયા તેનાથી કાંઈ બીહીતી હોય એમ જણાયું, કેમકે તે પોતાનાં હથીઆર સજ્જ કરી સાવધપણે તેની તરફ ઘુરકતી ઉભી. પણ જાણે એના અસ્ત્રશસ્ત્રોને તે તૃણવતજ ગણતી હોય એમ એની આ ચેષ્ટાની કાંઈપણ પરવાહ ન રાખતાં કાંઈ તિરસ્કારની સાથે સ્વતંત્રતા દેવીએ કહ્યું કે "કેમ, પ્રિય બ્રિટાનિઆ, તું અહિયાં શું કરેછે? આ ગરીબ બાપડીને વિના પ્રયોજન તું સતાવવા શિદ બેઠીછે, કે જે વેળા તું તારૂંજ ઘરઆંગણામાં રહી સંભાળે તો સારૂં." આ ઉપરથી તે બડકીને કેટલીક પડપૂછ કરેછે અને તે પ્રસંગે જે વાતચિત થાય છે તે ઉપરથી માલમ પડેછે કે બ્રિટાનિયા ને સ્વતંત્રતાદેવી એ પૂર્વે એકબીજાના સહાયક, પણ હાલ કેટલેક

દરેકજે વિરોધી થઈ પડ્યાંછે. સ્વતંત્રતા દેવી કહેછે કે તું મને તારી શત્રુ ગણેછે એજ તારી ભૂલછે અને તારૂં ખરૂં હિત મારી સાથે મિત્રતા રાખવામાંજ રહેલું છે. પણ બ્રિટાનિયાને એ વાતની સમજ ન પડવાથી સ્વતંત્રતાની સાથે હુંકારા ટુંકારાપર આવી જાયછે. પણ તે દેવી પોતાનું ભયંકર રૂપ દેખાડી એના સામી એવી એક કરડી નજર ફેંકેછે કે તે પોતાનો સઘળો હુંકારો છોડી કરગરીને કહેવા લાગેછે કે આપણા સંદીપણામાં તારે આમ મારી તર્ફ ક્રૂર નજરથી જોવું એ તને છાજતું નથી. મહા તેજસ્વી પણ સદા હસમુખી દેવી સ્વતંત્રતા હસીને કહેછે કે તું તારૂં હિત સમજતી નથી તેથીજ આમ બોલેછે, પણ હાલતો હું તારી જોડે લડવા નહિ, પણ આ હિંદ સાથનો તારો ટંટો પતાવવાજ હું અત્રે આવીછું, એમ કહી તેણીએ હિંદ તર્ફ પોતાની નજર ફેરવી, અને પ્રેમમેય વાણીથી પુછ્યું કે બાઈ, તને શું દુઃખછે તે કહે.

હવે હિંદ તો સ્વતંત્રતા દેવીને બ્રિટાનિયાની બ્હેનપણી છે એમ જાણ્યું સારથી મ્લેચ્છ પક્ષનીજ ગણવા લાગી હતી, પણ જ્યારે આમ પોતાને પૂછ્યું ત્યારે તેણીએ ધ્યાન ધરીને જોયું તો માલમ પડ્યું કે એ તો જગતનું કલ્યાણ કરનારી પરમદયાળુ શક્તિછે. તેની સાથેજ તે પોતાના હમેશના શુદ્ધ ભક્તિભાવના સ્વભાવને અનુસરી તે મહાદેવીને ચરણે નમી, અને કહ્યું કે તારી ઉપાસના મારા સિરસાટેછે. આ ઉપરથી સ્વતંત્રતા દેવીએ પ્રસન્ન થઈ કહ્યું કે બોલ, તારી શી ઇચ્છાછે? આવી વરદાઈ પણ હજી પ્રચ્છન્નરૂપમાંજ નીકળેલી વાણી સાંભળીને હિંદ જે સ્વભાવે સુધી, ઊંચી લાગણીઓ વાળી, અને ઘણા દુઃખે અધીર થઇ રહેલી હતી, તે એકદમ માગી ઉઠી કે મને બ્રિટાનિયાથી મુક્ત કરો. મહાદેવીએ કહ્યું કે તું હજી સ્વતંત્ર થવાને શક્તિમાન થઈ નથી, અને તેમાં તારૂં હિત પણ હાલ જરાએ નથી. હિંદે પોતાની શક્તિ તથા યોગ્યતાની બારે બારે વાતો કરવા માંડી, પણ તે સ્વતંત્રતા દેવીએ શાંત પણ મજબુત તકરારોથી સઘળી તોડી પાડી, અને જ્યારે વાદવિવાદમાં વાજબી રીતે એક અક્ષર પણ બોલવાનો રહ્યો નહિ, ત્યારે બિચારી હિંદ રડી પડી એટલુંજ બોલી દિલાસો દેવા લાગી કે ઇશ્વરને કાંઈ અશક્ય નથી, અને હું ગમે એવી અ-

બોગવ્યું છું તોપણ તે પોતાના કૃપાભાવથી કોઈ બેજા પણ મારા દુઃખ નિવારણ કર્યા વિના નહિજ રહે. આ પ્રસંગના પચ્ચાશિક પાના સઘળા દેશાભિમાની તરુણોએ લક્ષ પૂર્વક મનન કરવા જોગછે.

આ પ્રમાણે પોતાની નિર્બળતા કબુલ કરી હિંદ જ્યારે ચૂપ થઈ બેઠી, ત્યારે બ્રિટાનિયાનું ચડી વાગ્યું, અને તે હર્ષથી કહેવા લાગી કે, બહેન સ્વતંત્રતા દેવી, તેં આ બેસીને આજ ઠીક ઝાપટીને નરમ પાડી, અને હું પણ એને વારંવાર એજ કહુંછું કે હું જે તારી ઉપર સત્તા ભોગવુંછું તે તારા ભલાનેજ માટે છે, અને મારે તો એમાં કાંઈપણ સ્વાર્થ નથી. એમ કહી તે પોતાના ગુણાનુવાદ ગાવા પોતે મંડી જાય છે, પણ સ્વતંત્રતા દેવી તેનું ટાહેલું વધારે ચાલવા ન દેતાં તેનું સ્વાર્થિપણું પચાશિક પાનાના લાંબા ભાષણથી ઉઘાડું પાડેછે. એમાં કેટલેક ઠેકાણે તો અતિશયોક્તિજ છે, અગરજો વસ્તુતઃ એમાં કેટલુંક સત્યછે. તોપણ એ ભાગ આટલોબધો લંબાવ્યો નહોત, તો વધારે સારૂં થાત એમ અમારૂં નમ્ર મતછે. એવા વિસ્તારથી જે હેતુ ગ્રંથ સમાપ્તિએ થવા ધાર્યોછે તે હેતુ ઉલટો વધારે દૂર જાયછે.

આ પોતાની પૂર્વપીઠિકા બ્રિટાનિયાને વજ્રપ્રમાણ જેવી લાગેછે, પણ તેમાં કાંઈ સબળ વાંધો ઉઠાવી શકાય એવું નહોવાથી તે કાંઈ બોલતી નથી, પણ તજવીજથી એટલુંજ કહેછે કે દેવી, તારા કહેવાથી મેં ઘણું જાણ્યું છે, તે ખરી દલીલો બતાવી છે, પણ આ રાંકડી હિંદને તું આશ્રય ન આપે, તો એનામાં કાંઈ શક્તિછે ખરી, અને એને સહાય થવાનું તને શું કારણ પડ્યું છે. અમારો કલહ અમે બંને સારી રીતે સમજી શકત નહિ!" આ સાંભળી મહાદેવી તપી ઉઠી, ને "નહિંજ ! જો તેમ હોત, તો આટલો કાળ વીતત ? કદી નહી!" એમ કહી હિંદ રાંકડી નથી, પણ ઉંચા ગુણવાળી શૂરવીર બહાદૂર છે એમ તેના પૂર્વના ઇતિહાસ ઉપરથી પ્રતિપાદન કરે છે, અને પછી પોતે ફ્રેંચ પ્રકૃતિશોભના સમાનનું પોતાનું ચંડી સ્વરૂપ દેખાડી તેને કહેછે કે બોલ તારે શું મારા આ સ્વરૂપની સાથેજ આથડવાની ઇચ્છાછે. આ જોઈ બ્રિટાનિયા નરમ પડી વિનય પૂર્વક કહેછે કે હે સ્વતંત્રતા દેવી, નહિ, નહિ, મેં કદી તારા સામા મમત પકડ્યા નથી, ને ધરવાને

ચાહાતી પણ નથી. એમ કહી હિંદનું ખરૂં હિત થાય તે પ્રકારે રાજ્ય કરવાને તે કબુલ થાયછે.

તે ઉપરથી સ્વતંત્રતા દેવી હિંદને પુછેછે કે આ ગોઠવણ તારે કબુલ છે. પ્રથમ તો હિંદ પાછી પોતાને મદે ચડેછે," એને ઠેકાણે ગમે તે કોઇ બીજો, પણ એ તો નહિજ" એવા મમત ચલાવે છે, પણ છેવટે સ્વતંત્રતા દેવીના બોધથી પરિપૂર્ણ ઇનસાફ મળે તો બ્રિટાનિયાને આધીન રહેવા પોતાના ખરા દિલથી કબુલ થાયછે. હવે એટલુંજ બાકી રહ્યું હતું કે આ બ્રિટાનિયાની કબુલાત પ્રમાણે યથા ન્યાયે રાજ્ય કરી શકે એવા કોઇ મહા પુરૂષને ખોળી કાઢવો. સ્વતંત્રતાએ કહ્યું કે જો તારી ભાવના શુદ્ધછે તો એવો પુરૂષ પણ હું તને મેળવી આપુંછું. આટલું તે બોલી નહિ એટલા. માંજ પર્વતમાં મધુરૂં ગાયન થયું, સર્વ સ્થળેથી આનંદના વાજિત્ર વાજવા લાગ્યાં, અને ચોપાસથી પુષ્પોના બહેકાટથી મગજ તર થઇ જતું હોય તેમ વાયુ વા'વા માંડ્યો. જ્યાં આ મહાત્મા મંડળી મળી હતી તેની પડોશમાંથી એક દિવ્ય સિંહાસનપર વિરાજિત થએલા એક પુરૂષને ઉચકીને બે અપ્સરાઓ બહાર નીકળી આવી, અને પર્વતથી અધર તે સિંહાસનમાં વિરાજમાન થએલા પુરૂષને ઉચકીને ખડી રહી. જેના મસ્તકપરછે શ્વેત છત્ર, મુખપર સત્ય પ્રતિજ્ઞાનું તેજ, ને મેઘ જેવું શિતળ છે જેનું સ્વરૂપ તેને જોતાંજ સૌ વિસ્મય થયા" મહાદેવી બ્રિટાનિયાપ્રતિ બોલ્યાં જો આ તારો તેજ પુત્ર કે જેના ઉપર દેવતા પણ આજે પુષ્પ વૃષ્ટિ કરેછે. એ મહાપુરૂષને તું હિંદના પુત્રનું રાજ્ય સોંપ કે જે સર્વ સ્થળે જય પ્રવર્તાય ને સર્વ સ્થળે એવોજ આનંદ થાય, અને તે આનંદથી આ પુરૂષને નીરખી ગર્જના કરવામાં આવે કે રીપન્ રાજેંદ્ર દીર્ઘાયુ ભવ" આ પ્રમાણે આ દિવ્ય મૂર્તિ રીપનને ભરતખંડનું રાજ્ય સોંપતાં તે તથા બ્રિટાનિયા બંને સુખી થયાં, અને "હિંદબ્રિટાનિયાની સામ્રાજ્ય કીર્તિ અવિચળ રહો" એવા હર્ષ યુક્ત નાદ સર્વેના અંતઃકરણમાંથી ઉઠી ગગનમાં ગાજી રહ્યા.

આ પ્રમાણે આ સારાંગસુંદર વાર્તા પુરી થાયછે. પંદર વીશ વર્ષ ઉપર બાજનું લાગી કે ધારને કાંઇ નામનું રેલ'તુંજ એક માસિક નીકળતું

હતું તેમાં જાતના ઇંગ્રેજ પણ બધી રીતે દેશી રૂપ થઈ વસેલા પરમોત્સાહી વિદ્વાન મુરાદઅલીની કલમથી લખાતો "Mountain Top" (ગિરિશિખર) એ નામનો વિષય જેણે વાંચ્યો હશે તેને કહેવાની જરૂર નથી કે આ પુસ્તક તેની છાયાને આધારેજ રચેલું છે, અને તે વિષય જ્યાંથી અપૂર્ણ રહ્યો હતો ત્યાંથી એવી તો રસિક રીતે આગળ ચલાવી લીધોછે કે જો એ સ્વર્ગવાસી નર અત્યારે જિવતો હોત, તો તે જાતે પણ આ જોઇને રાજી થયા વિના રહેત નહિ. લાર્ડરિપનનો સંબંધ જોડી દઇ આ વાતને ઘણુંજ શિક્ષણીય તથા મનોહર રૂપ આપી દીધુંછે, અને તેને માટે તથા આ પુસ્તકની સઘળી પોતાની રચનાને માટે એના લખનાર ભાઇ ધનછારામ સુરેરામ દેશાઈ ગૂજરાતી પત્રના તંત્રીને ખરેખરી શાબાસી ઘટે છે.

---

## ધ્યાન આપવાની શક્તિ.

આ શક્તિનું મહત્વ થોડાજ શિક્ષક હજી બરાબર સમજે છે. માણસના મનની સઘળી શક્તિઓમાં આ સર્વોપરી તથા વિદ્યાભ્યાસ કે સંસારી કામકાજમાં જ્યાં જુઓ તો સૌથીજ વધારે ઉપયોગી છે. એ મનની એક પ્રથક્ શક્તિ નથી, પણ સઘળી શક્તિઓને દોરવનાર તથા સફળ કરનાર આત્માની એક અદ્વિતીય શક્તિછે. બીજી સઘળી શક્તિઓને ચલન વલન પમાડનાર એજછે. એ વડે મન એક વસ્તુ ઉપર એકાગ્રતાથી જોઇ શકેછે, અને જેમ સૂર્યના કિરણોને એક બિંદુ ઉપરજ એકાગ્ર કરવાથી તે મહાબળવાન થઇ પડેછે, તેમ માણસના મનનું જોર પણ આ શક્તિના પ્રમાણમાંજ વધતું ઓછું દીઠામાં આવેછે.

ધ્યાનનીશક્તિવિના બીજી મનની કોઈ પણ શક્તિ પોતાનું કામ કરી શક્તી નથી. ધ્યાનશક્તિ એ બુદ્ધિનું મૂળ ચૈતન્યછે, અને જગતમાં જે જે મહા બુદ્ધિશાળી પુરૂષો વખણાઇ ગયાછે તે બધાનું સામાન્ય લક્ષણ એ હતું કે તેઓ પોતાના ધારેલા વિષય ઉપર એકાગ્રતાથી અખેડ ધ્યાન ઘણા વખત સુધી આપી શકતા હતા. સ્મરણ શક્તિનો પણ જોવા જઇશું તો એ ઓજ મૂળ પાયોછે. જેમ એક વસ્તુ ઉપર વિશેષ લક્ષ રાખવામાં આ

વેછે, તેમ તે વધારે યાદ રેહેછે, અને તેથી ફલાણાની સ્મરણશક્તિ સારીછે એમ જ્યાં બોલીએ છઇએ, ત્યાં ઘણું કરીને તો એમજ સમજવું કે તે જે જે વિષયો ભણેછે તે ઉપર ભણતી વખતે એકાગ્ર અને અખંડ લક્ષ આપી શકેછે.

ધ્યાનશક્તિનું જોર એટલું બધું છે કે જો માણસનું મન એકાદા વિષય ઉપર સંપૂર્ણપણે લાગેલું હોય તો તેને શારીરિક દુઃખો પણ કાંઇ જણાતા નથી. રાબર્ટહોલ નામના એક ઇંગ્લાંડના ધર્મવક્તાને વાસ્તે એમ કહેવાયછે કે તેને મહા વેદના કારક એક રોગ હતો, તો પણ જ્યારે વક્તાસન ઉપર ચડી તે બોધ કરવા માંડતો, ત્યારે તે તેમાં એવા તો તલ્લિત થઇ જતો કે તેને તે સમે આ રોગની વેદના જરા પણ જણાતી નહિ. અને આતો એક જગત મશહુર વાત છે કે સિપાહીઓ રણસંગ્રામમાં જ્યારે ઘૂમતા હોયછે ત્યારે તેમના ઉપર જે સાધારણ ઘા પડેછે તેનું તેમને કાંઇ પણ ભાન રેહેતું નથી જ્યારે લડીને પરવારેછે ત્યારેજ તે તેમના જાણવામાં આવેછે. ''

અર્થાતઃ—ધ્યાન શક્તિનું અગત્ય જેટલું ગણીએ તેટલું થોડુંછે. બાળકને ધ્યાન આપવાની ટેવ પાડવી એના જેવી બીજી કોઇ પણ કેળવણી નથી, અને તેથી શિક્ષકોએ ગમે તે જાતના અભ્યાસમાં પણ ધ્યાન આપવાનીજ ટેવ પાડવા બનતી મહેનત કરવી જોઇએ.

ધ્યાનને ઉત્પન્ન કરનારાં બે કારણોછે. ૧ લું વિષયનું આકર્ષણ. ૨ જું પોતાનું ઇચ્છાબળ. એમાં પોતાના ઇચ્છાબળેજ ધ્યાન આપી શકવું એ ખરૂં પુરૂષાર્થછે; અને એમ જ્યારે માણસ કરી શકે ત્યારેજ તેની ધ્યાન શક્તિ કેળવાએલીછે એમ કહી શકાય. ઉપર જે આપણે ધ્યાન શક્તિનાં વખાણ કર્યાં તે આ પ્રકારની-પોતાની ઇચ્છાને સંપૂર્ણ આધીન એવી જે ધ્યાન શક્તિ-તેનેજ વિશેષે કરીને લાગુ પડેછે. જે માણસ પોતાના ઇચ્છાબળથી ગમે તે વિષય ઉપર અને ગમે એટલું ધ્યાન આપવાની શક્તિ ધરાવેછે, તે આ જગતમાં ઘણો બળવાન અને સઘળી સિદ્ધિનો ધણી થવા જોગછે. એને કાંઇ અસાધ્ય નથી. એ શક્તિ પ્રાપ્ત થઇ કે તે આપો આપ મહાત્મા થઇ ગયો. પણ એ શક્તિ મેળવવીજ મહા દુર્લભછે. મા-

ણુસના મનની સઘળી શક્તિઓમાં ધ્યાન શક્તિ ઘણીજ મોડી પ્રફુલ્લિત થાયછે. તોલન શક્તિ અને તર્ક શક્તિ કેળવાઇ રહેછે ત્યાર પછી પણ કેટલેક કાળે અને ઘણા અભ્યાસથીજ આ શક્તિ પરિપક્વ થાયછે, અને ત્યારે પણ પોતાના મનના દૃઢ આગ્રહવિના તે કામ કદી પણ બરાબર થઇ શકતું નથી; કેમકે એ શક્તિનો સઘળો આધાર ઇચ્છાબળની ઉપરજ રહેલોછે અને જો માણસ પોતાનું ઇચ્છાબળ બરાબર વાપરે નહિ, તો એ શક્તિ શી રીત જોઇએ તેવીતો પ્રફુલ્લિત થઇ શકે? પુખ્ત ઉમરના પણ આપણે ઘણા જણ એવા જોઇએ છીએ કે જે લાંબા વખત સુધી એક વિષય પર પોતાનું ચિત્ત રાખી શકતા નથી; અને સહેજમાં કંટાળી જાયછે. કેટલાક તો એવા કાચા મનના હોયછે, કે કોઈ વાત અણગમતી હોય, તો તે ઉપર પોતાનું મન લગાડી વિચારજ કરી શકતા નથી—જાણે વિચાર ન કરવાથી તે અપ્રિય બનાવ બનતો અટકવાનો હોય. ધ્યાનશક્તિની આવી કાચ્ચેટાથી આફતની વેળાએ બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ, તેને બદલે તેઓ છેવટ સુધી તે વાતના વિચારોને જાણીજોઇને દૂરનાદૂરજ રાખે છે, અને જે દુઃખો અગાઉથી થોડો વિચાર કર્યો હોત, તો દૂર થઇ શકત, તે દુઃખના તેઓ ભોગ થઇ પડેછે. ગમતા કે અણગમતા વિષયો ઉપર વિચાર બરાબર કરી શકાય ત્યારેજ જાણવું કે ધ્યાનશક્તિ ઇચ્છાબળને બરાબર વશ થઇછે.

હવે, મનની સઘળી શક્તિઓમાં આવી જે મોટી, દુર્લભ, અને પારસમણિ સરખી અમૂલ્ય, તેને શી રીતે કેળવી શકાય તેનો કાંઈ વિચાર કરીએ. આ શક્તિ બાળકોમાં તો પ્રથમ નહિ જેવીજ હોયછે, અને તેમ હોય તેમાં કાંઈ આશ્ચર્ય નથી. આ સમે એનામાં ઇચ્છાબળ હજી કાંઈ પણ કેળવાએલું નથી. આ સમે તો વિષયના આકર્ષણથીજ તેનું ધ્યાન ખેંચી શકાય એમછે. માટે બાળ કેળવણીમાં તો શિક્ષકે પાઠ એવી રીતે રચવા જોઇએ કે છોકરાનું ધ્યાન તે તરફ આપોઆપજ ખેંચાય. આ સમે ધમકી કે ઇનામની લાલચ આપી ધ્યાન આપવાનું બાળકને કહેવું એ નિરર્થક છે. આ સમે "ધ્યાન આપો" એમ આજ્ઞા કરવાને બદલે શિક્ષકે તો એમ કરવું જોઇએ કે છોકરાં રમત મૂકીને પણ એની વાત સાંભ-

જવાને દોડ્યા આવે. બાળ કેળવણીને માટે તો કિંડરગાર્ટન નામની જે પદ્ધતિ કહેવાય છે તેજ બરાબર યોગ્યછે. આ સમે તો છોકરાં જાણે કે અમે રમીએ છીએ, અને તેની સાથેજ તેને ઉપયોગી જ્ઞાન તથા મનની કેળવણી મળતી જાય એમ શિક્ષકે કરવું જોઇએ. પુષ્કળ પ્રદર્શન અને તેની સાથે સામાન્ય જ્ઞાનના પાઠ એજ બાળ કેળવણીનું પહેલું પગથીઉં છે. પછીથી પણ પ્રદર્શન તો જારી રહેવુંજ જોઇએ પણ તેની સાથે હરકોઇ જાતના પાઠને રસિક કરવાની કળા શિક્ષકને આવડવી જોઇએ. પાઠને રસિક કરવામાં અને મનની શક્તિઓને કેળવવામાં શબ્દ ચિત્રણના જેવું એકે બીજું હથીયાર નથી. શબ્દચિત્રણની કળા સઘળા શિક્ષકોએ મેળવવી જોઇએ. એની ઉપરેજ પાઠના રસિકપણાનો ઘણોખરો આધાર રાખેછે. પ્રદર્શન, શબ્દચિત્રણ, અને સૂચક પદ્ધતિ એ ત્રણેવાનાં જોઇએ તેવી રીતે મળ્યાં, તો પછી બાળકોના મન પાઠ સાથે તલ્લિન થઇ જવામાં કાંઇપણ બાકી રહેતું નથી, અને બેશક જો શિક્ષક એ ત્રણે હથીઆરને વાપરવામાં કુશળ હોય છે, તો બાળકો હોંસે હોંસે ભણેછે, અને તેમના મનને ઉત્તમ કેળવણી મળેછે.

કદાપિ કોઇ પૂછશે કે આ તો ક્રિયાના આકર્ષણથી ધ્યાન ખેંચવાની વાત થઇ, પણ બાળકો પોતાની ઇચ્છાને બળેજ ધ્યાન આપે તેમ તો કાંઇ થયું નહિ. એ ખરૂંછે, પણ વિષયાનુસારી ધ્યાનશક્તિ કેળવાવાથીજ ઇચ્છાનુસારી ધ્યાનશક્તિનો પાયો રોપાય છે. મનની બીજી શક્તિઓની પેઠેજ ધ્યાન આપવાની શક્તિ પણ મહાવરાથી ધીમે ધીમે વૃદ્ધિ પામે છે. પહેલાં જેનું મન પાંચ મિનિટ પણ એક વિષયપર ઠરીને બેસતું નહોતું, તે હવે અર્ધા કલાક સુધી હરઘડી એક વિષયનો વિચાર કરી શકેછે. રસના કારણથી તો રસના કારણથી, પણ અર્ધા કલાક સુધી પોતાના મનને એક બાબત ઉપર રોકી રાખવાની શક્તિ આવી એ મોટી વાત થઇ, અને એટલું ઇચ્છાબળ કેળવાયું છે, તો હવે આ સમે નીરસ બાબત ઉપર પણ એ ધારશે તો પાંચ દશ મિનિટ પોતાનું મન રોકી શકશે. હવે આ સમે શિક્ષકની ચતુરાઇજ એમાં રહેલીછે કે વિષયાનુસારી અને ઇચ્છાનુસારી બંને ધ્યાનશક્તિઓને તેના ગજા પ્રમાણે કામ આપવું. આ સમે અધિક

વિષય ઉપર પણ લક્ષ આપવું પડે એવા નાના નાના પાઠ કે મનોયત્ન આપવા, અને તેમ કરવા જ્ઞાનની તૃષ્ણાથી, નંબરની લાલચથી, કે શિક્ષકના વખાણ કે ભયના કારણથી નિશાળીયાઓ દોરાશે. આ સમે આવી ઇચ્છાનુસારી ધ્યાનશક્તિનો ખપ પડે એવા વિષયો ઉપર તેમણે ધ્યાન આપ્યું છે કે નહિ તેની અંતથી તપાસ રાખવી. ઘેર લખવા આપેલા મનોયત્ન વિગેરે ઉપર તો શિક્ષકે ખસુસ લક્ષ આપવું, કેમકે તેજ ઇચ્છાનુસારી ધ્યાનશક્તિને કેળવનારાં સાધનો છે. જેમ જેમ બાળકોની ઉમર વધતી જાય, અને જેમ જેમ ઇચ્છાનુસારી ધ્યાનશક્તિ વધતી જાય, તેમ તેમ તેનો ખપ પડે એવા પાઠ વધારતા જવું અને તેવાં કામ વધારે બતાવતા જવું. પણ તેમ કરતી વેળા છોકરાઓની શક્તિનો બરાબર વિચાર કરવો, અને તેને ભારે પડવાથી નિરાશ કે કંટાળી જાય એમ કરવું નહિ. કેમકે એમ થવાથી તો ઇચ્છાનું સારી ધ્યાનશક્તિ કેળવવાને બદલે પારકાના બળાત્કારથીજ કામ કરવાની ટેવ પડશે. તેમજ પોતાની શક્તિ છતાં છોકરા આળસ કરે, તો તે પકડી પાડવામાં પણ કદી શિક્ષકે પછાત પડવું નહિ. આ પ્રમાણે ચતુરાઇથી વર્ત્તે તો ધીમે ધીમે પણ અચૂક છોકરાઓની ઇચ્છાનુસારી ધ્યાનશક્તિ કેળવાતી જાય, અને છેવટે તેઓ પાંચ છ કલાક સુધી પણ એક વિષય ઉપર પોતાનું મન ચોંટાડવાને શક્તિમાન થાય. જર્મન વિદ્વાનો દહાડામાં ૧૮ કલાક એટલે સુવાના ૬ કલાક સિવાય બીજો બધોજ વખત અભ્યાસમાં અને તે પણ ઘણુંકરીને એકજ વિષયના અભ્યાસમાં ગાળી શકેછે. તેનું કારણ એજ કે તેઓની ધ્યાનશક્તિ સ્વભાવ અને અભ્યાસથી ઘણીજ કેળવાએલી હોયછે. એમ જે કહેવાય છે કે શાળાઓનું કામ ભણાવવાનું નથી પણ પોતાની મેળે ભણવાની શક્તિ તેમનામાં આણવી એજ છે, તેનો અર્થ પણ મુખ્યત્વે એજ થાયછે કે ધ્યાનશક્તિને કેળવવી. આપણે સાધારણ બોલવામાં કહીએ છીએ કે ફલાણાની તો ઠરેલ બુદ્ધિછે, પણ તેનો વિચાર જોઈશું તો એજ અર્થ નિકળશે કે ઠરીને લાંબા વખત સુધી એક વિષય ઉપર વિચાર કરવાની શક્તિ તે માણસમાં છે અને તેથી તે જે કામ મનપર લેછે તેમાં તે સિદ્ધિને પામેછે. યોગીઓની સિદ્ધિનું વાસ્તવ્ય ગમે તેવું હો, પણ એ વાત તો

મરી કે ધ્યાનશકિતને તેઓ પુરૂષાર્થનું મૂળ ગણેછે તે વાસ્તવિકજ છે. શિક્ષણ શાસ્ત્રમાં તો ધ્યાનશકિત એ મહા અદ્‌ભૂત પરાક્રમ ભરેલીછે એમાં કાંઇ શક નથી.

---

## बंगाळामां भूकंप.

કલકત્તા ખાતે તા. ૧૪ મી જુલાઈ ને મંગળવારે રાતના શેહેરના કેટલાએક ભાગમાં ધરતીકંપ થયો હતો. સવારના સાડાછ વાગ્યાથી તેનો અવાજ ચાલું રહ્યો હતો, એટલામાં એક ધરતીકંપનો સખત આંચકો એ શહેરપર ફરી વળ્યો મોડા ઉઠનારાઓ પથારીમાંથી નીચે ગબડી પડ્યા હતા અને ઇમારતોના બીજા ને ત્રીજા માળો ધ્રુજી ગયા હતા. ઝડપમાં જે કપડાં હાથ આવ્યાં તે આંગપર વીંટાળી લઇ ઘણાં એક કુંટુંબો બહાર રસ્તાપરે નીકળી પડ્યાં હતાં. ચોરંગીરોડના કેટલાએક ધરોને નુકસાન પોહોચ્યુંછે, અને કાચની બારીઓ વગેરે ભાગીને ભૂકી થઇ ગઇછે. ભૂકંપનો વેગ પૂર્વથી પશ્ચિમ તરફનો હતો, અને તે બરાબર ત્રણ મિનિટ સુધી રહ્યો હતો. હુંગલી નદીમાં થોડી જમીન ઉપસી આવી હતી અને ઘણાંએક તળાવોનાં પાણી હળમળી ગયાં હતાં. તેમ છતાં ઝાડોનું એક પાનડું પણ હાલ્યું નહોતું. કલકત્તાથી અગીયાર માઇલપર આવેલા સારામપુરથી એવી ભય ભરેલી ખબર આવી કે ત્યાંના પથ્થરનાં બાંધેલાં આસરે પચીસ ઘરોને ઘણું નુકસાન થયુંછે અને તેમાનાં કેટલાંએક પડી ગયાં છે. એ ધરતીકંપથી ત્યાંના બધાં જૂનાં ઘરો પડી ગયાંછે અને કેટલાએકને ઘણું નુકસાન થયુંછે. ટાઉનહાલને બે જગાએથી ફાટ પડીછે. ઇદના તેહેવારને લીધે બંદગી કરવા ત્યાંની મસીદમાં જે મુસલમાનોનું મોટું ટોળું ભેગું મળ્યું હતું તે ગભરાઇને બહાર રસ્તામાં ધસી આવ્યું હતું. આસપાસના જીલ્લાઓમાંથી પણ ભય ભરેલા સમાચાર મળતા જાયછે. સીરાગંજ ખાતેનાં સણતાં ખબર અને ઘણાં ઘરો જમીન દોસ્ત થયાંછે; અને એક મિલની ચીમની ટૂટી પડીછે. કરસંગ ખાતે આંચકો લાગ્યો હતો પણ માલ મિલકતને કે કોઈ માણસના જાનને નુકસાન પોહોચ્યું નથી. સારા ખાતે બધાં રેલવેનાં મકાનો (એકઝીકયુટિવ એનજીનીયરનાં બંગાળા

શિયાલના) ને ભારી નુકસાન પુગ્યુંછે. તેજ પ્રમાણે સયધરપોર, હુગલી, કુમારખોલ્લી અને પોરાધા ખાતે રેલવેના મકાનો, ટેલીગ્રાફ આફીસ, ખાનગી ઘરો વગેરેને ઘણું નુકસાન લાગ્યું છે. બોગરા ખાતે ભૂકંપ ઘણો સખત હતો તે ૭ સાત મિનિટ સુધી ચાલું રહ્યો હતો. બધાં પથ્થરનાં ઘરો પડી ગયાંછે, અથવા સખત નુકસાન લાગ્યું છે. પાંચ માણસના જાન ગયા છે, અને ત્રણ સખત જખમી થયાછે. શેરપોર ખાતે બધાં મોટાં ઘરો ગડી ગયાંછે. સ્ત્રીઓને છોકરાં ગભરાટમાં ઉપલે માળેથી હેઠે ઉતરી પડવા દોડ્યાં પણ બાંધનજીએ તેઓ પહોંચે તેની આગમજ તેઓ દબાઈ મુવાં હતાં. ૨૫ માણસ ધુંદાઈ મુઆંછે, નેટોર ખાતેનો રાજનો એક ભાગ તુટી પડવાથી ઘણાં માણસોના જાન ગયાંછે. મુરસીદાબાદમાં નવાબ નાજીમનો મહેલ, ઈમામવાડો અને રાયલક્ષ્મીપતસિંગનું મંદિર એ જમીન દોસ્ત થયાંછે. બોગરા ને ઢાકામાં પાંચ પાંચ માણસના પ્રાણ ગયા છે. અઝીમગંજમાં ૧૧ માણસ મુવાંછે, હુંગલીમાં ૮૦ ફીટ ઊંચો એક દેશી ગ્રહસ્થનો મીનારો પડી ગયોછે. (ગૂજરાતી).

---

## पुस्तकोनी पहोंच.

માને શિખામણ એટલે બચ્ચું ઉછેરવા બાબત સૂચના એ નામેની મોટા આઠપેજી ૧૭૦ પૃષ્ઠની ચોપડી હાલ છપાઈને બહાર પડીછે તે આમે દરેક ગૃહસ્થી માણસને ઘરમાં રાખવાની ભલામણ કરીએ છીએ. એની કિંમત માત્ર દશ આનાં છે, અને તે દરેક સ્ત્રીએ ધ્યાન દઈ વારંવાર વાંચવી ઘટેછે. એના ચારભાગ પાડેલા છે. પહેલા ભાગમાં બાળકને નવડાવવું, આપણા દેશની સૂયાવડ; નાળ; કપડાં, ખોરાક, ગર્ભવંત સ્થિતિમાં અને બચ્ચું અવતર્યા પછી, પરહેજી, ગોશિતળા, દાંત ફૂટવા, કસરત, ઊંઘ, પેશાબ અને ઝાડો, તથા બાળકના સાધારણ મરજ વિષે બે વર્ષ સુધીની ઉમરના છોકરાને લાગુ પડે એવી ઘણી કિંમતી બાબતો સમાવીછે; બીજા ભાગમાં ૨ થી ૧૦ વર્ષના તથા ત્રીજામાં ૧૦ થી ૧૬ વર્ષની ઉમર સુધીનાં બાળકોને કેવીરીતે ઉછેરવાં તે યથાસ્થિત વર્ણવ્યુંછે, તથા તેમાં બાળકોના રમત ગમત, કેળવણી, કસરત વગેરે અનેક ઉપયોગી બાબતો

ઉપર પણ ઘટતું ધ્યાન આપ્યું છે. બધે ઠેકાણે ભાષા એવી સરળ ને સાદી વાપરી છે કે કોઈ અભણ સ્ત્રીને પણ વાંચી સંભળાવ્યું હોય તો તેની મતલબ તે પૂરેપૂરી સમજી જાય. ટુંકામાં આ વિષય ઉપરે ભાષામાં હાલ એકબે ચોપડીઓ પ્રગટ થઇછે, અને તે સારીછે તો પણ ડાક્તર ત્રિભોવનદાસની આ "શીખામણ" સઘળી માતાઓને ઘણી ઉપયોગી માલમ પડશે, અને જો એ પ્રમાણે બાળકોને ઉછેરતાં તેઓ શીખે, તો આપણા દેશની આવતી ઓલાદ તને તથા મને ઘણી જબરી નીવડે એમાં કાંઈ શક નથી.

ક્લાંતકવિ. રચોને પ્રસિદ્ધ કરનાર બાલાશંકર ઉલાસરામ કંથારીઆ. આ સમશ્લોકી એક ખંડકાવ્ય છે, એટલે, એમાં ૧૦૦ શિખરિણીવૃત્ત પ્રિયાવિરહ ઉપર લખેલાં છે. ભાષા તથા પદ્યબંધ ઠીકછે, અને કોઈ કોઈ સ્થળે રસતરંગ પણ છે, પરંતુ એમાં ઠેકાણે ઠેકાણે ઉઘાડો શૃંગાર અને પારકિય ભાવ હોવાથી અમે તેનું વિશેષ વિવેચનજ લખવા રાજી નથી.

સ્વાધ્યાય, અથવા, આર્ય વિદ્યાકળા, વિચાર, અને પરીક્ષા મૂળ મરાઠીમાં "લોકહિતવાદી" એ નામધી રા. બા. ગોપાળરાવ હરિ દેશમુખે આ ચોપડી પ્રસિદ્ધ કરેલી તેનું આ ગૂજરાતીમાં ભાષાંતર ગિરજાશંકર વિ. કાશીરામ દ્વિવેદીએ કર્યુંછે. આ પુસ્તકનું નામ હિતવાદીએ ઉપર પ્રમાણે પાડ્યું હોય તો ભલે પણ અમને તો આર્યવિદ્યાની અનુક્રમણિકા સિવાય વિચાર કે પરીક્ષા તો તત્સંબંધી અમને એમાં કાંઈ જણાતી નથી, એટલે, એમાં કાંઈ કાંઈ તો તે બાબત ટહેલું છેજ, પણ આર્યવિદ્યા જેવા ગહન વિષયોના અનેક ગહન પુસ્તકો વિષે ઘટિત વિચાર કે પરીક્ષા (Review) કરવાનો ફાંકો આવી ચોપડીમાં રાખ્યો એજ હસવા સરખું છે. ઋગ્વેદનું નામ અને તેની નીચે ફક્ત એની પહેલી ઋચી ઉતારી લીધી એટલે ઋગ્વેદવિષે વિચાર અપાઈ ચૂક્યા અને પરીક્ષા થઈ ચૂકી એમ જો એ રાવ બહાદુર સમજતા હોય તો મુખત્યાર છે, પણ બીજું કોઈ માણસ તો એમ કહી શકશે નહિ. તે છતાં રાવબહાદુર ગોપાળ હરિનો આ પરિશ્રમ નિરર્થક છે એમ અમારો કહેવાનો અર્થ નથી. એ ખરેખરૂં કહીએ તો વેદથી માંડીને સ્મૃતિપુરાણ પર્યંતના ગ્રંથોની એક નામાવળી અથવા ટિપ્પણ છે,

અને તે પણ આપણને ઉપયોગીજ છે. ભાષાંતર કરનારે તો પોતાની તર્ફનું કામ બરાબર બજાવેલું જણાયછે; ભાષા શુદ્ધ ને સરળ પણ છે.

મનુષ્યમિત્ર. રચી પ્રગટ કરનાર નથુરામ પીતાંબરજી રાવળ અને વચ્છરાજ જહાભાઈ વેરા. આ નાનકડી ચોપડીમાં એટલા એટલા વિષય સમાવેલા છે કે તેનાં નામ લખી બતાવવાંજ મુશ્કેલ પડે, તો તે ઉપર અમે અમારા વિચાર શી રીતે દર્શાવીએ? તો પણ સામાન્યપણે એમ કહી શકાય કે એમાંનુ ઘણુંખરૂં લખાણ ઠાવકીરીતે અને શુદ્ધ રસિક ભાષામાં થએલું છે. ધર્મ, અર્થ, કામ, ને મોક્ષ એ ચાર પેટાં પાડી તે દરેકને લગતી અનેક વાતો દરેક અંગમાં સમાવેલી છે. ધર્મ પ્રકરણમાં લખનારોનું વલણ સ્મૃતિ તર્ફ અને મોક્ષ પ્રકરણમાં વેદાંત તથા યોગશાસ્ત્ર તર્ફ દેખાયછે. અર્થપ્રકરણમાં હાલ સુધારામાં ચાલતા સાધારણ વિચારો ઠીક દર્શાવેલા છે, અને કામપ્રકરણ બિભત્સ તો નહિ પણ જૂના કવિયોની પ્રેમમસ્ત શૈલીથી લખાએલું છે.

નાગરનિશાળ (જુનાગઢની) નો તા. ૧ લી જાનેવારી સને ૧૮૮૦ થી તે નવેંબર સને ૧૮૮૪ સુધીનો અહેવાલ. એ હેવાલ અરેખરોજ એદકારક જણાયછે. છેવટ રેજીસ્ટરપર બેજ છોકરા રહેલા જણાયછે! કાંતો નાગર કોમને ખારેજ જુદી નિશાળની ત્યાં જરૂર નથી અથવા તો લાગતા વળગતાઓ તર્ફથી એ નિશાળ ઉપર કાંઈ પણ લક્ષ અપાતું નથી. આ શિવાય તિરોહિત માણસ બીજું અનુમાન શું બાંધી શકે!

દીપનરંગ. રચનાર હરજિવન ઉત્તમરામ મહેતા. જેમ વિષય તેમજ પદ્ય રચના પણ સુંદર તથા રસિક છે. આ ચોપડીની કાંઇપણ કિંમત ન રાખતાં ફકત સજ્જનોને ભેટ કરવા સારૂજ ૧૦૦૦ પ્રતો છપાવી છે, એ વાત જેટલી એ હોંસીલા લખનારને તેટલીજ દેશમાં દિનપરદિન ફેલાતી સમજુ રાજ્યભકિતને મુબારકબાદી આપવા જોગ વાતછે.

રાણી શ્રી ચમનાબાઈનો સ્વર્ગવાસ. રચી પ્રસિદ્ધ કરનાર ગણપતરામ રાજારામ ભટ્ટ. વિષય સાધારણ અને લખનારની કલમ કાંઈક જાણીતી છે, એટલે અમારે એમાં વિશેષ લખવાનું શું હોઈ શકે?

સજ્જનતા મેળવવાના સાધન, છપાવી પ્રસિદ્ધ કરનાર જુ. હોરાર

અશરફુલહુસેન આહમદજી તા. રા. માણેકલાલ નાથાભાઈ મુ. ભાવનગર. વિદ્યારૂપી વર્ષાઋતુમાં હાલ કોશ્યાવધિ જંતુઓ ઉત્પન્ન થાયછે તેમાંનું આ પણ એક છે.

મુસલમાની રાજ્યનો ટુંક હેવાલ. બનાવનાર રણછોડભાઈ હરજીવન બ્યાસ, તથા નારણદાસ કિશોરભાઈ પટેલ. પૃષ્ટ ૬૦, ને કિંમત સવાત્રણ આના.

નવિન વનરાજ ચાવડાનો ગાયનરૂપી ઓપેરા ખેલ. રચનાર, ખંભાતનિવાસી છગનલાલ ભાઈશંકર પંડ્યા. ઓપેરા એટલેજ ગાયનરૂપી ખેલ એવા અર્થ છે. ત્યાં એ બેવડવાથી રચનારે ભાષાનું અજ્ઞાન બતાવ્યું છે. તેમજ નાટકમાં વખતે વખત સુત્રધારના મુખમાં નાટક વસ્તુના વર્ણનો મૂકેલાં છે એ નાટક રીતિથી કેવળ ઉલટું છે. પાત્ર મુખેજ તે વર્ણવી શકાત. નામ પ્રમાણેજ આખો ખેલ સંગીતમાં છે. હાલ બજવાતાં નાટકોમાં જે અર્થ, રસ, કે પદ્યબંધ વગરનાજ કેવળ રાગડાઓ ગવાય છે તે કરતાં આમાં જે કવિતા જોડીછે તે હજાર દરજ્જે સારીછે, તે છતાં વસ્તુતઃ તો એમાં થોડોજ માલછે. હાલ જે આપણા લોકમાં ઓપેરાની મત વધતી જાયછે તેજ અમને પસંદ નથી. બધું નાટક સંગીત કરવું એજ સામાન્યપણે તો મહા મૂર્ખાઈનું કામછે. રસનો ઉભરો જ્યાં આવી ગયો હોય, ત્યાંજ સંગીત શોભે. સાધારણ ગદ્યમાં લખવા જોગ વાત હોય તોપણ રાગડો કાઢવાથી કેવા ગાંડો દેખાવ થઈ રહેછે તે "સામીશૂરમાં" એ નામની એ લોકોજ જે કાર્ય કરેછે તે જેણે જોયો હશે તેને આબેહુબ સમજાશે.

શિવલગ્નસંગ્રહ. રચનાર વૃજલાલ ગંગાશંકર શુકલ, આ એક નાટક છે, અને રચનારે હોંસથી સરળ ભાષામાં રચ્યુંછે, પણ વસ્તુ રચના જેમ આવ્યું તેમ ગોઠવી દીધીછે, અને પાત્ર ભેદ તો છેજ નહિ. તે છતાં જો એ રચનાર હાલ લખવાનું છોડી દઇ જનસ્વભાવનો અભ્યાસ કરે અને ગંભિરતા પકડે, તો વખતે સારૂં લખી શકે એવાં આ નાટકમાં કેટલાંક ચિન્હ છે.

રૂક્ષ્મણી નાટક. અથવા હિંદુઓમાં ચાલતા નઠારા ચાલીનો આબેહુબ ચિતાર. આ ચિતાર ઘણેક ઠેકાણે એવા તો જનસ્વભાવથી વિરૂદ્ધ,

બિભત્સ, અને કંટાળા ભરેલી છે, કે અગર જો લખનારનો ઉદ્દેશ, બેશક દેશ સુધારાનો છે, તોપણ અમે કોઈપણ સભ્ય માણસને વાંચવાની ભલામણ કરી શકતા નથી. લખનારે પોતાનું નામ સંક્ષેપમાં લખ્યુંછે એજ અમને આ આખી ચોપડી વાંચતાં એની તર્ફનું મર્યાદશીલ કામ માલમ પડેછે.

---

## सारसंग्रह.

**ભૂતાનમાં બળવો અને તેનું કારણ.** આપણા દેશની ઉતરે આવેલાં આ નાના પહાડી રાજમાં હાલ બળવો ઉઠ્યો છે. અને કેટલીક કાપાકાપી ચાલી કહેવાય છે. ભૂતાનની સરકારે એ બળવો બેસાડી દેવા માટે હિંદુસ્તાનની સરકારની મદદ પણ મંગાવી છે. પણ એ રાજના માહેલા કારોબારમાં વચે પડવાની આપણી સરકારની આગળથીજ રાજનીતિ નહિ હોવાથી તેઓએ કશી પણ મદદ આપવાની નાપાડીછે. ભૂતીયા લોકના આ બળવાનું એક મુખ્ય કારણ આ મુજબનું માલુમ પડે છે. ભૂતાનનો રાજા ધરમ રાજાને નામે ઓળખાય છે. પણ રાજનો સઘળો કારોબાર તો તેનો વડો પ્રધાન જે દેબ રાજાને નામે ઓળખાય છે તે ચલાવે છે. ધરમરાજા મરણ સુધીનો અમલ ચલાવે છે પણ દેબ રાજા તો વખતે વખત બદલાય છે. માજી દેબ રાજાના મરણ પછી હાલના દેબ રાજાને પસંદ કરવામાં આવ્યો તે વેળા મરનારના બે દીકરાઓને તે વાત ગમી નહિ. તોપણ નવા દેબ રાજા યાને પ્રધાને આ બંનેને રાજના જુદા જુદા પ્રાંતો ખાતે હાકમ નીમ્યા. આ જાતના હાકમો અરધા સ્વતંત્ર હોવાથી તેઓ ઘણીવાર રાજ સામે બળવો ઉઠાવી શકેછે. એવોજ બળવો આ વખતે ઉપલા બંને ભાઈઓએ મળી જઈને હાલના પ્રધાનની સતા સામે ઉઠાવ્યો છે એ બળવો બેસાડી દેવા માટે રાજા અને પ્રધાને બનતી તજવીજ કીધીછે અને બળવાખોર ભાઈઓ ઉપર હુમલો કર્યોછે. એક લડાઈ થઈ તેમા બળવાખોરોનાં ઘણાં માણસો માર્યા ગયાં, પણ કેટલાક કીલ્લાઓનો તેઓ કબજો લઈ બેઠાછે તે છોડતા નથી. આ કબજો પાછો મેળવવા માટેજ રાજાએ બ્રીટીશ સરકારની મદદ માગી છે જે આ પવાની નાપાડવામાં આવીછે.

ભૂતાન ખાતેનું તોફાન બહુ આગળ વધી ગયુંછે. ત્યાંનો ધર્મરાજા લડાઈ કરતો અને ટોળીઓથી ઇલાયદો રેહી બચાવની જગા શોધતો ફરે છે, અને હાલમાં તેનો પ્રધાન દેબરાજા તેના આશરા નીચે જઈ રહ્યોછે. દેબરાજા તેની સામે બળવો ઉઠાવનારાઓ સામે વધારે વખત ટકી શક્યો નહિ ત્યારે ટીબેટ ખાતે નાસી જઈ લામા નામના ધર્મગુરૂઓનાં રક્ષણ તળે જઇ ભરાયો હતો, પણ ત્યાંથી હાલ તે પાછો ફરી ઉપર કહ્યું તેમ ધરમ રાજાને આશરે પડ્યોછે. બળવાખોરો તેની જગા ઉપર જલદીથી નવો દેબ રાજા યાને પ્રધાન મુકરર કરવાના છે.

ભુતાનીઓ અથવા બરાબર નામે ઓળખીએ તો ભૂતીઆઓનું મજકુર તોફાન માત્ર બ્રિટિશ સરકાર તરફથી ભૂતાનની સરકારને જે કુમકનાં નાણાં મળેછે તેની વહેંચણી ઉપરથી ઉઠ્યુંછે. ૧૮૬૪ માં ભૂતાનની લડાઇમાં ભૂતીઆઓનો પરાજય થયા પછી બ્રિટિશ સરકારે સુલેહની એક સરત એવી કરવા માગી કે ભૂતાનની દક્ષિણ સરહદ ઉપર દુઆર નામે મુલક આવેલોછે તેનો ચોકસ ભાગ બ્રીટીસ રાજ સાથે જોડી દેવો. પણ આ સરત કબુલ રાખવાની ભુતીઆઓએ નાપાડી. અંતે આ તકરારનો ફેંસલો એમ આવે કે ઉપલા જીલ્લાનો વહીવટ બ્રિટિશ સરકારે કરવો, અને તેના બદલામાં તે મુલક ઉપરના ભૂતાનના મહારાજાના હક દાખલ દર સાલ રૂ૫૦૦૦૦) ની રકમ તેને આપ્યા કરવી. આ ગોઠવણ મૂજબ મહારાજાને દર સાલ આ રકમ તેના નીમેલા ચોકસ એલચીની માર્ફતે ૧૮૬૪ ની સાલથી મળેછે. અને તે રકમની વહેંચણી સાથે ઉપલો બળવો ઉઠ્યોછે.

(રાસ્તગોફતાર)

હિંદુસ્તાનનો વેપાર. હિંદુસ્તાનનો પરદેશ સાથે જે વેપાર ચાલે છે તેના રીપોર્ટ ઉપરથી જોવામાં આવેછે કે ગયા વરસમાં હિંદુસ્તાનને પરદેશ સાથના વેપારમાં રૂ૧૦૦,૦૦૦૦૦ નફો થયો.

કંદહારમાં બ્રિટિશ છાવણી સ્થાપવા મારેની જે તકરાર ઇંગ્લાંડમાં ચાલેછે તે માટે અમીરે એક સ્વતંત્ર લશ્કરી મથક સ્થાપવાં માટે હા કહી

છે. કંદહારમાં ૧૦૦૦૦ હજાર માણસ રહેશે એમ. જણાવામાં આવેછે. ઘણી મોટી તોપો જે અમીરને બક્ષીસ આપવામાં આવીછે તે હીરાત જશે નહિ. પણ કંદહાર રહેશે.

ટારપેડોથી રક્ષણ કરવાનો ખરચ. હિંદુસ્તાનની સરકારે ટારપેડોથી રક્ષણ કરવા માટે જે બ્યવસ્થા કીધીછે તેના સંબંધમાં તેને બંગાળ ઇલાકા માટે દર સાલ ૨૯૩૨૦ રૂપિયા, મદ્રાસ ઇલાકા માટે ૩૨૦૪૩૦ રૂપિયા અને મુંબાઈ ઇલાકા માટે ૨૨૧૨૦ રૂપિયા ખરચ પડેછે.

પોર્તુગીસ હિંદુસ્તાનનું વસ્તીપત્રક. પોર્તુગીસ હિંદુસ્તાનમાં ૪૮૨૦૬૦ માણસની વસ્તીછે. એવું સાંના છેલ્લા વરતાં પત્રકપરથી માલમ પડે છે તેમાં ૨૪૧૬૨૦ ખ્રીસ્તીઓ અને હિંદુ અને મુસલમાનો મળી ૨૪૦૪૪૦ એ સઘળામાં માત્ર ૪૫૯૭૫ સખસો લખી વાંચી જાણેછે.

ડીનેમાઈટમાં ખરાબી કરવાનું એક બયંકર સાધન હાથ લાગ્યું છે. આ જીણસ જેમાં સેંકડે ૯૫ ટકા નાઇટ્રોગ્લસરી નામનો જોરાવર દારૂછે, તેમાં પહાડોના પહાડો ફાડી નાખવાની શકતી છે, તે સળગતાંવાર ફાટીને આસપાસના સર્વને મારી નાખેછે. પણ હમણાં અમેરીકાની એક કંપનીએ દુશ્મનના એક લશ્કરમાં ડીનેમાઈટ દૂરથી ફેંકવા માટે ૭ ઇંચની ગોળીઓ બનાવી છે તે ગોળીઓની જે તપાસ થઇછે તે બય બરેલું પરિણામ દેખાડે છે. તોપથી ૧૦૦૦ વાર દૂરનો ખડક આ નાની ગોળીઓથી ફાટી ગયો અને તેના ટનના ટન કડકાઓ છૂટા પડ્યા, તથા તે ખડકના ફાડચાંઓ ઉડીને અરધો માઇલ જઈ પડ્યાં. આ ગોળીઓ માણસો વચે કેટલીક કતલ ચલાવશે તે કહેવા કરતાં વિચારી લેવાનું છે.

---

## જાહેરખબર

યાદી. નંબર. ૨૮૩૯. સને ૧૮૮૫-૮૬

એમ દેખાયછે કે નારણજી કલ્યાણજી સામાનમાં વૈદ્યાની નિશાળના મહેતાજીએ પોતાનું હાજરીપત્રક તથા માસિકપત્ર ગયા મે માસની ૩૦ મી

તારીખે અપ્રમાણિક પણે ભર્યું. આ બારે અને કબુલ કરેલી કસુરે ઘણું કરીને કોઈ બીજી કસુર છૂપાવવાને માટે કરી હશે અને તેનો એ સંતોષકારક ખુલાસો કાંઈ આપી શકતો નથી. એ ગુનોહ એવાછે કે તેની ફર્યાદો થાયછે અને જેને ફરીથી થતો અટકાવવાનો ઉપાય એજછે કે જ્યારે તે પકડાય ત્યારે તેની શખ્ત ખબર લેવી. ખોટાં પત્રકો ખાતાનાં આંકડાને ખોટા કરી નાખેછે, અને એવું સહેલથી ધારી શકાયછે કે એક દાખલો પકડાયછે, ત્યારે એવા ઘણા ગુનાહ થયા હશે. આ મહેતાજીના આ અમુક દાખલામાં તેની પાછલી સારી નોકરી ધ્યાનમાં રાખી આક્ટિંગ ડિરેક્ટર સાહેબ દયા ભરેલો વિચાર બાંધવાને ખુશી થાત, પણ એ ગુનાહનું સ્વરૂપ, અને ખાતાનું કર્તવ્ય તથા પંચમહાલ અને બીજે ઠેકાણેથી એવી જાતની ફર્યાદો હાલ આવીછે તેનો વિચાર કરતા નીચે સહી કરનારને લાગેછે કે એક દાખલો કરવો જોઇએ. માટે નારણજી કલ્યાણજીને સરકારી રાજ્યમાં કેળવણી ખાતાની નોકરી ઉપરથી બરતર્ફ કરવામાં આવેછે.

૪ થી આગષ્ટ, ૧૮૮૫.
મુ. પુના, ડીરેક્ટર આવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબની આફિસ.

(સહી) લીવાર્નર
આક્ટિંગ ડીરેક્ટર આવ પબ્લિક ઇનસ્ટ્રક્શન.

---

# જાહેરખબર.

તા. ૧ લી આગષ્ટ સને ૧૮૮૫ ના સરકારી ઠરાવ નંબર—૧૪૪૯ ની રૂએ ખબર આપવામાં આવેછે કેઃ—

હવેથી અમદાવાદ ટ્રેનિંગ કોલેજમાં ડીસ્ટ્રિક્ટ લોકલફંડની સ્કાલરશિપ આપી જેજે ઉમેદવારોને દાખલ કરવામાં આવશે તે સઘળાએ હાલ જે મુચરકા તેમની પાસે લેવાયછે તે ઉપરાંત નીચે લખેલી રીતનું જમાનીખત આપવું પડશે. એ વધારાના જમાનીખત ઉપર બે શખ્શે જમાન દાખલ સહી કરવી જોઇશે, અને તે શખ્શોએ સંતોષકારક પુરાવો આપવો પડશે કે તેઓ કાંઈ મિલ્કતવાળા છે.

"અમે અમ * * * આ ઉપરથી મજકુર * * ના જ-

માન થઇએ છઇએ કે એણે ઉપર જેને કરવા તથા બજાવવાનું માથે લીધુંછે તે કરશે તથા બજાવશે અને જો એ પ્રમાણે એ નહિ કરે તો અમે સરકારને રૂ૫૦) નો મજકુર આંકડો મળાને અને છૂટા છૂટા ભરવાને આ લેખથી બંધાઇએ છીએ.

(સહીઓ)

"

* * * * *

અમદાવાદ } (સહી) ઈ. જાઈલ્સ.
૧૯—૮—૮૫ } એજ્યુકેશનલ ઇન્સ્પેકટર. ઉ. પ્રાંત.

---

# જાહેરખબર.

જા. નં. ૬૧ સને ૧૮૮૫—૮૬

## રાજકોટ ટ્રેનિંગ કાલેજની પ્રવેશક પરીક્ષા.

સઘળી ગુજરાતી નિશાળોના મહેતાજીઓને ખબર આપવામાં આવેછે કે રાજકોટ ટ્રેનિંગ કાલેજની પ્રવેશક પરીક્ષા તા. ૨૨ મી માહે અક્ટોબરે સને ૧૮૮૫ ને સોમવારને રોજ રાજકોટ ટ્રેનિંગ કાલેજના મકાનમાં સવારના દશ વાગે શરૂ થશે આ પરીક્ષા છઠ્ઠા ધોરણમાં લેવાશે. માટે તમારે ત્યાંના આસિસ્ટંટો, મોનીટરો તથા વિદ્યાર્થીઓએ પરીક્ષા આપવાને લાયક હોય ને કાલેજમાં દાખલ થવાની મર્જી હોય તે સર્વેને ખબર આપશો.

૨. સને ૧૮૮૦ નો સપ્ટેંબર માસના શાળાપત્રમાં નમુનો છપાયોછે તે મુજબ મહેતાજીઓએ સર્ટિફિકેટ આપવાં, અને તેમાં ઉમેદવારને ૧૭ વર્ષ પૂરાં થઈ ગયાંછે, શરીરની ખોડખાંપણ નથી, તથા ચાલચલગત સારી છે એ બાબત ખસુસ લખવી, કેમકે તે વિના કોઈ ઉમેદવારને દાખલ કરવામાં આવતો નથી.

૩. જે ઉમેદવારે પરીક્ષાની પહેલાં પાછલા બાર માસમાં એક કરતાં

વધારે મહિનાજી પાસે અભ્યાસ કર્યો હોય તેણે તે સર્વેનાં સર્ટિફિકેટ આ-
પવાં, અને આલમજગતની બાબતમાં તો પરીક્ષાની પહેલાંના એક મહિના
અગાઉનુંજ સર્ટિફિકેટ બાતી લાયક ગણાશે.

૪. પરીક્ષા થઈ રહ્યા બાદ શરીર સંબંધી તપાસને માટે મે. દાક્તર-
સાહેબ પાસે મોકલવામાં આવશે તેથી ઉમેદવારે કાંઇક વધારે વખત રોકવું
પડશે તેની ગોઠવણ કરીને તેઓએ ઘેરથી આવવું." મુ. રાજકોટ.

(ઇંગ્રેજી સહી) નવલરામ લક્ષ્મીરામ,
પ્રિન્સિપાલ ટ્રેનિંગ કાલેજ, રાજકોટ.

# निशाळोनां इनाम पत्रक.

મીઠાઈ સંસ્કૃત શાળામાં રૂ૨૦) લુગડાં, ચોપડી, મીઠાઈ—ભાયાવદર. ઠા. ઠાકરશી મૂલજીના દીકરા ગોવિંદજીભાઇએ બાંક નં. ૨૧ છોકરાઓને બેસવા સારૂ આપ્યા—પાનેલી. સદરહુ સખસે ૧૫ બાંક—કોટડાસંગાણી. મહેરબાન કારભારી સાહેબે રૂ૫) ખજુર—ગઢકા. જાડેજા કથીઆભાઇએ રૂ૦ા સાકર કંથારીઆના ઝાલારવાભાઇએ રૂ૦ા સાકર—ચેલા. મેતા વસ્તા કચરાએ રૂ૦ા મીઠાઈ—સલાયા. શેઠ મૂલજી કલ્યાણજી થી ખંભાલીયાવાળાએ રૂ૪૭–૧૨–૯ છીંટ તથા રૂમાલ—ખાખરડા. ખંભાલીઆના રહેનાર ખોજા મૂળજી હરજી રૂ૧ા ચવાણું તથા પેન—ડુંધેઈ. આમેણના તલાટી કુંવર રવજીએ રૂ૧ા સાકર—મોટાવડાલા. નવાનગરના બાઇશ્રી વાલીબાના ખાનગી કારભારી કસલચંદ ગુલાબચંદ રૂ૦–૧૧–૦ પતાસાં—મોરબી. બાઇશ્રી ઓંધીબાએ રૂ૫) પતાસાં અને બ્રાંચમાં રૂ૩) પતાસાં, રાજશ્રી જીવણભાઈએ રૂ૨) શેરડી અને મુખ્ય સ્કુલમાં રૂ૩) શેરડી—જેતપર. મા. ઝીણા વસરામે રૂ૦–૫–૦ શેરડી—ધ્રોલ. સોની ઠાકરશી હ્કાએ રૂ૦–૧૩–૦ પતાસાં—વડવા. આજમ જુનાગઢ તાલુકા સ્કૂલ માસ્તર રૂ૦–૫–૦ સાકર—નગરપીપલીઆ. સ્કૂલ કમિટી તર્ફથી રૂ૦ાા સાકર ધોરાજી બ્રાંચ. મહેરબાન ઠાકોર સાહેબ તરફથી મેજરનટ સાહેબે રૂ૩૭)

ચોપડીઓ—ભાયાવદર. મેહેરબાન ઠાકોર સાહેબ તરફથી નટ સાહેબે રૂ૩૫. લુગડાં મીઠાઈ—કન્યાશાળા, પાઠશાળા, નાઇટસ્કૂલ. એ ત્રણમાં ચોપડીઓ લુગડાં મીઠાઈ—ઉપલેટા. મહેરબાન ઠાકોર સાહેબ મેહેરબાન નટ સાહેબે રૂ૫૧–૧૦–૦ ચોપડીઓ તથા મીઠાઈ અને રૂપો ચોપડીઓ તથા મીઠાઈ—ઢાંક. રૂ૨૩) ચોપડીઓ તથા મી. ...રેશ. ગામ લોકો તરફથી રૂ૯) રૂમાલ તથા ચોપડીઓ—ખંભા. ગોવિંદજી ઠાકરશી મૂળજી રૂ૪) શેરડી—ધ્રોલ. શેઠ લખમીચંદ –૧૧–૦ પતાસાં—ગણોદ. જાડેજા ભગવાનસિંહજી અને દ્રાક્ષ—રાજકોટ બ્રાંચ. વીરપરના કારભારી આજમ જગ. રૂ૩) સાકર—ચરખડી. સ્કૂલ કમિટિએ રૂ૧ા મીઠાઈ— રામ કેશવજી રૂ૧ા સાકર—ખંભાળીઆ કન્યાશાળા. શેઠ રૂ૦ાા સાકર—મોરબી કન્યાશાળા. બાઇશ્રી ઓંધીબા

તરફથી રૂ૧ પતાસાં, રાજમાન રાજેશ્રી જીવણભાઈ તરફથી ર૦-૫ શેરડી—વાઘપર. દવે નાનજી નથુરામે ર૦-૫-૦ મીઠાઈ.

(ઈંગ્રેજી સહી.) હરિવલ્લભ મુળજી.
ડે. એ. ઈ. પ્રાં. હાલાર.

## પ્રાંત ઝાલાવાડ.

જા. નં. ૩૯૪ ૨૨-૮-૮૪

ધ્રાંગધ્રા. મહારાજ સાહેબ તરફથી રૂ૪૦) ની મીઠાઈ વૈદ હરિભા દેવજીએ પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૬) મીઠાઈ તથા રતલામના મહારાજા રણજીતસીંગજીએ રૂ૫૦) ચોપડીયો વહેંચી—સરલા, કોઠારી પ્રેમચંદ કેશવજીએ રૂ૧ ની મીઠાઈ વહેંચી કાંવોઈ, ગાંધી ઝુંઝા જલાએ વાર્ષીક પરીક્ષા વખતે રૂ૧ ની મીઠાઈ—જસદા. ધ્રાંગધરાના શા. કુંવરજી ગટાએ રૂ૦। અને લાધા મનજીએ રૂ૦॥ કુલ રૂ૦॥। પતાશાં તથા સાકર—માલવણ. ધ્રાંગધરાના રેહેવાશી મણિશંકર અહિંના પંડ્યા દુર્લભરામને ત્યાં પરણવા આવેલા એમણે રૂ૦॥ શાકર વહેંચી.—હળવદ કન્યાશાળા, વકીલ રતનજી માધવજીએ પરીક્ષા લઈ રૂ૪-૨-૦ ચોપડીયો. રૂ૮) મીઠાઈ અને સ્કુલમાં અનુસુયાઅુદયની લાઇબ્રેરી ખાતે આપી—ધ્રાંગધ્રા કન્યાશાળા રતલામના મહારાજા સાહેબે નિશાળમાં પધારી પરીક્ષા લઈ રૂ૨૫) કપડાં આપ્યાં—સીંધાવદર. નિશાળમાં વાસ્તુ કરતી વખતે ભાગદારો તરફથી રૂ૧) શાકર વહેંચી—હડાળા. તા. ૧૦-૪-૮૪ થી નિશાળમાં પરબ બેધાવી તેનો ખર્ચ વહીવટદારે તથા શા. નાનચંદ કાળીદાસે પુરો પાડ્યો—નાગનેશ. ગીરડના કારભારી શા. ધનજી નથુભાઈએ રૂ૫) ની ચોપડીયો લેવા ગરીબના છોકરાઓને બક્ષીસ આપ્યા. આણંદ ગગાએ પોતાના લગ્નપ્રસંગે રૂ૧) મીઠાઈ વહેંચી. અને વહીવટદાર સાહેબે રૂ૧ ની મીઠાઈ વહેંચી—ખોડુ. સ્વસ્થાન ધ્રાંગધ્રાના આ. રે. કા. સા. ના દીકરા પરણવા આવતાં તેમનાં તરફથી શા. ફુલચંદ ભાઈએ રૂ૧) ખારેક વહેંચી—

અપૂર્ણ.

## कन्याविक्रय निषेध दर्शक.

આ નામનો એક નિબંધ અમારી "શ્રીમાળીશુભેચ્છક" સભા તરફથી થોડી મુદતમાં બહાર પડશે. કિમ્મત ફક્ત ચાર આના રાખીછે; જેથી આ ઉપયોગી ચોપડીનો ઘણાભાઇઓ લાભ લઇ શકે. પાછળથી કિમ્મત છ આના લેવામાં આવશે. પાંચ ઉપરાંત નકલ રાખનારને એક પ્રત બક્ષિસ મળશે. આ નિબંધ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ પાસે સુધરાવેલોછે તેથી તેનો સંગ્રહ કરવા અમારી ખાસ ભલામણછે. જામનગર શ્રીમાળી શુભેચ્છક સભા તા. ૭-૮-૯૫

જટાશંકર લીલાધર ત્રવાડી.

## चित्र सहित बीजी आवृत्ति.

કાદમ્બરીના ગુજરાતી ભાષાન્તરની ૧૦૦૦ પ્રત છપાયા પછી થોડી મુદતમાં વેચાઇ જવાથી તથા તેનો ખપ ચાલુ રેહેવાથી બીજી આવૃત્તિ છાપવામાં આવનાર છે. તેને અધિક મનોહર કરવા સારૂ આરંભમાં એક સુંદર ચિત્ર આપવાની ગોઠવણ કરેલીછે. છાપ બનતા સુધી સરેસ રાખવામાં આવશે. તા. ૧ લી અકટોબર ૧૮૯૫ સુધીમાં થનાર ગ્રાહકો સારૂ ટપાલ ખરચ શિવાય મૂલ્ય રૂ૧-૮-૦ પછીથી રાખનારાઓ રા રૂ ૨-૦-૦ અગાઉથી રાખનાર બ્હારના ગૃહસ્થોએ પ્રત એકના રૂ૧-૧૧-૦ લખી નીચેને શિરનામે કિમ્મત મોકલવી.

છગનલાલ હરિલાલ પંડ્યા.
ડે. એ. ઇન્સ્પેક્ટર, ગ. ગૂ. સ્કુલ, મુંબઇ

## सौथी सस्तु, सौथी सस्तु, सौथी सस्तु.

☞ આત્મજ્ઞાનવર્દ્ધક પુસ્તક ૩જુ ૬૪ પૃષ્ઠનુ. માસિક ચોપાનીયુ જેમાં યોગવાસિષ્ઠ, વૈદ્યકનો ગ્રંથ ગુજરાતી ટિકા સહિત પરચુરણ વિષયોથી તેનો પહેલો અંક આસો માસમાં પ્રગટ થશે કિંમત પોષ્ટ સહિત અગાઉથી રૂ૧)ભરનાર ગ્રાહકોએ લવાજમ સાથે પોતાનાં નામ પોષ્ટ [illegible]

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER

OCTOBER 1885.

પુસ્તક ૨૪ મું. અક્ટોબર ૧૮૮૫. અંક ૧૦ મો.

શાંતિથી બહુ મોંઘું મૂલ્ય નામ તેમ છે કામ;-
કર અંતે મન ક્ષેત્રની ખરી ખેતી ધરી હામ

અનુક્રમણિકા. પૃષ્ઠ

ઇંગ્રેજલોકનો સંક્ષિપ્ત ઇતિહાસ. ૨૧૭
લગ્ન સંબંધી હિંદુ ધર્મશાસ્ત્રના નિયમો.... ... ... ... ...૨૨૪
સ્વભાષાપ્રતિ વિદ્વાનોના ધર્મ. ૨૨૯
કેળવણી ખાતાને લગતા સરકારી ઠરાવો.....................૨૩૩
જાહેરખબરો... ... ......... ...૨૩૬
નિશાળોનાં ઇનામ પત્રક. ...૨૩૯

CONTENTS :

A short History of the English Nation ... 217
Marriage Lows of the Hindus 224
Duties of the Educated towards their Mother Tongue ... 229
Govt. Resoltion for Educational Department, ... 233
Departmental Notifications. 236
List of Prizes distributed in Schools ... ... ... 239



( કેળવણી ખાતાના હુકમથી )

अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ્ય { (રૂ૧) વરસનો અગાઉથીજ. / (રૂ૦)= છૂટક એક અંકના. } ટપાલ ખર્ચ જાદું.

## ग्राहकोने खबर.

જણાવવામાં આવેછે કે ગુજરાત શાળાપત્રની કિંમત ટપાલ સાથે રૂ૧-૩-૦ હાલછે તેને બદલે આવતા વર્ષથી એટલે સને ૧૮૮૯થી માત્ર રૂ૧-૦-૦ રાખવામાં આવીછે; માટે એ વર્ષ શરૂ થતાં પહેલાં અગાઉથી મોકલનારા ગૃહસ્થોએ રૂ૧-૩-૦ હમેશ મુજબ ન મોકલતાં રૂ૧-૦-૦જ મોકલવા.

૨૫-૯-૮૮.
મુ. રાજકોટ.

હરિલાલ વલ્લભરામ.
મેનેજર-ગુજરાત શાળાપત્ર.




# પેટ પકડીને હસો.

“कंजुसना कर्मनी कहाणीओ” એ પુસ્તકમાં ઘણાં કંજુસ માણસોનાં હસવા સરખા બખીલપણાની રમૂજી વાતો આવશે. પૃષ્ઠ આશરે ૮૦, પોસ્ટેજ સાથે દર પ્રતના સાડાપાંચ આના. ગ્રાહકોનાં નામ છપાશે.

પ્ર. પુરૂષોત્તમ કાહાનજી ગાંધી—લીંબડી.




गुजरातशाळापत्र.

પુસ્તક ૨૪ મું. ઓક્ટોબર. સન ૧૮૮૫. અંક ૧૦ મો.

## इंग्रेजलोकनो संक्षिप्त इतिहास.

### પ્રકરણ. ૨૨ મું. બીજો જેમ્સ ઈ. સ. ૧૬૮૫ થી ૧૬૮૮

હવે બીજા ચાર્લ્સના રાજ્યમાં નોંધવાનું થોડુંજ રહ્યુંછે. એ ઈ. સ. ૧૬૮૫ ના પહેલા ભાગમાં મરણ પામ્યો, અને મરવા પહેલાં કાથલિક પાદ્રીને બોલાવી તે માર્ગમાં ખાનગી રીતે દાખલ થયો. એ ઉપરથી સાબીત થાયછે કે એના દિલમાં એ ધર્મ ઉપર કાંઈ આસ્થા તો ખરી, પણ અમે પાછળ કહી ગયા છીએ તે પ્રમાણે વિષયી જીવનમાં હોયછે. તેવો, સ્વાર્થ અને સ્વાર્થીજ. મરણ ઘડી સુધી એ હતો તેવોજ મશ્કરો અને વિષયમગ્ન રહ્યો. શરીરે મરણ વેદનાથી ઘણો રીબાતો હતો તે વેળા પણ એ હસીને બોલ્યો કે ગૃહસ્થો મરતાં હું ઘણું રેંસાઉં છે તે માફ કરજો. છેલ્લે શ્વાસે એણે પોતાના ભાઈને પાસે બોલાવી કાનમાં કહ્યું તે એજ કે તું મારી ફલાણી રાખનું બરાબર પાલન કરજે.

એ મુઓ તે અરસામાં લોકવિચારનું ચક્ર એની અજબ સમયસૂચકતાથી એવું ફેરવાઈ ગયું હતું, કે પાછલા સો વર્ષથી ઇંગ્લાંડે પ્રજા સ્વાતંત્ર્યને માટે જે ઝગડો ઉઠાવ્યો હતો તે બધો ભૂલીને જાણે હાલ તે પાછું આપ અખત્યારી રાજાની ઝૂંસરી નીચેજ રહેવાને રાજી ખુશી હોય એમ દેખાતું હતું. પ્રોટેસ્ટંટ ધર્મની જનુન જે આ સૈકાનું ખાસ લક્ષણ હતું, તે પણ આ સમે સુષુપ્તિ અવસ્થામાં આવી પડી હતી. જેમ્સ કાથલિક હોવાથી ગાદીએ આવી શકે નહિ એવો જે પોકાર આખી પ્રજાએ ૭ વર્ષ ઉપર ઉઠાવી મૂક્યો હતો, અને જેને શાંત કરવા ચાર્લ્સે એના કેટલાક

રાજ હક ગાદીએ આવે ત્યારે લેઇ લેવાની દરખાસ્ત પાર્લામેંટમાં મૂકી હતી, તે પોકાર સપજોર આ સમે સમી ગયો હતો એટલુંજ નહિ, પણ બધા એ એમજ ધારતા થયા હતા કે અલબત હવે જેમ્સને ગાદી મળવી જોઇએ. એ પ્રમાણેજ એને મળી અને કોઇપણ રૈયતમાંથી નાખુશ થયું હોય એમ જણાયું નહિ.

જો જેમ્સમાં એના ભાઇની આવડતનો એક શતાંશ પણ હોત, તો આ સમો એવો હતો કે તે સુખેથી ચાહે તેમ રાજ્ય કરી શકત, અને હાંમ્પડન વગેરેના પ્રયત્નો મિથ્યા જઈ ઇંગ્લાંડમાં આપઅખત્યારી રાજ્યનું જોર બહુ વધી પડત. પણ ઇંગ્લાંડના સારા નશીબે એ એવો ધર્માંધ, દુરાગ્રહી, અને સમયવિરોધી હતો, કે ચતુર ચાર્લ્સે મહેલી બાજી સઘળી ઉથલી ગઇ, અને ત્રણ વર્ષમાં પદભ્રષ્ટ થઇ એણે પ્રજાસ્વાતંત્ર્યને અડગ પાયા ઉપર આણી મૂક્યું.

જેમ્સની આપઅખત્યારી વર્તણુક, તે ગાદીએ બેઠો તેના સાથેજ શરૂ થઇ. અગર જો એણે પોતાના ભાઇના મરણ સમે મંત્રીમંડળને વચન આપ્યું હતું કે રાજદ્વારી કે ધર્મ સંબંધી સઘળાં કામકાજ હું દેશના કાયદા પ્રમાણેજ કરીશ, તો પણ ગાદીએ બેસતાંજ એ જકાત ઉઘરાવવાની મંજુરી પાર્લામેંટ પાસેથી મળ્યા પહેલાં તે ઉઘરાવવા મંડી ગયો, અને જે લોકને પ્રતિજ્ઞાગ્રહણ ન કરવાથી માજી રાજામાં કેદ કર્યા હતા તેને છોડી દેવાનો પોતેજ હુકમ ફરમાવી દીધો.

સ્કાટલાંડની પાર્લામેંટમાં કાવિનૅન્ટરોની સામા સખ્ત કાયદા ઘડાવ્યા. એ પંથના વક્તા અને શ્રોતા બંનેનેજ દેહાંત દંડની શિક્ષા ઠરવી, અને કલેવરહાઉસના અમીર ગ્રાહમને એક પલટન લઇ આ બિચારા ગરીબ ધર્મ શ્રદ્ધાળુઓનો શિકાર કરવાને મોકલ્યો।

આ પ્રકારનો જુલમ ચાલી રહ્યો હતો એવામાં એક બે સાધારણ બંડ ફૂટવાથી જેમ્સનો જુલમી સ્વભાવ પૂર્ણપણે પ્રકાશ પામ્યો.

મન્મથનો ડ્યૂક તથા આર્ગાઇલનો અર્લ જે બંને હાલાંડમાં નાસી ગયા હતા, તેમણે જેમ્સને ગાદીએ બેઠેલો જોઈ તેને ઢોળી પાડવાનો વિચાર કર્યો. આર્ગાઇલ સ્કાટલાંડપર ઉતરી પડ્યો, પણ સાથીઓ જોઇએ

તેટલા ન મળી આવવાથી એનું કાંઇ ફાવ્યું નહિ, અને પકડાઈ જવાથી તેનો જલદીથી શિરચ્છેદ થઇ ગયો.

મન્મથ હારસેટ પ્રગણામાં ઉતર્યો, અને ત્યાં એકદમ એના વાવટા હેઠે ૨૦૦૦ આદમી ભેગું થઇ ગયું. આ ઉપરથી ફુલાઈ એણે પોતે બીજો જેમ્સ રાજા" એવું પદ ધારણ કર્યું, અને ધીમે ધીમે મુંબઈ સ્ટૉરીથી આગળ ચાલવા લાગ્યો. એમ સરક્યાથી એના પક્ષમાં માણસોની ભરતી તો ખૂબ થવા લાગી ખરી, પણ તે બધાને પૂરાં પડે એટલાં હથિયારોજ એની પાસે ક્યાં હતાં! અને આ!સમો તો ચોંપથી કામ કરવાનો હતો. એવામાં એના સહાયક આર્ગાઇલના પરાભવની માઠી ખબર આવી પહોંચી, અને તે સાંભળી બધાના ટાંટિયા ભાગ્યા. તેવામાં થોડેક દહાડે રાજાના લશ્કરની સાથે ભેટંભેટા થઈ. તેમાં એણે ભગાડ કરેલા ગામડીયા બહાદુરીથી લડ્યા, પણ પછી ટકી શક્યું નહિ. મન્મથે જલાવન આદર્યું પણ વાટમાં પકડાઈ ગયો. માફીને માટે પોતાના કાકાની આગળ એ બહુ બાપલાપથી કરગર્યો, પણ તેણે કંઇપણ રહેમ આણી નહિ, અને લોકોના ત્રાહે ત્રાહેની વચ્ચે એનો શિરચ્છેદ કરાવ્યો.

પણ આટલાથીજ જેમ્સનો ખારીલો સ્વભાવ ધરાય એમ નહોતું. જેણે જેણે મન્મથને કાંઇપણ સહાયતા આપેલી. તે બધાને મારી નાખવાનો એણે નિશ્ચય કર્યો, અને તે કામને સારૂ જેફ્રી નામનો એક અધમ સ્વભાવના માણસને ન્યાયાધીશ ઠેરવી તેને પ્રગણામાં તપાસ ચલાવવા મોકલ્યો.

જડજ જેફ્રીસ, એ નામ તો આજ પણ કોઈ ન્યાયાધીશ બહુ ક્રૂરતા વાપરે છે, ત્યારે તેને લાગુ પાડવામાં આવેછે. એવા આ પાપી ન્યાયાધીશ પોતાના ક્રૂર કર્મોથી કાળી કીર્તિમાં અમરત્વને પામી ગયોછે. નીચ સ્વભાવના માણસના જેવું આ જગતમાં બીજું કોઇપણ હિંસક પ્રાણી નથી. બીજાને કોઈપણ રીતે ભુંડ કરી પોતાનો સ્વાર્થ સાધવાનોજ જે ધંધો લઈ બેઠોછે, તેની નજરમાં કૃતઘ્નતા, બદનામી, કે અનીતિ ભર્યું એવું કામ કયુંછે કે જે કરતાં તેનો હાથ કે હૈયું જરા પણ આંચકો ખાય? એનું હૈયું ખાટકીથી પણ મહા ક્રૂર, પાષાણથી પણ મહા કઠણ, અને સંડાસના

પણ મહા ચંડાળ છે. એ ચડાળ તો એના ધણીના કહ્યાં કરતાં પણ વધારે દુષ્ટતા વાપરતાં આચકો આતો નથી. એને જો જરાં એમ ભાસે કે આમ કરવાથી મારો ધણી ખુશ થશે, તો સ્નેહ, દયા, કે મનુષ્યત્વની પણ સઘળી લાગણીયો એક કોરે મૂકી, તે ગમે એવાં અને ગમે એટલાં પાપિષ્ટ કર્મો કરવા મંડી જાયછે.

જેફ્રીસે આ પ્રમાણેજ કીધું. જે લોક આ બંડમાં સામિલ થયા હતા તેનેજ શિક્ષા કરી એટલું નહિ, પણ સહેજ સાજ તે પક્ષનું જે લોક કાંઈ બોલેલા કે તે પક્ષના નાસતા ભાગતા લોકને કેવળ દયાભાવથીજ ઘડીભર આશ્રય આપેલો, તેને પણ માત્ર થોડા ઘણા શક ઉપરથીજ પકડી એણે ભારે સજાએ પહોંચાડ્યાં. ત્રણસે માણસ કરતાં વધારેના તો જિવ લીધા, અને ૮૪૧ જણને ગુલામ દાખલ વેસ્ટ ઇંડિસમાં મોકલાવી દીધા. મેકાલી કહેછે કે એમાના એક પંચમાંશ કરતાં વધારેને તો મુસાફરી પૂરી થતાં સુધીમાં વહાણ બહાર ફેંકી દઈ અનેક મુસવાટોને તૃપ્ત કરવામાં આવી હશે.

એક ડોસીએ બે બંડખોરને પોતાના ઘરમાં સંતાડ્યા હશે. તે ઉપરથી તેને જિવતીજ બાળી મૂકવાનો એણે હુકમ કર્યો, અને બહુ રેહેમ કરી ત્યારે તેને ફાંસીની શિક્ષા છેવટે થઈ. બીજી એક નિર્ધન સ્ત્રી જેણે પોતાની આખી જિંદગી અપંગ અને નિરાશ્રિતોની સેવા કરવામાંજ ગાળી હતી, તેણે બંડખોરને દયાભાવથી કાંઈ આશ્રય આપેલો માટે તેને બાળી મૂકવાની એણે સજા ઠેરવી, અને પાષાણવત્ અંતઃકરણના રાજા ઉપર જ્યારે રેહેમની ભલામણ ગઈ ત્યારે તેણે એટલુંજ કહ્યું કે કાયદાને કાયદાનું કામ કરવા દો. એક છોકરો કાંઈ રાજ્ય વિરુદ્ધ બોલ્યો હશે તેટલા માટે તેને સાત વર્ષ સખ્ત કેદ અને દર વર્ષે જુદા જુદા ગામમાં લઈ જઈ બધા લોકની સમક્ષ જેરબંધની માર મારવાની શિક્ષા કરી હતી. આ મારથી તે મરવાની તૈયારીપર આવી પહોંચ્યો ત્યારે તેની સજા માફ કરી, પણ તે બદલે એટલી લાંચ લીધી કે તે બાપડો ગૃહસ્થનો દિકરો જન્મ પર્યંત ભીખારીની અવસ્થામાંજ આવી રહ્યો. લાંચ અને તે પણ બેહદ લાંચ લેવાય, એતો રાજ્ય તરફથી આવો ઠેર વર્તાતો હોય ત્યારે એક સ્વાભાવિકજ પરિણામ સમજવું. જેફ્રીસજ નહિ પણ જેમ્સનું આખું દર

બાર—રાણી, તેની દાસીઓ અને તમામ કારભારીઓ—ધર્મધિકારે સાંચ. સેવા આ પ્રસંગે મંડી ગયા હતા.

રાજાની આવી રીત જોઈ એના પ્રધાને રાજીનામું આપ્યું, અને બધાજ આંગળી કરડીને રહ્યા. આવા જુલમની સામે તે વખત કદાપિ લોકોથી બોલી શકાય નહિ, પણ તે જુલમ તેમના અંતઃકરણમાં ઊંડા કોતરાઈ રહેછે, અને મોડાં વહેલા પર્યંત કોઈ પણ રૂપમાં તે મહા વિષના વૃક્ષને ઉત્પન્ન કર્યા વિના રહેતા નથી. પણ જાણે આટલું બસ નહોય, તેમ અવિચારી જેમ્સે ધર્મની બાબતમાં પણ પ્રજાને ચીડવવા માંડી.

ધર્મવિરોધ પહેલ વહેલો એણે કસોટીના કાયદાને ન ગણકારી લશ્કરમાં કાથોલિક સરદારો રાખવાની વાત કાઢીને શરૂ કર્યો. પાર્લામેંટે એ દરખાસ્ત મંજુર રાખી નહિ, ત્યારે તેને એણે એકદમ રૂખ્સદ આપી. બીજી પાર્લામેંટમાં પોતાને આધીન રહે એવા માણસોજ પસંદ કરવાની એણે ગામેગામ શખ્ત તાકીદો વારંવાર લખવા માંડી, અને એમ કરવા કબુલ ન થવાથી કેટલાક કસ્બાના એણે પટા છીનવી લીધા. તોપણ જ્યારે એણે જોયું કે આ વાતમાં તો લોક મારા દબાવ્યા દબતા નથી, ત્યારે એણે બીજી પાર્લામેંટ બોલાવવાની વાતજ માંડી વાળી.

આમ જ્યારે કસોટીનો કાયદો પાર્લામેંટની મારફત બંધ પાડી શકાયો નહિ, ત્યારે એણે એ તકરાર ઇનસાફની કોર્ટમાં આણી, અને સાંના ચાર જડજને બરતર્ફ કરી બાકીનાં પાસે એવું ઠેરવાવ્યું કે રાજા પોતાની સત્તાથી ગમે તે કાયદાનો અમલ બંધ પાડી શકે. હવે એણે પાર્લામેંટની કાંઈપણ દરકાર રાખ્યા વિના ચોતર્ફ કાથોલિકની નીમણુકો રાજ્યમાં કરવા માંડી. વળી એજ સત્તાની રૂએ એણે કાથોલિકોની સામા જે જે કાયદા હતા તે બંધ પાડ્યા. વિશેષ એ કે વ્યાખ્યાન કરતાઓને હુકમ કર્યો કે તમારે કોઈ ધર્મની નિંદા કરવી નહિ—મતલબ કે તમારે કાથોલિક માર્ગની સામા બોલવું પણ નહિ. જ્યારે આ હુકમ અમલમાં આવ્યો નહિ, ત્યારે તેમને શિક્ષાએ પહોંચાડવાના હેતુથી હાઈકમિશન એટલે ધર્મ બાબતની તપાસ ચલાવનારી કોર્ટ પાછી ઉભી કરી—જે કોર્ટને લીધે પહેલા ચાર્લ્સના વખતમાં આટલું બધું તોફાન ઉઠ્યું હતું, જે કાહાડી નાખવાનો લાંબી પાર્લામેંટે

કાયદો કર્યો હતો, અને જે કાયદો પુનઃસ્થાપના વખત કાંઈપણ વાંધા વિના બહાલ રાખવામાં આવ્યો હતો. પણ જેમ્સનો વિચાર તો આ કોર્ટને પાછી પહેલાં જેવીજ ધર્મ બળાત્કારનું સાધન કરવાનો હતો. એ કોર્ટની માર્ફતે હેનરી અને ઇલિઝાબેથે કાથોલિક માર્ગ કાઢી પ્રોટેસ્ટંટ પંથ ઇંગ્લાંડમાં સ્થાપન કર્યો હતો, તો, જેમ્સે વિચાર્યું કે, હું શામાટે એજ દ્વારે પ્રોટેસ્ટંટ પંથને કાઢી પાછો કાથોલિક માર્ગ દાખલ કરૂં નહિ?

હવે જાહેરમાં કાથોલિક માર્ગની ક્રિયાઓ થવા માંડી, જેસ્યુઇટોએ ઠેકાણે ઠેકાણે નિશાળો ઉઘાડી, અને વિવિધનામી બાવાઓ લંડનમાં આવી ધમધોકારે મઠો બાંધવા લાગ્યા. દેશના મહા વિદ્યાલયમાં રાજાએ એક રોમન કાથોલિકને ઉંચ પદવી આપી, અને બળાત્કારે તેમને તે કબુલ રાખવાની જરૂર પાડી, છેવટે તો લોકવિચારને છેકજ તુચ્છ ગણી એણે રોમથી પોપના પ્રતિનિધિને બોલાવ્યો, અને દરબારમાં જાહેર રીતે તેનો સારો આદરસતકાર કર્યો.

લોકવિચાર ગમે એવી રાજભક્તિનો હોય, પણ જ્યાં આવો ધર્મ વિરોધ ચાલે ત્યાં તે કદી પણ ઉશ્કેરાઇ ગયા વિના રહે નહિ. લોકોમાં હોહાકાર થઈ રહ્યો, અને લંડનની પાસે ૧૩૦૦૦ આદમી એકવાર ભેગું થઈ ગયું. પણ હજી કોઈનો વિચાર રાજાની સામા થવાનો નહોતો, અને જો જેમ્સે ચેતીને પાછાં ડગલાં ભર્યાં હોત કે એટલેથીજ અટક્યો હોત, તો એની ખરાબી થાત નહિ. પણ એ દુરાગ્રહી માણસ તો એમજ સમજતો હતો કે પાછા હઠવાથી મારા બાપની ખરાબી થઈ હતી, અને તેથી મારે તો સ્વસત્તા ચલાવવામાં કાંઈપણ પાછું હઠવું નહિ. એજ ડહાપણનું કામછે. એને તો કેવળ આપ અખ્ત્યારીજ જોઇતી હતી, અને સ્કાટલાંડ તથા આયર્લાંડમાં એણે એમજ કરવા માંડ્યું હતું.

સ્કાટલાંડમાં મૂળથી એણે રાજકિય તથા લશ્કરી સત્તા કાથોલિકના હાથમાંજ સાધિન કરી હતી. પછીથી પાર્લામેંટને કહ્યું કે તમે કાથોલિકને છૂટ આપવાનો કાયદો કરો. આ દેશની બિચારી પાર્લામેંટ ચાર્લ્સના વખતથી રાજાની હાંજીહાજ ભણનારી થઈ પડી હતી, તોપણ તેને પણ આ વાત બહુ ભારે લાગી, અને જ્યારે એવી લાલચ દેખાડી કે ઇંગ્લાંડ સાથે નિરંકુશ

વ્યાપાર ચલાવવાની તમને રજા આપીશું, ત્યારે તેમણે જવાબ દીધો કે કેશું અમે અમારો ધર્મ વેચીશું? આમ જ્યારે કાંઈ વળ્યું નહિ, ત્યારે જેમ્સે પોતે જડજોને હુકમ કર્યો કે તમારે કાથોલિક સામેના કાયદા મારી સત્તાની રૂએ રદબાતલ ગણવા, અને તે પ્રમાણેજ ત્યાં ચાલવા લાગ્યું.

આયર્લાંડમાં તો પાર્લીમેંટને પૂછવાની પણ તસ્દી ન લેતાં એણે કાથોલિકોને મોકળે ચાલવા દીધા હતા, અને ૧૬૮૭ ના સાલમાં એવા હઠ હઠતા કાથોલિકને ત્યાં સુબો કરીને મોકલ્યો કે તેણે સઘળી મુલકી અને લશ્કરી નોકરીમાંથી તમામ પ્રોટેસ્ટંટોને હાંકી મૂક્યા, ડબ્લિન વગેરે શેહેરના પટા ખૂંચી લીધા અને લશ્કરમાં ખૂબ વધારો કરવા માંડ્યો. તેમાં અલબત્ત ચૂંટી ચૂંટીને કાથોલિકોનેજ ભર્યા. લશ્કર વધારી તેના ભયે ઈંગ્રેજ પ્રજાનું સર્વ સ્વાતંત્ર્ય હરી લેવાનો વિચાર જેમ્સે કર્યો હોય એમ સ્પષ્ટ જણાયછે. ચાર્લ્સે પણ તજવીજે સ્થાયી લશ્કર વધારીને ૧૦૦૦૦ નું તો કર્યું હતુંજ, પણ એણે તો એક ઝપાટે ૨૦૦૦૦ નું કરી મૂક્યું.

ધર્મ છૂટનું જાહેરનામું. રાજાની આવી દાનત જોઈ ઈંગ્રેજ લોક ક્યારના એની સામા જોશમાં આવ્યા હતા. માત્ર પાદ્રીઓજ હજી વિચારમાં હતા કે કરવું શું? રાજા કાયદાની ઉપરછે અને તે તો જે કરે તે મૂગે મોઢે ખમવું જોઈએ, એવો બોધ કરનારા જે એપિસ્કોપલ ધર્મગુરૂઓ, તેમને મોટો વિચાર થઈ પડ્યો કે આપણાથી તે કેમ બોલાય કે રાજાની સત્તા હવે તો રોકવી જોઈએ. માટે, આટલો તેમનાજ ધર્મનો વિરોધ થતો હતો, તો પણ તેમણે પોતાની રાજભક્તિ કાયમ રાખી, અને કાંઈ બોલવું નહિ એવો હજી પણ નિશ્ચય કર્યો.

પરંતુ મૂર્ખ જેમ્સ તેમને મોંમાં આંગળી ઘાલીને બોલાવે એમ હતું. પોતાના ભાઈને ધર્મ છૂટનું જાહેરનામું કાઢવાથી કેટલી મુશીબતો વેઠવી પડી હતી, તે જાતે જોએલી છતાં એણે તેમ કરવાની હીમત ચલાવી. એના મનમાં એમ હતું કે એમ કરવાથી પ્રેસ્બિટેરિયનો બાજવાઈ મારા પક્ષમાં આવશે. જે લોક મીઠડા ચાર્લ્સથી પણ ભોળવાયા નહોતા, તે લોક એનાથીજ શું આ વેળા ભોળવાવાના હતા? જ્યારે કે એણે સ્કાટલાંડમાં નવા કાયદા ઘડાવી એ માર્ગના લોકને કુતરાને મોતે મારી નંખાવ્યા હતા

અને હિંયા પણ તેમના ઉપર બને તેટલો જુલ્મ કર્યો હતો. તેથી એ લોક તો સૌથી વધારે બૂમ પાડો ઉઠ્યા કે અમારે એવી ધર્મની છૂટ જોઇતી નથી.

ડાહ્યા ડાહ્યા કાથોલિકોએ પણ આવી જેમ્સને વીનવ્યો કે તમે છેક ઉછાળી પગ ભાગો નહિ. પણ જેમ્સ કોઇનું માને એવો નહોતો. બિચારા કાથોલિક નિરાશ થઈ પોતાને ઘેર ગયા, અને મનથી નિશ્ચય કર્યો કે આપણે તો સમજીને રાજદરબારથી દૂર રહેવું, નહિ તો વિફરેલી પ્રજા પહેલ વહેલો ભાર કૂટો આપણેજ વાળી નાખશે. હજી પણ આપમતિયો આ અભાગિયો રાજા કાંઇ સમજ્યો નહિ. પણ એ જાહેરનામું ફરીથી કાઢ્યું, અને આ વખતતો એવી આજ્ઞા કરીકે તમામ સરકારી ધર્મ ગુરૂઓએ તે પોતાના દેવલોમાં સર્વ સમાજને વાંચી સંભળાવવું. આતો બહુ થઇ. એપિસ્કોપલ ધર્મ ગુરૂઓ તે બિચારા હવે પોતાની રાજભક્તિ ક્યાં સુધી જાળવી શકે ? તો પણ તેમણે હજી નમ્રતાથી રાજાને વિનવવાનોજ વિચાર રાખ્યો. સાન્ક્રોફ્ટ નામના મુખ્ય ધર્માધ્યક્ષની સાથે બીજા છ ધર્માધ્યક્ષોએ મળી એક રાજાને વિનય પૂર્વક અર્જી કરી કે અમને અમારા મત વિરૂદ્ધ વર્તવાની ફરજ પાડવી જોઇએ નહિ.

---

## લગ્ન સંબંધી હિંદુ ધર્મશાસ્ત્રના નિયમો.

મદ્રાસ ઈલાકામાં હિંદુ વિધવાઓના પુનર્લગ્નનો ઉઠાવો હાલ કેટલાક વખતથી શરૂ થયોછે. કેટલાંક પુનર્વિવાહ થઈ ચૂક્યાછે, અને વધારે કરાવવા માટે ચોતર્ફ ભારે પ્રયત્ન ચાલેછે. એમાં દિવાન બહાદુર રઘુનાથરાવની આગેવાની હોવાથી મોટા મોટા ૪૦૦ હિંદુ ગૃહસ્થોની એક સભા ઉભી થઇછે, અને એ સભા તર્ફથી મથાળે લખેલું એક નાનું ચોપાનીયું બહાર પડ્યુંછે, અને તેનું ગૂજરાતી ભાષાંતર "ગૂજરાતી" છાપખાનામાં છપાઇને અમારી તર્ફ આવ્યુંછે તે અમે ઘણુંજ કિંમતી ગણીએ છીએ. બાળલગ્ન અને પુનર્વિવાહ સંબંધી શો શાસ્ત્રાર્થ છે તે એમાં ઘણી મહેનતથી શોધીને એકઠો કર્યોછે અને તે બાબતના પ્રમાણ સંક્ષેપમાં પણ એટલાં બધાં બતાવ્યાં છે કે અમે એ નાના ચાર પૃષ્ઠને સુધારાની ચતુરંગી સેના સમાન ગણીએ છીએ, અને તે હમેશને માટે નોંધી રાખવાના હે-

થી એ નિયમો તથા તેના પ્રમાણ તેમાં જે રીતે દર્શાવ્યા છે તે નીચે તારી લઇએ છીએ.

૧. હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે લગ્ન દરેક સ્ત્રી પુરૂષની ઇચ્છાની ઉપર આધાર રાખે છે.

ઋગ્વેદ ૧૦, ૯ અને ૩૭, ૮૫.
આપસ્તંભ સૂત્ર ૧, ૧, ૪, ૨૯.
એજન ભાષ્ય, પાનું ૧૦. મુંબાઈમાં છપાયલી આવૃતિ.
મનુ. ૨-૪; ૨, ૨૪૩, ૨૪૪, ૨૪૯; ૫, ૫૬; ૯, ૮૯.
વિષ્ણુ. પ્રકરણ ૨૮, ૪૩, ૪૬.
યાજ્ઞવલ્ક્ય. પ્રકરણ ૧, ૪૯ થી ૫૧ સુધી. મુંબઈ.
હરિત. પ્રકરણ ૩, ૧૨ થી ૧૭ સુધી.
વશિષ્ઠ. પ્રકરણ ૭.
દક્ષ. પ્રકરણ ૧.
સંવર્ત, શ્લોક ૩૪ અને ૩૫.
ઐાશાનસ, પ્રકરણ ૩.
વ્યાસ. પ્રકરણ ૧.
ગાતમ. પ્રકરણ ૩.
મહાભારત ઉદ્યોગપર્વ. અ. ૧૨૦, ૫ અને ૬; અ. ૧૩૭ થી ૧૦૭ સુધી.
એજન શલ્યપર્વ. અ. ૫૩.
વિષ્ણુપુરાણ ૧-૧૦, ૧૮ અને ૧૯, ૨, ૧૦, ૧૩-૧૫.
શ્રીભાગવત, ૩-૨૧-૨૭; ૩-૨૨-૯; ૪-૧-૬, ૭, ૧૨-૧૪, ૧૧-૧૭-૩૦ અને ૩૦.
માર્કંડેયપુરાણ. પ્રકરણ ૨૮, ૧૫, ૧૬; અ. ૧૨૬, ૪૫, ૪૬, ૪૯.
અગ્નિપુરાણ પ્રકરણ ૧૫૩-૧૦.
દેવી ભાગવત ૫-૧૭.
માધવીય-તે-મ, ૧૦૫.
કૃષ્ણાચાર્ય સ્મૃતિ. ૫. ૩૯.
અવિવાહિત સ્ત્રી અગર પુરૂષને વિવાહિત સ્ત્રીપુરૂષના કરતાં

વધારે શ્રેષ્ઠ સ્વર્ગ પ્રાપ્ત થાયછે.

મનુ ૨, ૨૪૩, ૨૪૪, અને ૨૪૯.

વિષ્ણુ, ૨૮, ૪૭.

શ્રીભાગવત ૨, ૬, ૧૮.

૩. વાયુણા, ધરણી, મન્દોદરી, અમ્બા, શાણ્ડલી, યયાતીની કન્યા દેવહુતી, વૈદર્ભી, ગાર્ગી, વાચકનેવી, બડવાપ્રાચેતેયી, સુલભામૈત્રેયી, મૈત્રેયી, વગેરે પ્રમાણે સ્ત્રીઓને લગ્ન થયા પહેલાં અથવા પછીથી વાનપ્રસ્થ આશ્રમ ગૃહણ કરવાનો અધિકાર છે.

૧. બ્રહદારણ્યકોપનિષત્. ૨ મનુ. ૩ વિષ્ણુ. ૪ યાજ્ઞવલ્ક્ય. ૫ હારીત. ૬ ભારત. ૭ ભાગવત. ૮ વિષ્ણુપુરાણ. ૯ માર્કંડેયપુરાણ. ૧૦ મત્સ્ય. ૧૧ દેવી ભાગવત ઇત્યાદિ.

૪. કોઈ કન્યાનું તેની સંમતિ સિવાય લગ્નવિધિથી દાન કરી શકાયનહિ. વશિષ્ઠ, કાત્યાયન, ભારત, ભાગવત, દેવી ભાગવત, માર્કંડેયપુરાણ પ્રકરણ ૫૨, ઇત્યાદિ.

૫. પોતાનું પંદરમું વર્ષ પૂરૂં થયા સિવાય કોઈપણ પુરૂષ લગ્ન કરવાને યોગ્ય થઈ શકતો નથી. દક્ષ. પાનું ૩૮૩. ક. આ.

અશ્વાલાયન ૧-૧૮, ૨, જીમૂતવાહન વગેરે.

૬. દશ વર્ષ થયા સિવાય કોઈપણ કન્યા લગ્ન કરવાને યોગ્ય થઈ શકતી નથી.

ઋગ્વેદ, ૧૦, ૮૫, ૨૧, ૨૨, ૪૦, ૪૧.

મનુ. ૩-૫, વિદ્યાનાથ દીક્ષિત.

સંવર્ત ૫૮૯, ૫૯૦. કલકત્તા આવૃતિ.

સ્મતિ. પૃ. ૨૯.

યાજ્ઞવલ્ક્ય. ૧. ૫૨.

વિજ્ઞાનેશ્વર. મિતાક્ષર મુ. આ. પ. ૯.

પરાશર. ૭, ૨૪.

વશિષ્ઠ, પ્રકરણ ૮ તથા ૧૭ વગેરે.

૭. ઋતુપ્રાપ્તિ (રજસ્વલા) થયા પછી ત્રણ વર્ષ પૂરાં થતાંની અંદર

જો પોતાનો વાલી પોતાનું લગ્ન કરવામાં ગફલત કરે તો કન્યાએ પોતાનું લગ્ન પોતાની મેળે કરી લેવું.

મનુ, ૯, ૯૦, ૯૧.
મનુ, ભવદેવ ભટ્ટ પ્રમાણે.
ગૌતમ, પાનું ૪૨૩. ક. આ.
વિષ્ણુ પ્રકરણ. ૨૪.
બૃહસ્પતિ.
યાજ્ઞવલ્ક્ય, ૧, ૬૪.
લિખિત પાનું ૩૭૭.
યમ, મુંબાઈવાળી આવૃત્તિ, પાનું ૨૯.
મહાભારત, અનુ. ૪૪.
મત્સ્યપુરાણ અ. ૨૨૭, ૨૭, ૨૮.

૮. લગ્ન એટલે વધૂને પોતે અથવા પોતાના વાલીએ વરને આપ્યાં પછી વધુવરે એકબીજાની સાથે એક થવાનો તથા એકજ થઈને રહેવાનો કરાર; એ કરાર થયો કર્યાથી અથવા લગ્નક્રિયાના આરંભથી ચોથી રાતે અથવા ત્યાર પછી શરીર સંબંધ કર્યાથી પરિપૂર્ણ થાયછે, અને ત્યાર પછી વરનું જે પિંડ, ગોત્ર તથા સૂતક તેજ વધૂનું પણ પિંડ, ગોત્ર તથા સૂતક થાયછે.

ઋગ્વેદ, ૧૦, ૮૫.
યજુ. મંત્રપ્રશ્ન.
સામ.
મનુ.
અશ્વલાયન ૧, ૮, ૧૦, ૧૧, ૧૨.
આપસ્તંબ ગૃહ્યસૂત્ર તથા ધર્મસૂત્ર. ૨, ૬, ૧૫, ૧૦.
ગોભિલ. ૨, ૩, ૧૩, ૧૫, ૨, ૫, ૧, ૭.
ભવદેવભટ્ટ ઉધૃતમનુ.
કાત્યાયન ૫, ૬.
યાજ્ઞવલ્ક્ય ૧, ૮૧.
લિખીત પૃ. ૩૦૭. ક. આ.

યમ સ્મૃ પૃ. ૨૯.
મહાભારત, પદ્યપર્વ. પ્રકરણ ૫૩.
હરિવંશ. ૧૦૪, ૧૦૮.
વિષ્ણુપુરાણ. ૫, ૨૭.
સંસ્કારકૌસ્તુભ, પાના ૧૬, ૧૭.
સ્વીમિત્રોદય.

૯. કોઇ સ્ત્રીનો તેનો પતિ મૃત થયા પછી ફરીથી પરણવાની ખુશી થાય તો તે પરણી શકશે; તે જો કુમારિકા અવસ્થામાં હશે તો તેનું લગ્ન વૈદિક વિવાહવિધિ પ્રમાણે થશે; જો તે કુમારિકા નહિ હશે તો વૈદિક વિધિ પ્રમાણે તેનું લગ્ન થાય નહિ.

મનુ. ૮, ૨, ૨૬, ૯-૭૬, ૧૭૫, ૧૭૬,
મનુ-માધવ.
પરાશર. પ્ર. ૨-૩૧.
વિષ્ણુ. ૧૫, ૯૨, ૯૩.
યાજ્ઞવલ્ક્ય, કૃષ્ણાચાર્ય.
વશિષ્ઠ. પ્ર. ૧૭.
મહાભારત આદિ. ૧૨૦, ૧૨૨, ૧૨૩.
ભિષ્મ. પ્ર ૯૦
આનન્દતીર્થાચાર્ય, પ્ર. ૨૦, ૧૧૧.
નારદ પ્ર. ૧૨, ૯૬, ૧૦૦, સુધી
ભાગવત, ૯, ૯, ૨૯, ૩૦, ૩૪,
શાતાતપ, તંત્રપુર, પાડા,
બૌદ્ધાયન, વૈદ્યનાથદીક્ષિત.
ઋગ્વેદ. ૧૦-૧૮, ૮, ૯,
તૈતરીય આ. ૬, ૧.
અથર્વવેદ ૧૪.
અગ્નિપુરાણ. પ્રકરણ ૧૫૪.

૧૦. પોતે અથવા પોતાનો વાલી પોતાની સંમતીથી કન્યાને વરને આપે તેજ ક્ષણે અને વર તે ગ્રહણ કરે ત્યારે લગ્ન સંબંધ કાયદાસર થાય

છે. અને એ સંબંધ વર મૃત થયા પછી તરતજ તુટેછે.

પુનર્ભૂ શબ્દની કશ્યપ તથા બૌધાયનની વ્યાખ્યા, મહાભારતે વન, ૨૯૩, ૨૯૪, ૨૯૫.

ઉદ્યોગ, ૧૭૩, ૧૭૭, સુધી.

ધર્મસિંધુ. ૧, ૧, ૨, સંસ્કાર કૌસ્તુભ. પૃ. ૧૭૨.

૧૧. પુનર્વિવાહ કરેલી સ્ત્રીના સંતતિ ઔરસછે મનુ, વિષ્ણુ, પરાશર, બાદ્રાયન, નારદ, વશિષ્ટ, યાજ્ઞવલ્ક્ય ઈત્યાદી.

૧૨. કુમારિકા વિધવા પુનર્વિવાહ કરી પોતાના પતિની સાથે રેહે ત્યારે સંભોગ થયા પછી તે તેના પતિના ગોત્ર, પિંડ તથા સૂતકવાળી થાયછે.

કલ્પધ્રુમ, ટોડાપર, બુધિવિલોચન.

---

## સ્વભાષાપ્રતિ વિદ્વાનોના ધર્મ.

(શ્રીનારાયણ હેમચંદ્ર).

સ્વદેશી ભાષાનો યથાસ્થિત અભ્યાસ થયાથી કોઈ પણ દેશમાં સારા ગ્રંથકારો ઉત્પન્ન થઈ શકેછે. સ્વભાષા માના દૂધ જેવીછે. જેવી રીતે માનુ દૂધ બાળકને તૃપ્તિદાયક તથા બળવર્દ્ધક છે, તેવી રીતે માતૃભાષાના પ્રેમી આશ્રયથી મનનો ભાવ વગર હરકતે અને તૃપ્તિની સાથે જેમ કહેવાઈ શકાયછે, તેમ બીજી કોઈ ભાષાનો આશ્રય લીધાથી કહી શકતો નથી. વિદેશીય ભાષામાં કોઈ પણ માણસ ચાહે એટલો હોશિયાર હોય, તો પણ પોતાની સ્વભાષામાં તેવી હોશિયારી મેળવવી એ તેના કરતા ઓછી મહેનત ભરેલી છે, અને તે હોશિયારી હોય તો પોતાની સ્વભાષામાં ગ્રંથરચના પારકી ભાષા કરતાં ઘણી સહેલી માલમ પડેછે એમાં કંઈ સંદેહ નથી. કોઈ દેશમાં વિદેશીય ભાષાનો પ્રચાર વધારે હોવા છતાં તે ભાષાનો જોઇયે તેટલો અભ્યાસ ઘણાજ થોડા લોકો કરી શકેછે, કેમકે તેમાં ઘણો ખર્ચ કરીને ઘણી લાંબી મુદત સુધી ઘણી મહેનત કરવાની જરૂર પડેછે. આટલું કરે તેજ કેવળ થણીક રીતિ તે ભાષાના ગૂઢ ભેદ તથા તેના દરેક શબ્દ અને દરેક વાક્ય જોડવાથી કેવા વિવિધ અર્થ થઈ જાયછે, અને કઈ જગા ઉપર વ્યવહારમાં વપરાઈ શકે તે જાણી શકેછે, અને એમ જાણે ત્યારેજ તે ભાષામાં પુસ્તક રચવાને તે લાયક થઈ શકેછે. ઘણા માણસો તો પરભાષા

નું અનુશીલન કરવામાં તેટલો ખર્ચ અને તેટલી મહેનત તથા મન લગાડી શકે નહિજ, અને તેથી તે ભાષામાં તેઓને તેવી માહિતી પેદા થતી નથી. એ ઉપરથી સિદ્ધ થાયછે કે જે દેશમાં વિદેશીય ભાષાનું અનુશીલન વધારે છે, તે દેશમાં તે વિદેશીય ભાષા સારી પેઠે જાણનારા તો ઘણાજ થોડા, નહિ જેટલા, હોવાના; અને મધ્યમપણે જાણનારની સંખ્યા પણ આંગળી-પર ગણાય એટલીજ હોઇશકે. તેનું ઉદાહરણ જોવું હોય તો આપણા દેશીઓમાંથી કેટલા થોડા સારૂં ઈંગ્રેજી લખી શકેછે તે તપાસવું. ઘણાનું લખવું એવું તો હોયછે કે ઈંગ્રેજો તે ભાષાને બાબુ ઈંગ્રેજી કહીને ઉપહાસ દરેક વર્તમાનપત્રમાં હમેશા કરેછે. એમાં કંઈ અજાયબી નથી. કારણકે દેશનો ઘણો ભાગનો તે વિદેશીય ભાષાથી કેવળ અજ્ઞાનજ રહેવાનો. ભરતખંડમાં સંખ્યાનુસારે સ્વાભાવિક શક્તિવાળા માણસો ઘણા હોવાનો વધારે સંભવ છે. પરંતુ વિદેશીય ભાષામાં તેઓ વધારે હોશિયાર ન હોવાથી અને સ્વભાષાનું તો પૂરેપૂરૂં જ્ઞાન શાળામાં મળેલું નહિ એટલે તેની શક્તિ દેશમાં ગ્રંથો-ત્પત્તિના કામમાં બહુ કામ લાગી શકતી નથી. એથી ઉલટું સ્વભાષા સધ-ળાને સ્વલ્પ મહેનતે સાધ્ય છે. તે શીખવી એવી સહેલી છે કે આપણે ક્યારે ને કેમ શીખ્યા તેનું પણ આપણને થોડુંજ ભાન રહેછે. એ શીખ-વાને માટે તેનું વ્યાકરણ શીખવાની જરૂર પડતી નથી. માતૃભાષા સિવાય બીજી કોઈ ભાષમાં કયો માણસ ઉત્તમ કાવ્ય રચવાને શક્તિમાન થયોછે? જુઓ રોમન રાજ્યમાં પૃથ્વીના ઘણાખરા દેશના લોક લાટિનનો અભ્યાસ કરતા હતા, પરંતુ ઇટાલી દેશ જ્યાં તે વેળાએ રોમન અર્થાત્ લાટિન ભાષા બોલાતી હતી, તે દેશના લોક સિવાય બીજા દેશના લોકો ગમે એટલું મથ્યા તો પણ એ ભાષામાં પ્રસિદ્ધ કાવ્ય કરવામાં ખ્યાતિ મેળવી શક્યા નથી વર્જિલ અને ઓવિડ, હોરેસ અને લુક્રેશિયસ, સિસરો અને પ્લિની, લિવિ અને ટાસિટસ એ સઘળા ઇટાલીના રહેવાસી હતા. એ વેળા ફ્રાન્સ અને સ્પેન દેશના લોકો લાટિન ભાષાનો ઘણોજ અભ્યાસ કરતા હતા પણ તેમને તે પરભાષા હોવાથી તે દેશમાં કોઈ વિખ્યાત ગ્રંથ-કાર ઉત્પન્ન થઈ શક્યો નહિ. જ્યાં સુધી ઈંગ્રજ લોકો લાટિન ભાષાનું અ-ધ્યયન કરતા ત્યાં સુધી ઇંગ્રેજી કે લાટિન ભાષામાં કોઈ સારા પુસ્તકો થયાં નથી. ત્યારપછી જ્યારે યુરોપમાં પંડિતો પોતપોતાની સ્વભાષામાં વધારે હોશિયારી

મેળવવાનો યત્ન કરવા લાગ્યા, ત્યારે ડાન્ટી અને ટાસો, કોર્નિલ અને રેસીન અને સર્વાન્ટિઝ અને લોપડિવેગા ઇત્યાદિ અનેક ગ્રંથકારો મનની ઉન્નતિ કરવાવાળા અને વિનોદ આપવાવાળા ઉત્પન્ન થવા લાગ્યા. જ્યાં સુધી ઇંગ્લંડ દેશમાં નાર્મન ફ્રેન્ચભાષા અથવા જર્મની દેશમાં ફ્રેન્ચ ભાષાનું અનુશીલન પ્રબલ હતું, ત્યાં સુધી કોઈ સુપ્રસિદ્ધ ગ્રંથ રચનાર એ દેશોમાં ઉત્પન્ન થયા નહોતા. ત્યારપછી જ્યારે એ બંને દેશમાં ચાલતી ભાષાનું અધ્યયન ધીમે ધીમે વધવા લાગ્યું, ત્યારે પ્રચંડ માનસિક વીર્યવાન શેક્સપિયર અને મિલ્ટન, ગેટે અને શિલર, વગેરે સેંકડો ગ્રંથકારો પોતપોતાના પ્રકાશિત કાવ્યથી મર્ત્ય લોકને સદાના વિસ્મય પમાડી ગયાછે. એશિયાખંડમાં જુઓ. જ્યાં સુધી ઇરાન દેશ આરબી ભાષાની આલોચના કરવામાં વધારે પ્રવૃત હતો ત્યાં સુધી કોઈ પ્રસિદ્ધ કાવ્ય રચનારનો ત્યાં ઉદય થયો નહોતો. ત્યારપછી જ્યારે સ્વભાષાના ઉપર લોકોની પ્રીતિ થવા લાગી, ફિરદોશીના શાહનામા જેવાં વૃત્તાન્તમય વીરરસ-પ્રધાન મોટાં મોટાં અનેક મહાકાવ્યો રચાવામાં આવ્યા, ત્યારે શેખશાદીજી તેના મધુર રસવાળા સરલ બોધકાવ્યની સાથે ઉત્પન્ન થયા તે વેળાએ હાફિજે ચિત્ત પ્રમોદક પરમ રમણીય સ્થાને સ્થાને તત્વબોધ રસપૂર્ણ સંગીતાવળી પ્રકટ કરી, અને જલાઉદ્દીન રૂમીએ વિવિધ પ્રસંગવાળું મસનવી નામનું પરમોત્કૃષ્ટ આશ્ચર્યકારક કાવ્ય પ્રકાશ કર્યું. જોવામાં આવેછે કે કોઈ દેશમાં પારકી ભાષાનું જોર વધારે હોયછે ત્યારે પણ જે કંઈ હૃદયની સ્ફુર્તિથી ખરી કવિતા નિકળેછે તે વિદેશીય ભાષામાં નહિ પણ સ્વભાષામાંજ નીકળે છે. જ્યારે ફ્રાન્સ અને જર્મની દેશમાં લાટિન ભાષાનું વધારે જોર હતું, તે વેળાએ અમૃતના જેવી હૃદયને સ્ફુર્તિ આપવા વાળી કવિતા, તો પારકીભાષાના દાસત્વને ધિક્કારી સહૃદયતા વગરના દાંભિક કવિયોનું માનસ-ક્ષેત્ર છોડી ટ્રૂવિડોર અને મિનિગરના નામના દરિદ્રી ભાટકના ગાયન કરનારાઓના હૃદયમાં રહીને સરસ અમૃતના જેવા કાવ્યદ્વારા સમસ્ત પ્રજાના મનને મોહિત કરતી હતી.

આપણા આ ગૂર્જર દેશનાજ઼ેમજી ભણેલા દેશી વિદ્વાન ઇંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ કાવ્યકાર તથા પુસ્તક કર્તામાં જાહેરમાં ગણાવાની અભિલાષા કરે છે તેની સમાન તે બીજી ભ્રમણા કેવી! જે કદી થયું નથી ને જે કંઈ થનાર નથી, તે શી રીતે પાર પડે! વિશ્વ કીર્તિવાન મહારાજ ફ્રેડરિકનું

દૃષ્ટાંત તેઓએ યાદ રાખવું જોઇએ. આ યશસ્વી ભૂપતિ બાલ્ય કાલથી ફ્રેન્ચ ભાષા જાણીને તે ભાષામાં ઘણો હોશિયાર થયો હતો, તે ફ્રાન્સ દેશના લોકોની સાથે વાત ચિત કરવામાં સઘળો વખત ગાળતો હતો. પોતે એ ભાષામાં ઘણા સારા સારા પુસ્તક કર્યાં હતાં, તથાપિ તેના કરેલા પુસ્તકોમાં એ ભાષાના અશુદ્ધ પ્રયોગ બતાવીને પારિસના રહેવાસીઓ હસતા હતા તે વેળાએ પોતે એક સભા બોલાવીને વાલટેયાર નામના ફ્રાન્સદેશના મહા પંડિતની આગળ જ્યારે તેણે પોતાના લખેલા નિબંધ સુધારવાને માટે મોકલ્યા ત્યારે વાલટેયરે કહ્યું કે રાજાના કેટલાંક મેલાં કપડા ધોવાને માટે મારી આગળ મોકલ્યાં છે."

ઘણાક આજ કાલના અંગ્રેજી ભણેલા જુવાનીયાઓ કહેછે કે ગૂજરાતી ભાષા ઘણી અપૂર્ણ છે તેમાં પુસ્તકો લખવા ઘણા મુશ્કેલ છે, પરંતુ તેઓ વિવેચના કરીને જોતા નથી કે સિસિરોના વખતે લાટિન ભાષા પ્રમાણે અથવા લેસિંગના વખતે જર્મન ભાષા પ્રમાણે શું આપણી ગૂજરાતી ભાષા અપૂર્ણ છે? પોત પોતાની સ્વભાષાની ઉન્નતિ કરીને ઉપર લખેલા બે મહા પુરૂષો કેવા યશસ્વી થયા છે! જો આપણે સ્વભાષાની ઉન્નતિ કરવામાં યત્નવાન થઇએ તો એવી રીતે યશસ્વી આપણે પણ થઇ શકીશું. આહા! ગૂર્જર ભાષાની દુરવસ્થા જોઇને તેના ઉપર આજ કાલના બી. એ. એમ. એ. ઉપાધિધારી ગૂજરાતી તરૂણોના હૃદયમાં શું કંઇ પણ કરૂણાનો સંચાર થતો નહિ હોય? તેઓ કેવી રીતના હૃદય ધારણ કરેછે તે તેઓજ જાણે! સ્વભાષાના ઉપર ઇંગ્રેજોની શ્રદ્ધા જોયાથી આપણને અજાયબી થાયછે. સદે નામનો ઇંગ્રેજ ગ્રંથકર્તા કહેછે "જે જગા ઉપર એક ખરા ઇંગ્રેજી શબ્દથી મનનો ભાવ જણાવી શકાય છે તે સ્થળમાં જે માણસ ફ્રેન્ચ અથવા જર્મન ભાષાનો બોલ બોલેછે તેને સ્વભાષાની હસતિ માટે ગળે ફાંસો ઘાલી લટકાવી દેવો જોઇએ." ઉપલા ગ્રંથ કર્તાનું આ બોલવું અતિશય કટુછે, તથાપિ સ્વભાષા ઉપર ઇંગ્રેજોનો કેટલો પ્રેમ છે તે એથી સારી પેઠે માલમ પડેછે ઇંગ્રેજોના ગુણનું અનુકરણ ન કરતાં દોષનું અનુકરણ કરવામાં આપણે વધારે હોશિયાર છિયે, સ્વદેશ અને સ્વદેશીય પદાર્થ ઉપરના તેઓના ગાઢા પ્રેમની આપણે નકલ કરતા નથી. દરેક માણસને દુનિયાના સર્વ સ્થાનના કરતાં એક જગા

વધારે પ્રિય હોયછે. ધ્રુવ તારાના ઉપર જેમ હોકા યંત્રનો કાંટો રહે છે, તેમ માણસ ગમે ત્યાં ફરેછે તો પણ તેનું મન તે જગા તરફ રહેલું હોયછે–તે જગા તે સ્વદેશ–તે જગાની સાથે તેનું ખાસ અસ્તિત્વ;–તે જગા તેના પ્રાણપ્રિય જનોનું રહેઠાણ છે. તે પ્રિય, મનોહર સ્વદેશ ઉજ્જડ અને પ્રમોદ વગરનો હોય તો પણ બીજા ઘણા ઉત્તમ દેશોના કરતાં મનોહર લાગેછે એટલુંજ નહિ પણ કાશ્મીરના નિર્મળ સરોવર અને મનોહર બગીચા સિરાજના સારા ગુલાબના બગીચા અને નેપલ્સની પ્રાસેના પાણીના તથા કિનારાની નયનહર શોભાથી હસતા વિખ્યાત ઉપસાગર પર્યંત તેઓને ભુલવાને શક્તિવાન થઈ શકતા નથી એવી રીતની સ્વદેશનાં ઉપર જેઓની પ્રીતિ નથી તેઓને શું માણસ કહી શકાય!　　　　(સંપૂર્ણ.)

---

## केळवणी खातानें लगता सरकारी ठरावो.

ગવર્મેન્ટનો ઠરાવ નંબર—૬૬૧૮

રેવીન્યુ ડીપાર્ટમેંટ.

કિલ્લે મુંબાઇ. ૧૩ મી આગષ્ટ ૧૮૮૫.

સેક્રેટેરિયટના કેળવણી ખાતા તરફથી યાદી નંબર, ૬૩૪૭ સને ૧૮૮૫ ના જુલાઈ ૧૭ મી તારીખની આવીછે તેની સાથે ડિરેક્ટર આવ્ પબ્લિક ઈન્સ્ટ્રકશનનો કાગળ તા. ૧૧ મી એજન નંબર–૨૨૯૯નો આવ્યો તે સાથે ઉત્તર પ્રાંતના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરનો ૯ ફી એજન નંબર ૧૭૮૧ નો નીચે પ્રમાણેનો કાગળ શામિલ છે.

"દરેક ગામમાં નિશાળે જવા લાયક ઉમરનાં એટલે પાંચની ઉપર અને ૧૫ ની નીચેના છોકરાંની સંખ્યા બતાવવા હોયતૃત તલાટીના નમુના નંબર ૧૩ માં બે ખાનાં વધારવામાં કાંઈ હરકત હોય તો તે બાબત આપના અભિપ્રાયની મેહેરબાની કરવા હું માનપૂર્વક વિનંતિ કરૂંછું. હાલ એ નમુનામાં જન્મથી ૧૮ વર્ષ સુધીનાં તમામ છોકરાંની સંખ્યા આપી હોયછે તે કેળવણી ખાતાના કામને સારૂં કાંઈ ભરોસા જોગ થઈ પડતી નથી. જે વધારાની હું ભલામણ કરૂંછું તે કર્યા હોય તો ગામમાં નિશાળે જવા લાયક છોકરાં કેટલાં છે અને જાયછે કેટલાં તેનો બરાબર મુકાબલો કોઈપણ વખતે થઈ શકે. વિશેષ કહેવાનું કે મેં તે કેવી– ––––

પૂછ્યુંછે તેમનો અભિપ્રાય એવોછે કે આ ફેરફારથી તળાટીની ઉપર કાંઈ વિશેષ કામનો બોજો આવી પડશે નહિ.—આ સાથે એ નમુનાની એક નકલ મોકલીછે તેમાં ભલામણ કરેલાં ખાનાં લાલ સહીથી ભરેલાંછે. હું માનુંછું કે એ નમુનાનું પુનઃસંશોધન મિસ્તર સાઇમન્ડસ. સી. એસ. ના માર્ફત થાયછે જે એ કામસર મુંબાઈમાં સ્પેશિયલ ડ્યુટીપરછે અને કહેછે કે છોકરાના ખાનાની બાબતમાં એ ભલામણ ધ્યાનમાં લેવા જોગછે, પણ છોડીઓનો ઉમર સંબંધી તળાટીઓને તપાસ કરવાની છૂટ આપવાથી ફાયદો થવાનો શક રહેછે, અને તે બાબત જાણવાની હાલ કાંઈ જરૂર મને જણાતી નથી."

ઠરાવ.

ઉત્તર પ્રાંતના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની નં. ૧૩ મા નમુનામાં ફેરફાર કરવાની દરખાસ્ત છોકરાઓના ખાનાની બાબતમાં મંજુર કરવામાં આવેછે. હાલ ચાલતા નમુનાનાં ૯ મા અને ૧૦ મા ખાનાંની વચમાં વધારેનાં ખાનાં આ મથાળાનાં કરવાં:—પાંચની અંદરના, પાંચને પંદરની વચેના, અને પંદરની ઉપરના.

(સહી) જે. મોન્ટીથ,
અંડરસેક્રેટરી. ગવર્નમેંટ.

ખરી નકલ.

(સહી). ઈ. જાઇલસ.
એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ઉ. પ્રાં.

---

# सरकारी टराव नं. २६२९.

કેળવણી ખાતુ.

કિલ્લે મુંબાઈ તા. ૫ મી. સપટેંબર. ૧૮૮૫

આક્ટિંગ ડિરેકટર આવ પબ્લિક ઇન્સ્ટ્રકશનની તર્ફથી નં. ૧૩૦૫ તા. ૨૯ મી મે ૧૮૮૫ નો કાગળ આવ્યો તેમાં જાહેર કરેછે કે સરકારી નોકરોએ ફી કમિશન અપવાદી બીના સિવાય લેવું નહિ એવી સેક્રેટરી આવ સ્ટેટે મનાઈ કરેલી તે સરકારીઠરાવ નં. ૧૪૨૩ તા. ૨૭ મી સપ્ટેંબર ૧૮૮૨ નાથી ખાનગી વિદ્યાર્થીઓને ભણાવનારા મહેતાજીઓને બધી રીતે લાગુ પડવાથી હલકા પગારના મહેતાજીઓને અને વિશેષે કરી બહાર જિલ્લામાં ભારે વિટંબણા વેઠવી પડેછે, તથા મુંબાઈની પ્રાંતના

સમાજને તેની રાતની નિશાળને માટે સરકારના આ થએલ હુકમથી મહેતાજીઓ મળી શકતા નથી એવી ફરીઆદ તથા એજ બાબત વલસાડ મ્યુનિસિપાલીટીના મહેતાજીઓ તરફની અર્જી આવીછે, તથા આ ઇલાકાના પાંચે ઇન્સ્પેક્ટરોને એ બાબત પુછાવતાં તેઓ બધા એક અવાજે ગામડાના મહેતાજીઓને એ મનાઇ લાગુ પાડવાનું નાપસંદ કરેછે; અને ભલામણ કરેછે કે ૧૦૦ રૂપિયાના પગારની અંદરના માણસોની બાબતમાં એ મનાઈ અમુક સરતથી ઢીલી કરી હોય તો સરકારની મતલબ બરાબર પાર પડશે, અને વળી વિશેષ લખેછે કે હાલની સામટી મનાઈથી શિક્ષણ શકિત વિશેષે કરીને જિલ્લામાં નકામી રહેછે જે કેળવણીની હાલની સ્થિતિમાં ઘણું અફસોસ કરવા જોગછે.

મુંબાઈના એકાઉન્ટન્ટ જનરલ તરફથી કાગળ નં. એલ. એફ. ૯૨૭ તા. ૪ થી જુલાઈ ૧૮૮૫ નો આવ્યો તેમાં સરકારના નં. ૧૧૯૩ તા. ૨૨ જુન ૧૮૮૫ ના કાગળના સંબંધમાં લખેછે કે ફી લઈને ખાનગી કામ કરવાની મનાઇનો ધારો પ્રાવિન્શિયલ ફંડમાંથી પગાર લેનારા મહેતાજીઓનેજ લાગુ પડેછે એવો હુકમ થયો નથી ત્યાં સુધી સેક્રેટરી આવ્ સ્ટેટનો હુકમ લોકલ તથા મ્યુનિસિપાલ ફંડમાંથી પગાર લેનારને પણ લાગુ પડવો જોઇએ એમ મારો વિચાર છે, અને વળી એ નિયમમાંથી તેમને શા માટે બાદ કરવા જોઇએ તેનું કાંઈ દેખીતું કારણ પણ નથી.

ગવર્નમેન્ટ આવ્ ઇંડિયા હોમ ડીપાર્ટમેંટ તરફથી નં. ૨૫૧ તા. ૧૮ મી આગષ્ટ ૧૮૮૫નો આવ્યો તેમાં આ સરકારના નં. ૧૩૭૮ તા. ૨૧ મી જુલાઈ ૧૮૮૫ ના જવાબમાં આ સરકારની દરખાસ્ત મંજુર કરેછે કે ગવર્નરમેંટ આવ ઇંડિયાની અગાઉથી ખાસ મંજુરી સિવાય સરકારી પ્રોફેસરો તથા મહેતાજીઓને ખાનગી વિદ્યાર્થીઓને ભણાવી ફી લેવાની મનાઈ છે તે ૧૦૦ રૂપિયાની અંદરના પગારવાળા મહેતાજીઓની બાબતમાં નીચેની સરતે ઢીલી રાખવામાં આવેછે:—

૧. ફી લેવા બાબતની અર્જી ઇન્સ્પેક્ટરે વિચારી જોવી તથા મંજુર કરવી, અને તેની ફરજછે કે તપાસ રાખવી કે સરકાર પગાર આપે છે તે બદલ પૂરેપૂરૂં કામ થાય, અને

૨. વર્ગના શિક્ષકને પોતાના વર્ગમાં ભણનારને ખાનગી ભણાવવા દેવા નહિ.

ઠરાવ.

ગવર્નમેંટ આવ ઇંડિયાના કાગળનો રીપોર્ટ ડિરેક્ટર આવ પબ્લિક ઇન્સ્ટ્રક્શનને તથા એકાઉન્ટન્ટ જનરલને મોકલવો.

(સહી) જે. બી. રીચી.
ચીફ સેક્રેટરી. ગવર્નમેંટ.

ખરી નકલ.

(સહી) ઈ. જાઇલ્સ.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર. ઉ. પ્રાં.

---

## જાહેરખબર

બધાની જાણને માટે નં. ૧૬૩૯ તા. ૫ મી સપટેંબર ૧૮૮૫ નો સરકારી ઠરાવ પ્રસિદ્ધ કર્યોછે. જે શિક્ષકોની મરજી ખાનગી ભણાવવાનું કામ કરવાની હોય તે સઘળાએ પોતાના ડેપ્યુટી ઇન્સ્પેક્ટરની માર્ફત નીચે સહી કરનારને અરજી કરવી. તે અરજીમાં સાફ જણાવવું કે હું દરરોજ આટલા કલાક ખાનગી ભણાવવાનું કામ કરવા ધારૂંછું.

કોઈપણ કારણસર કોઈપણ શિક્ષકને દરરોજ બે કલાક કરતાં વધારે ખાનગી ભણાવવાની છુટ આપવામાં નહિ આવે, અને અર્જદારનું કામ સેરસ્ટ સંતોષકારક છે એમ તેના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર તર્ફથી રીપોર્ટ નહિ આવે ત્યાં સુધી કોઈ અરજીપર ધ્યાન આપીશું નહિ.

મુ. સુરત. (સહી). ઈ. જાઇલ્સ.
૨૩ મી. સપટેંબર. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર. ઉ. પ્રાં.

## જાહેરખબર.

ખેડા જીલ્લાના સઘળા મુસલમાન લોકોની જાણને માટે નીચે પ્રમાણે જાહેર કરવામાં આવેછેઃ—

૧. ખેડા જીલ્લામાં જાપુકના વતની હોય એવા મુસલમાન વિદ્યાર્થીઓમાંથી જે કોઇ ખેડા જીલ્લામાં આવેલી કોઇપણ ઇંગ્રેજી સ્કૂલ અથવા વર્ગમાં તા. ૨૮ મી ફેબ્રુઆરી સને ૧૮૮૬ પેહેલાં દાખલ થશે, તેની ફી નીચે સહી કરનારની તરફથી ઓછામાં ઓછી ત્રણ વર્ષ સુધી આપવામાં આવશે. પરંતુ કોઈપણ વિદ્યાર્થીને માટે એકના એકજ ધોરણમાં બે વર્ષ

કરતાં વધારે મુદત સુધી ફી આપવામાં આવશે નહીં.—ત્રણ વર્ષના અભ્યાસથી જે વિદ્યાર્થીઓ લાયક અને ચંચળ માલમ પડશે તેમને માટ્રિક્યુલેશન સુધી અભ્યાસ કરાવવાને બનતી કોશેશ કરવામાં આવશે.

૨. વળી જે કોઈ મુસલમાન વિદ્યાર્થી ગુજરાતી ચોથા ધોરણમાં થઈને ઈંગ્રેજી શીખવા માંડશે, તેને દર મહિને આઠ આનાની સ્કાલરશિપ પણ આપવામાં આવશે.—ઈંગ્રેજી પેહેલું ધોરણ શીખવા માંડે ત્યારથી તે વાર્ષિક પરીક્ષા થાય ત્યાર સુધી.

૩. વળી ચોપડીઓ ખરીદ કરવાની જેનામાં શક્તિ ન હશે તેને, એ બાબતનું પોતાના હેડમાસ્તર તરફથી સર્ટિફિકેટ મોકલ્યાથી, ચોપડીઓ પણ પૂરી પાડવામાં આવશે. એ ચોપડીઓ નિશાળ અથવા વર્ગ છોડતી વખતે, અથવા ઊપલા ધોરણમાં ચઢતી વખતે, પાછી આપવી પડશે.—ઉપલા ધોરણમાં જોઇતી ચોપડીઓ પણ એજ રીતે તથા એજ શરતે મળશે.

૪. ઉપરની રીતે દાખલ થયલા મુસલમાન વિદ્યાર્થીઓમાંથી જે કોઈ ઈંગ્રેજી પહેલા ધોરણમાં પાસ થશે, તેને બીજું ધોરણ શીખવા માંડે ત્યારથી તે વાર્ષિક પરીક્ષા સુધી દર મહીને બાર આનાની સ્કાલરશિપ આપવામાં આવશે, તેમજ બીજા ધોરણમાં પાસ થઈને ત્રીજું શીખશે, તેને ત્રીજું ધોરણ શીખવા માંડે ત્યારથી તે ત્રીજા ધોરણની વાર્ષિક પરીક્ષા થાય ત્યાં સુધી દર મહીને રૂપીઆ એકની સ્કાલરશિપ આપવામાં આવશે.

૫. દરેક સ્કાલરે છ માસિક અથવા ટર્મિનલ પરીક્ષામાં પાસ થવું જોઇએ. પરંતુ એક બાબતમાં નાપાસ થશે, અને તેના હેડમાસ્તરની ભલામણ હશે તો તેની સ્કાલરશિપ પૂરેપૂરી ચાલુ રેહેશે. હેડમાસ્તરની ભલામણ નહીં હશે, અથવા એક કરતાં વધારે બાબતમાં નાપાસ થયો હશે તો સ્કાલરશિપ અરધો અરધ ઘટાડવામાં આવશે, અને જો કોઇ સ્કાલર વિશે એવું જણાશે કે તે તદન બેદરકાર છે તો તેની આખી સ્કાલરશિપ બંધ કરવામાં આવશે.

૬. સ્કાલરોએ ફી આપવી પડશે નહીં; પણ તેઓને ચોપડીઓ પોતાનાજ પૈસાથી ખરીદ કરવી પડશે.

૭. જેઓને સ્કાલરશિપ નહીં મળતી હશે, તેઓમાંથી જે કોઇ છ-

માસિક અથવા ટર્મિનલ પરીક્ષામાં પાસ થશે, તેને પેહેલા ધોરણમાં રૂપીઓ એક, બીજામાં રૂપીઆ બે, અને ત્રીજામાં રૂપીઆ ત્રણ, ઇનામ તરીકે આપવામાં આવશે, અને એકજ બાબતમાં જે નાપાસ થશે તેને એનાથી નાચે ભાગે ઇનામ મળશે. પણ ઇંગ્રેજીમાં તો પાસ થવુંજ જોઇએ.

૮. એડા જીલ્લામાં જે જગ્યાએ ઇંગ્રેજી નિશાળ અથવા વર્ગ નહોય ત્યાંના મુસલમાન વિદ્યાર્થીઓએ પોતાની નિશાળના મહેતાજી અથવા મુનશીના મારફતે નીચે સહી કરનાર ઉપર તા. ૨૮ મી ફેબ્રુઆરી સને ૧૮૮૬ ની અંદર અરજી કરવી. તે ઉપરથી જો બની આવશે તો તેમને વધુ મદદ કરવામાં આવશે. મહેતાજી અથવા મુનશીએ એવી અરજીમાં બીજી વીગતો ઉપરાંત ઉમર, ગંચળાઇ, અને શી મદદ જોઇએ છે તે વિષે પુરેપુરો ખુલાસો લખવો.

૯. જે મુસલમાન વિદ્યાર્થીઓને ઇંગ્રેજી સ્કૂલ અથવા વર્ગમાં દાખલ થતી વખતે ચૌદ વર્ષની ઉમર થઇ ગઇ હશે, તેમને ઉપર પ્રમાણે મદદ મળશે નહીં. પણ તેમને ઉપરની ૭ મી કલમ પ્રમાણે ઇનામ મળશે તથા વાર્ષિક પરીક્ષામાં પાસ થવાથી પેહેલા ધોરણને માટે રૂપીઆ ચાર, બીજાને માટે પાંચ, અને ત્રીજાને માટે છનું ઇનામ મળશે; અને એક બાબતમાં નાપાસ થશે તો એનાથી અર્ધું ઇનામ મળશે. પરંતુ ઇંગ્રેજીમાં તો પાસ થવું જોઇએજ.

૧૦. ગુજરાતી અથવા ઉર્દૂ ચોથું ધોરણ પસાર કરતી વખતે જેમને ચૌદ વર્ષ થઇ ગયાં હોય, તેમને પબ્લિક સર્વિસ પરીક્ષાનું બીજા વર્ગનું સર્ટિફિકેટ મેળવવાને અભ્યાસ કરવાની ભલામણ કરવામાં આવેછે. એડા જીલ્લાનો જે કોઇ મુસલમાન વિદ્યાર્થી સને ૧૮૮૭ થી ૧૮૯૦ સુધીમાં બીજા વર્ગનું સર્ટિફિકેટ મેળવશે, તેને રૂપીઆ પાંચથી દસ સુધીનું ઇનામ આપવામાં આવશે,—પરીક્ષામાં મેળવેલા દોકડાના પ્રમાણમાં.

નડીઆદ, તા. ૨ જી સપ્ટેંબર સને ૧૮૮૫.

ઇબ્રાહીમ મહામદ સંયાણી.

તા. ક.—કાગળપત્રનું સરનામું નીચે પ્રમાણે કરવું:—

ઇબ્રાહીમ મહામદ સયાણી.

હેડમાસ્તર, નડીઆદ હાઇસ્કૂલ, નડીઆદ

# નિશાળોનાં ઇનામ પત્રક.

પ્રાંત ઝાલાવાડ.

(પાછળ પાને)

ખોલડીઆદ. નિશાળનુ વાસ્તુ કરી આ. વહીવટદાર સાહેબે તથા કમિટીના પ્રેસીડેન્ટ તથા મેમ્બરોએ પરીક્ષા લઈ છોકરાઓને જમાડ્યા અને ૦-૫-૦ મીઠાઈ વહેંચી કુલ ૩૨-૫-૦—વણા. રાણાશ્રી મોહોબતસીંગજીએ પોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ૧) મહેતાજીને અને રૂ૦ા છોકરાઓને મીઠાઈ કુલ—ચૂડા. પંડ્યા જીવરામભાઈ કશળાભાઈએ છોકરાઓને રૂ૦ા પતાસાં વહેંચ્યાં—બજાણા. અમદાવાદ જીલ્લાના મહેરબાન આ. કલેકટર સાહેબ પધારતાં નામદાર દરબારશ્રી તર્ફથી રૂ૩) મીઠાઈ—ઝીંઝુવાડા. શા. પોપટ ભાઈચંદને ત્યાં દીકરાનો જન્મ થવાથી રૂ૧) મીઠાઈ—જસલા. મુળીના રહીશ પરમાર જેમલજી કાળુભાઈએ નિશાળમાં પધારી રૂ૦ા ચાકર વહેંચી—ચોટીલા. થાણદાર સા. છોટાલાલે રૂ૩) ચોપડીયો તથા કામદાર સોમચંદ જીવણે રૂ૦ા મીઠાઈ—ડુમણા. વાર્ષીક પરીક્ષા વખતે ગરાશીઆઓએ રૂ૦ા મીઠાઈ—દેવચરાડી. વાર્ષીક પરીક્ષા વખતે ગામખાતે રૂ૦ાા મીઠાઈ—હળવદ. વૈદરાજ અંબાશંકર બાવાભાઈએ રૂ૨) પતાસાં વહેંચ્યાં—પંચાસીઆ. મોરબી સ્ટેટના એન્જીનીઅર વિશ્વનાથ શંકરજીએ રૂ૧) મીઠાઈ વહેંચી—લીંબડી નં. ૧. શેઠ જાદવજી ગોકળ સ્વર્ગવાસ થવાથી છોકરાઓને રૂ૬) સૂખડી વહેંચી—અને નંબર ૨ જામાં રૂ૪ા અને કન્યાશાળામાં રૂ૪) કુલ રૂ૧૪ા—ગુંદીઆળા. વાર્ષિક પરીક્ષા વખતે સ્કુલ કમિટીએ રૂ૦ા અને તાલુકદારે રૂ૦ા કુલ રૂ૧) મીઠાઈ—વણા. વણાના પોલીસ પટેલ ભગવાનજી જગજીવને પોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ૦ા મીઠાઈ—કલાડા. સ્થાડાના મલેક શ્રી જોરાવરખાનજીએ તથા તેમના સરકારી કામદાર લક્ષ્મીશંકરભાઈએ રૂ૫) રૂમાલ રૂ૧) ફરી અને મહેતાજીને રૂ૪) ની પાઘડી આપી—વડગામ. નિશાળનું વાસ્તુ કરીને દરબારશ્રી કરીમખાનજીએ રૂ૧) ની સાકર—સાયલા. પારેખ ઉત્તમથી માહાદેવ તરફથી રૂ૧) દ્રાક્ષ, શેઠ ઝુવરભાઈ રઘનાથે પોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ૨) દ્રાક્ષ. તથા ગોરધનદાસ વીઠલભાઈ તરફથી રૂ૪) કરી અને મો. ફુલચંદ અમરજીભાઈ તર્ફથી રૂ૧ા.। જાંબુ— (અપૂર્ણ).

સુરત ઉત્તર ભાગ.
જા. નં. ૧૯૪ ૧૭-૬-૮૪

ડીહેણુ. શેઠ ઉત્તમચંદ હીરાચંદ ઉનાળામાં પાણી પાવા સારૂ પરબ મંડાવી—કન્યાશી. સ્કૂલ કમિટીના મેમ્બરો તલાટી કુવરજી વસનજી પટેલ ડાહ્યા ભગવાન, પુરશોત્તમ ભગવાન, નરસીભગવાન અને હરજી ફકીર એકઠા મળી ૨૧) પતાસાં વહેંચ્યાં—આસમાં. નિશાળનું નવું મકાન તૈયાર થયું તેના વાસ્તુ વખતે સ્કૂલ કમિટીના મેમ્બરો તલાટી દયાળજી ગોપાળજી, પટેલ જેરામ મકન, પેમા રામજી, જગા ખુશાલ, પેમા ગણેશ, હીમત જાયમલ, લગુ ખુશાલ, વિગેરે હસ્તેએ ૨૧૪-૧૩-૩ નું ઇનામ વહેંચ્યું. તેમાં ૨૧) પતાસાં ૨૦-૪-૩ પાનસોપારી, ૨૦॥ ગાનારને ૨૯) નિશાળી. આઓ તથા બ્રાહ્મણોને જમાડ્યા તેના ખર્ચના ૨૦। પેનોના, ચંદીપાઠ અને બ્રાહ્મણોને દક્ષિણા મળીને—વીરપોર. વાર્ષિક પરીક્ષા વખતે પટેલ ગુલામ હુસનજી, કાળા સલેમાનજી. માવજી વલભે મળી ૨॥ મીઠાઈ—

જા. નં ૨૮૧ ૧૭-૭-૮૪

કન્યાશ્રી. મહેતાજી કણુરામ ગૌરીશંકરની બદલી થવાથી સ્કૂલ કમિટીના મેમ્બરો અને હરજી ફકીર, નરસાઈ ભગવાન, પટેલ ડાહ્યા ભગવાન વિગેરે ૨૧) પતાસાં—કુમસ. ટંડેલ દયાળ હીરાએ ઉનાળામાં પાણી વાસ્તે એક વરસ સુધી પરબ મંડાવી મુંબાઈવાસી ઠકર મણીભાઈ ધરમશીએ ૨૧) પતાસાં—વસાઈ. કોરટના વકીલ દામોદરદાસ કરસનદાસે ૨૧૦) નું ઘડીયાળ નિશાળને બક્ષીસ કર્યું મુંબાઈ વાસી શેઠ ગંગાદાસ રણછોડદાસે ૨૧॥ પતાસાં વહેંચ્યાં.

મોહનલાલ રણછોડદાસ.
ડેપ્યુટી. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સુરત. ઉ. ભા.

ખેડા વિભાગ.
જા. નં. ૩૪૧ સ્પેશીઅલ લીસ્ટ.

કંજરી. બોરીઆવીના સ્ટેશન માસ્તર સાહેબ બાવાજી વીશરામે ૨૨-૪-૫ ચોપડીઓ તથા ૨૧) મીઠાઈ છોકરાઓની પરીક્ષાને વખત—ખંભાત. પટેલ. ગીરધરલાલ મોતીલાલે ૨૩૨-૦-૧ ચોપડીઓ તથા ૨૯-૧૩-૦ પતાસાં કુલ ૨૪૧-૧૩-૧ ઇનામ વહેંચ્યું.

(સહી.) મણિધરપ્રસાદ તાપીપ્રસાદ,
ડેપ્યુટી. એ. ઇન્સ્પેકટર. ખેડા વિભાગ.

૭ અંગ્રેજી દવાઓ વાપરવાને વાસ્તે આપણા દેશી ભાઈઓ દરેક દવામાં વટાળ છે, એવા વહેમથી આ અમુલ દવાનો અવસાન સુધી લાભ લેતા નથી.તેને વાસ્તે ઘણી મહેનત લેઈ આ પુસ્તકની અંદર આપેલી ઈંગ્રેજી દવાઓ સેની સેની બનેલ છે, તેને કેવી રીતે બનાવેલ છે, તે કયા કયા મુલકમાં ઉતપન થાયછે, તે દવા મોટાને કેટલી આપવી, બાળકને કેટલી આપવી, તેનો ગુણ શુંછે, તે વધારે ખાવામાં આવી હોય તો તેની અસર શું થાયછે વીગેરે ઉપયોગી બાબતોની એક જૂદી ટીપ આપવામાં આવેલ છે જેથી જે દવામાં વટાળ છે અથવા નથી તેમજ ઈંગ્રેજી દવાઓનો ઘણોખરો ભાગ આપણા દેશી દવાઓથી બનેલ છે એ તેની બનાવટ ઉપરથી જાણવામાં આવશે, કદાપી ઈંગ્રેજી દવાઓ ખાત્રીને વાસ્તે પોતાની જાતે બનાવી વાપરવા ખૂશી હૉ તો તેમાંનો ઘણો ભાગ બનાવી શકાશે.

આ સીવાય આ પુસ્તકની અંદર બાળકના રોગો, અસ્ત્રીના સુવાવડ કીયાઓ તથા તેને લગતા ખાસ રોગો વીગેરે બીજી ઘણીજ કીમતી બાબતોની ગોઠવણ કરવામાં આવેલ છે કે જેનું દેશીમીત્રોને મોટી દોલતના કરતાં પણ વધારે કીમતી વખતો વખત થઈ પડશે, તેમજ પુરેપુરી દુખી હાલતમાં એક કાબેલ વૈદની ગરજ પુરી પડશે.

આ પુસ્તક તૈયાર કરવા પાછળ જોગી, જતીઓ તેમજ એવા પોહાડી લોકો પાસેથી જડીબુટીના દેશી અકસીર ઉપાયો હાથ કરવા જે ખરચ લાગેલ છે ! તેમજ પુસ્તક તૈયાર કરવામાં જે ઘણોજ લાંબો વખત ગાળવામાં આવેલ છે તેના પ્રમાણમાં આ પુસ્તકની કીમત ઘણીજ ઓછી રાખવામાં આવેલ છે, એટલે ટપાલ ખર્ચ સુધાં રૂ૯-૦-૦ નવ રાખેલછે. કે જેની કીમત તેની અંદર બતાવેલા એકજ ઉપાયોનો ઉપયોગ કરવાથી અથવા બીજા કોઈને બતાવવાથી તેની કીમત વળી જશે.

સદરહુ પુસ્તકની નકલો અગાઉથી તેમજ છપાઈ બાહાર પડતાંજ ઘણીખરી ખપી ગએલ છે અને હવે થોડી બાકી રહેલ છે, વાસ્તે જેઓને મંગાવવા ખુશી હોય તેમણે રૂ૯-૦-૦ નવનો મનીઓરડર નીચે સહી કરનારને મોકલી આપવો, અથવા વેલ્યુપેએબલ તરીકે પુસ્તક મંગાવશે તો તેમ પણ મોકલી આપવામાં આવશે.

ડાક્ટર છગજી પચાણજી.

[illegible]

# ग्राहकोने खबर.

આપવામાં આવેછે કે ગુજરાત શાળાપત્રની કિંમત ટપાલ રૂ ૧-૩-૦ હાલછે તેને બદલે આવતા વર્ષથી એટલે સને ૧૮૮૬ થી રૂ ૧-૦-૦ રાખવામાં આવીછે, માટે એ વર્ષ શરૂ થતાં પહેલાં અગાઉ મોકલનારા ગ્રાહકોએ રૂ ૧-૦-૦ હમેશ માફક ને મોકલતાં રૂ ૧-૩-૦ મોકલવો.

૨૫-૯-૮૫ } હરિલાલ વલ્લભરામ.
મુ. રાજકોટ. } મનેજર ગુજરાત શાળાપત્ર.

# જાહેર ખબરનો ભાવ.

૧ થી ૬ લીટી સુધીના રૂ ૧)
૭ થી ૧૪ લીટી સુધીના રૂ ૨)
૧૫ થી ૨૨ લીટી સુધીના રૂ ૩)
૨૩ થી ૩૦ લીટી સુધીના રૂ ૪)

જો એકની એક જાહેર ખબર એક કરતાં વધારે વાર છપાવવી હશે તો જેટલી વાર છપાવશે તેટલા આના એક રૂપિએ ઓછા લેવામાં આવશે— જેમકે બે વાર છપાવે તો ઉપલા ભાવે જે થાય તેના રૂપિએ ૦॥= , ત્રણ વાર છપાવે તો ૦॥- , ચારવાર છપાવે, તો રૂ ૦॥, પાંચવાર છપાવે તો ૦।≡ , અને છ વાર છપાવે તો રૂ ૦।= , લેખે કિંમત ગણવામાં આવશે. આ નિયમ ૭ વાર સુધીની જાહેરખબરને લાગુ પડશે, આથી વધારેને માટે જાહેર કરનારે પાસેથી રૂપિએ અંદાજ લેવામાં આવશે.

અગાઉથી આખી મુદતની કિંમત મળ્યા વિના અમે છાપવું શરૂ કરીશું નહિ, અને જે માસથી છપાવા મોકલવાની હોય તેના પાછલા માસની તા. ૨૦ મી સુધીમાં અમને તે મળવી જોઇએ.

મુ. રાજકોટ. } હરિલાલ વલ્લભરામ.
૧ લી જુલાઇ ૧૮૮૫ } મનેજર, ગુજરાતશાળાપત્ર.




પુસ્તક ૨૪ મું. નવેમ્બર. સન ૧૮૮૫. અંક ૧૧ મો.

## इंग्रेजलोकनो संक्षिप्त इतिहास.

### પ્રકરણ. ૨૨ મું. બીજો જેમ્સ ઇ. સ. ૧૬૮૫ થી ૧૬૮૮

સાત ધર્માધ્યક્ષોને તુર્તજ એ અરજી વાંચી કોપાયમાન થઈ રાજાએ કિલ્લામાં મોકલાવી દીધા, તથા રાજદ્રોહી ગણી તેમની ઉપર કામ ચલાવવાનો નિશ્ચય કર્યો. આ કામ એવું તો લોકની મરજી વિરૂદ્ધ હતું કે પેલો ખુશામતીઓ જેફ્રીસ, જે હાઇકમિશનની કોર્ટનો મુખ્ય ન્યાયાધીશ હતો, તેની પણ હિંમત એ કામ પોતાની આગળ ચલાવતાં ચાલી નહિ, અને તેણે રાજાને સમજાવી દેશની ખરી અદાલતમાં તે મોકલાવ્યું. ત્યાં એ કામ ૨૨ દહાડા સુધી ચાલ્યું. તે જોવાને લોકની ઠઠ્ઠ ભેળી થાય. આ સામે આખું શહેર ભેઉથલ થઈ ગયું હતું, અને જ્યારે એ પવિત્ર કરાગ્રહનિવાસીઓને કોરટમાં લાવતા લઈ જતા, ત્યારે લોકો તરફથી ઠેકાણે ઠેકાણે ધન્યવાદનો વર્ષાદ વર્ષી રહેતો હતો. ન્યાયાધીશો ઉપર રાજા તરફનું અપાર દબાણ થયું, પણ આવા હડહડતા અન્યાયના કામમાં, અને તે પણ તમામ લોકના પોકારની સામા, તેમનાથી રાજાની મરજી બરાબર રાખી શકાઇ નહિ, અને જ્યુરીએ જ્યાં તેમને નિર્દોષ ઠેરવ્યા, ત્યાં તેઓ કરે પણ શું! જ્યુરીએ તેમને નિર્દોષ ઠેરવ્યા, ત્યારે જે અંતરથી ધન્યવાદ ઉઠ્યો તેનો પોકાર શહેરમાં સર્વત્ર ફેલી ગયો, અને તે રાજાની છાવણીએ પહોંચતાં ત્યાં એના ખુદ પહેરગીરો પણ એ ધન્યવાદમાં ઉલટથી ઉમેરો કરવા લાગ્યા. રાજાએ ચોંકીને પૂછ્યું કે શું છે. એકે જવાબ દીધો કાંઈ નહિ.

એતો પેલા ધર્માધ્યક્ષો નિર્દોષ ઠર્યા. આ સાંભળી એનું અંતઃકરણ બળીને ખાખ થઈ ગયું, અને હોઠ કરડી બબડતો બબડતો ચાલ્યો ગયો. એણે જોયું, એની ખાત્રી થઈ, કે મારા પોતાના માણસ પણ લાગણી ને વિચારમાં મારા વિરોધીજ છે.

આ સમે એક એવો બનાવ બન્યો કે, જે સઘળા કુટુંબમાં શુભ આનંદનો ગણાય છે, અને જેથી સ્વભાવિકપણેજ સુખવૃદ્ધિની આશા તૃષ્ણાઓ બંધાય છે, પણ તે જેમ્સને તો મહા અશુભ અને દુઃખનું મૂળ થઈ પડ્યો. એને ઘેર પુત્રનો જન્મ થયો.

રાજપુત્રનો જન્મ અણચિંતવ્યો સાત ધર્માધ્યક્ષોને કેદ કર્યા તેને બીજે દહાડેજ થઈ ગયો. દહાડા ગણવામાં રાણીએ એકાદ મહીનાની ભૂલ કરેલી માલમ પડી, અને તેથી રાણીને ગર્ભ રહેવાની વાત લોકો મૂળથીજ ખોટી માનતા હતા તેના વહેમમાં અત્યંત વધારો થયો. બધે વાત એમ ચાલી, કે આ તો લુચ્ચા જેમ્સે પારકો છોકરો આણીને અડાવી દીધો છે, અને તેથી પ્રજાના ઘણા ભાગે એને રાજપુત્ર તરીકે કદી પણ કબુલ કર્યોજ નહિ. અગરે જો આપણા હાલ પતિત દેશની પેઠે એ પ્રમાણે રાજકુળને ભ્રષ્ટ કરવાનો રિવાજ ત્યાં નથી, અને જેમ્સે એ પુત્રના જન્મ સંબંધી જે સાક્ષીઓ પાછળથી જાહેર કરી તે તપાસતાં તમામ ઇતિહાસવેત્તાઓની ખાત્રી થઇછે કે એમાં કાંઈપણ વગળ નહોતું, તોપણ તે વેળાના લોકે તો એને આણેલો છોકરોજ ગણ્યો.

આ પ્રસંગે એ બાળકને ખોટો માનવામાં ઇંગ્રેજી પ્રજાનો સ્વાર્થ પણ બહુજ રહેલો હતો. અત્યાર સુધી તો લોકો જેમ્સનો આટલો બધો જુલમ ખમતા થકા પણ એવો દિલાસો માનીને બેઠા હતા, કે રાજા ઘરડો થયો છે, હવે કાંઈ સંતતિ થનાર નથી, અને ચારપાંચ વર્ષે એ મરશે કે એની પુત્રી મેરી જે જાતે ધાર્મિષ્ટ અને પ્રોટેસ્ટંટ પંથના હાલ સર્વોપરી સ્તંભ વિલિયમ સાથે પરણેલી છે, તે ગાદીએ આવશે અને પાછાં સઘળાં સારાંવાનાં થઈ જશે, પણ આ રાજપુત્રના જન્મથી તો તેમની આશાઓનું સઘળું ચણતર જમીનદોસ્ત થઈ ગયું. હવે તો તેમની સન્મુખ ભયાનક દુઃખનો દરીઓ આવીને ઉભો રહ્યો, જેમાં જો એકવાર પડ્યા તો, તેમણે

જોયું કે ફરીથી બહાર નીકળવાનો આ ભવમાં કદી પણ આરો આવવાનો નથી. જેમ્સ એ કુંવરને કાથોલિક માર્ગની હડહડતી કેળવણી આપવાનોજ, અને જ્યારે એવો રાજા ઇંગ્લાંડની ગાદીએ આવ્યો, ત્યારે તો પછી ધર્મદ્રોહનો પારજ રહેવાનો નહિ. માટે હવે તો જે થાય તે હાલજ કરી નાંખવું જોઇએ એમ સઘળાનો નિશ્ચય થયો, અને વિલિયમ સાથ છૂપી મસલતો ક્યારની ચાલતી હતી તે અમલમાં આણવા બંને પક્ષવાળા તત્પર થઈ ગયા.

વિલિયમ સાથ મસલતો તો ઇંગ્રેજોના કોઈ કોઈ અગ્રણી ચાર્લ્સની વખતથી ચાલાવી રહ્યા હતા. વિલિયમ જાણતો હતો કે મોડું વેહેલું ઇંગ્લાંડનું રાજ્ય મારી સ્ત્રીના હકથી મારા હાથમાં આવ્યા વિના રેહેવાનું નથી, અને તેથી તે ઇંગ્રેજી રાજનીતિ તથા લોકોની રૂખનો નિરંતર અભ્યાસ કર્યા કરતો હતો. એ કેવો ડાહ્યો, શાણો, પરાક્રમી, અને પ્રોટસ્ટંટ પંથનો ખરો હિમાયતી, તથા યુરોપમાં એક નાના રાજ્યનો આગેવાન છતાં તે કેવી સફાઈથી લુઈ જેવાને એક સરતે હંફાવી રહ્યો હતો, તે તો આપણે પાછળ જોઈ ગયા છિયે. તેથી જ્યારે જ્યારે ઇંગ્લાંડની પ્રજાના અગ્રણીઓ ગભરાતા, ત્યારે તેઓ વિલિયમની આગળ જઈ પોતાનાં દુઃખ રોતા, અને એ તેમને બનતી મદદ કરી તેમનું શાંતવન કરતો. જેમ્સ ગાદીએ બેઠા પછી તો રાજવિમુખ પુરૂષોને વિલિયમનું દરબાર એક મોટું આશ્રયસ્થળ થઇ પડ્યું હતું. ઇંગ્લાંડની રાજ્યપ્રકરણી સ્થિતિની રજેરજ ખબર ત્યાં દરરોજ ખાનગી પત્રદ્વારા ચાલી જતી હતી. સ્વાતંત્ર્ય પક્ષના ઉતાવળીયા આગેવાનો તો ક્યારના એને લખ્યાજ કરતા હતા કે તમે અહિંયા ધસી આવી રંડનું રાજ્ય હસ્તગત કરીલો. હજી સુધી વિલિયમ તેમને એ વાતની ના ને નાજ કહેતો, અને માત્ર જેમ્સને વારંવાર શીખામણ દેતો કે તમારે તમારી પ્રજાને રાજી રાખવી જોઇએ.

પણ જ્યારે સાત ધર્માધ્યક્ષોને કેદ કર્યા, અને રાજપુત્ર જન્મ્યો, જેને બધા આણેલોજ ગણતા હતા, ત્યારે બધી પ્રજા અધીરી થઈ ગઈ. ટોરી પક્ષ અને તેના પાદ્રીઓ પણ હવે લાખો વાર પોતે પ્રબોધેલો અનવરોધમત ટોલે મૂકી રાજાને રોકવાના વિચારમાં પ્રવૃત્ત થયા, અને એક ધર્માધ્યક્ષ તથા બીજા છ આગેવાનોએ મળી વિલિયમને આગ્રહ પૂર્વક

નિમંત્રણપત્ર લખી મોકલ્યું, કે હવે તો તમારે લશ્કરે લઇને પ્રજાની વાહારે ધાવું જોઇએજ. વિલિયમે પણ જોયું કે હવે સબુર કરવાનો વખત નથી. ઇંગ્રેજી પ્રજા હવે બધી વિફરી છે, અને જે થવાનું હશે તે બધું આ વખતેજ થઈ જશે. માટે બધી વાતનો વિચાર કરી એણે નિશ્ચય કર્યો કે ઇંગ્લાંડપર સ્વારી લઇ જવામાં અગર જો જોખમો ઘણાં રહેલાં છે, તોપણ હવે તો ઇશ્વરનો ભરોસો રાખી યાહોમજ કરવું.

સ્વારીની તૈયારીઓ થવા લાગી તે પહેલાં લુઇને તેની ખબર પડી, અને તેણે જેમ્સને ચેતાવ્યો. પણ તેણે એ વાત ખરી માની નહિ. તૈયારીઓ થવા લાગી ત્યારે તો લુઇએ ઉપરા ઉપરી કાગળો તથા જાસુસો મોકલી એને કહાવ્યું કે અલ્યા તું હજી ઊંઘમાં ઊંઘેછે કેમ, અને બીજી તરફથી વિલિયમને એલચીઓ મોકલી જાહેર રીતે કહેવડાવ્યું, કે ઇંગ્લાંડના રાજા સાથે અમારે દોસ્તી હોવાથી તમે જો તેની સામા કાંઈ પણ ઉઠાવણી કરશો, તો તમારે અમારે વઢવાઢ થયા વિના રહેનાર નથી. પણ મિજાજનો જાહેલ અને અક્કલનો ફાતીયા જેમ્સ તો આથી ઉલટો ગુસ્સે થયો, અને કહેવા લાગ્યો કે જાણે મારો આશ્રયદાતા હોય એમ ડોળ કરી લુઇ આખા યુરોપમાં મારૂં અપમાન શા માટે કરતો હશે. ફ્રાન્સથી લશ્કરી મદદ આપવાનું કહેણ લઇને લુઇનો એલચી આવ્યો હતો તેને આ પ્રમાણે કહી એણે કાઢી મૂક્યો, અને બીજા દેશના એલચીઓને બોલાવી કહ્યું કે લુઇ કહેછે તે પ્રમાણે પરસ્પર સહાયતાના કોલકરાર અમારી વચ્ચે કદી પણ થયા નથી.

આ તે શી નાદાની! પણ ટુંકી બુદ્ધિની સાથે મમતી સ્વભાવ જોડાએલો હોયછે, ત્યારે તે માણસ બાળકથી પણ વધારે નાદાન થઇ પડે છે. તેમાં વળી જેની ઉપર એનો આ વેળા સંપૂર્ણ ભરોસો, તે માણસજ ખુટેલું હતું. એનો કારભારી સંડરલાંડ ખુટેલ હતો.

ખુટેલ કારભારી સંડલરલાંડ એ ચાર્લ્સના વખતનું એક જૂનું પાપ હતો. લુઇ સાથે ખાનગી કાવત્રાં ચાલી રહ્યાં હતાં, તે વેળા ચાર્લ્સની તરફનો એલચી ત્યાં એજ હતો. એ ઘણો હોશિયાર, ખુશામતે બહાદુર, અને પરો મતલબી હતો. જેમ્સ ગાદીએ આવ્યો અને તેની કાથોલિકો ઉપરજ

પ્રીતિ જણાવવા લાગી, ત્યારે સંડરલાંડ તે માર્ગમાં વટલી જઇ રાજાના મૂછનો બાલ થઈ પડ્યો. આવા નીચ ખુશામતીઆથીજ ઘણાં રાજ્ય ખરાબ થયાછે. સંડરલાંડ એક તરફ જેમ્સને ખુશ કરવા આ પ્રમાણે કરતો હતો, તે વેળાજ બીજી તરફથી એના દરબારની ખાનગી બાતમીઓ વિલિયમને આપી તેને પણ ખુશ રાખતો હતો, કેમકે એવા સમયસાધુઓ હમેશાં એમ વિચારે છે કે મોટાની મહેરબાની કોઈ વખત પણ કામનીજ છે.

વિલિયમને બાતમી મોકલવા તેણે જે દ્વાર રાખ્યું હતું તેજ એનું સંપૂર્ણ નીચપણું સાબીત કરી આપેછે. એની સ્ત્રીને હેનરી સિડની નામના એક વ્હીગ સાથે આડકતરો સંબંધ હતો. તેથી એ વિલિયમને જે બાતમી મોકલવી હોય તે પોતાની સ્ત્રીને કહેતો, અને તે સિડનીને કહી વિલિયમને લખાવતી જેમ જેમ જેમ્સની પડતીના દિવસ પાસે આવતા દેખાયા, તેમ તેમ એ વિલિયમના પક્ષમાં વધારે ને વધારે જતો ગયો.

વિલિયમના આવવાથી એને ફાયદો તો બેશક કાંઈજ નહોતો, પણ એને તો હવે પોતાના માથાની ફિકર પડી હતી. નીચ ખુશામતીઆ હમેશાં બહુજ બાઈલા હોયછે, અને તેથી એણે ધાર્યું કે હું અગાઉથી વિલિયમ સાથે વગ કરી રાખું, તો પ્રજાપ્રકોપને સમે મારો બજાવ થઈ જાય. એને જતો મૂકવા એવી બોલી પણ એણે પોતાની વ્યભિચારિણી સ્ત્રી મારફત કરી રાખી હતી. આ બાબત ગમે તે હો, પણ આસે એ હરામખોર પોતાના અન્નદાતાને ઊંધી સલાહ આપી તેને પાયમાલ કરવાનુંજ લઈ બેઠો હતો.

એની સલાહથીજ વિલિયમના હુમલાની વાત એણે માની નહિ, અગમચેતી દાખલ પણ કાંઈ તૈયારીઓ કરી નહિ, ઉલટો પ્રજાને વધારે કનડવા માંડી, પોતાના લશ્કરનેજ નારાજ કીધું, અને લુઇની વારંવારની ચેતવણીઓને કાંઈ પણ ન ગણકારી તેની દોસ્તીનો પણ છેવટે જાહેરમાં તિરસ્કાર કર્યો. લુઇએ આથી ચીડવાઈ જેમ્સના રક્ષણ અર્થે જે લશ્કર હાલાંડ ઉપર ધસારો કરવાને તૈયાર કરી રાખ્યું હતું, તેને ત્યાંથી ખસેડી જર્મની ઉપર હુમલો કર્યો; અને તેથી વિલિયમને ઇંગ્લાંડ ઉપર સ્વારી લઈ જવાનું કામ એ તરફથી તો નિર્ભીત થઈ ગયું.

રાજાનો ગભરાટ, આખરે એની આંખ ઉઘડી, ત્યારે બેહદ હતો. જ્યારે એના એલચીનોજ હાલાંડથી કાગળ આવ્યો કે સ્વારીનો હવે તો અહિંયા જાહેર ઠરાવ થઈ ચૂક્યો છે, અને થોડા વખતમાં તે ઉપડશે પણ ખરી, ત્યારે ભરોસે ભૂલેલા જેમ્સનું લોહીજ ઉડી ગયું અને કેટલીક મિનિટ સુધી તો બોલીજ શક્યો નહિ. હવે સંડરલાંડને કાઢી મૂક્યો, અને પ્રજાને રાજી કરવા બીજા પ્રધાનોએ જેજે કહ્યું તે એ કરવા લાગ્યો. હાઈ કમિશનની કોરટ તત્કાળ કાઢી નાંખી, જેજે શેહેરના પટા ખુંચવી લીધા હતા તે પાછા આપ્યા, જે પાદ્રીઓને બરતર્ફ કર્યા હતા તેને પાછા તેના વતનો આપી દીધાં, પાઠશાળામાં કાથોલિકની નીમણુક બાબત તે શાળા વાળાને મર્જીમાં આવે તેમ કરવાનું લખ્યું, છૂટનું જાહેરનામું રદ કર્યું, પાર્લામેંટ બોલાવી અતઃપર કાયદા પ્રમાણેજ રાજ્ય કરવાનું વચન આપ્યું, તથા રાણીને પુત્ર જન્મ્યોછે તે ખરોછે એ બાબતના પુરાવા સારા સારા માણસોને બોલવી તેમની આગળ રજુ કર્યા. પણ હવે એમ કરવાથી શું વળે? બધા સમજતા હતા કે આ બધું એ બીકનો માર્યોજ કરે છે. ભય આવે ત્યારેજ જે રાજા પ્રજાની માગણીઓ આપવા તૈયાર થાય છે, તે રાજાની પ્રજા તેનો તે માટે કદી પણ ઉપકાર માનતી નથી, પણ ઉલટી એવા ધમકી ભરેલા માર્ગનેજ આશિર્વાદ રૂપ ગણેછે. બધા લોક હાલ ઇંગ્લાંડમાં વર્ષાદની પેઠે વિલિયમની રાહ જોવા લાગ્યાં.

---

## स्वभाषाप्रति विद्वानोना धर्म.

સાંધણ પાને ૨૩૩ થી ચાલુ.

હાલ જેવી રીતે ગૂર્જર ભાષામાં આપણા ગૂજરાતી ઉપાધિ ધારી, બી, એ, એમ, એ. પુસ્તક રચવામાં લજ્જા સમજે છે તેમ આપણા પાસેના બંગાલના વિદ્વાનો સમજતા નથી. તેમાં હાલ જેવાં ઉત્તમ ઉત્તમ પુસ્તકો પ્રગટ થાયછે તે જોઈને હૃદય મહા પ્રફુલિત થાયછે. જે જે બંગાલ દેશના બી, એ, એમ, એ, વગેરે ઉપાધિધારીઓએ બંગાલી ભાષાના પુસ્તકોની વૃદ્ધિ કરીછે તેના થોડાક નામ નીચે આપવામાં આવ્યા છે તેના ઉપરથી ગૂજરાતી તરુણો સમજશે કે સ્વભાષામાં પુસ્તકો લખવા એ બં-

ગાલી વિદ્વાનો પોતાનું પરમ કર્તવ્ય સમજે છે.

સિવિલ સર્વંટ બાબુ સત્યેન્દ્રનાથ ટાગોર કે જે હાલ અમદનગરના સેસનજડજ છે, તેમણે ઘણાક ગીતો અને નિબંધ લખ્યાછે અને લખે છે. તેમની સ્ત્રી શ્રીમતી જ્ઞાનદાનનન્દિની દેવી એક "બાળક" નામનું ૭ ફારમનું ચોપાનીયું કાઢી તેમાં ઘણા સારા વિષય લખેછે. એજ બાબુ સત્યેન્દ્રનાથ ટાગોરની બહેન શ્રીમતી સ્વર્ણકુમારી દેવીએ કેટલાક બંગાળી ભાષામાં નાવલ અને કવિતાનાં પુસ્તક તેમજ વિજ્ઞાનના પુસ્તકો રચ્યાંછે, અને "ભારતી" નામનું મોટા કદનું માસિક ચોપાનીયું પણ કાઢેછે. સિવિલ સર્વંટ બાબુ રમેશચંદ્રદત્તે કેટલાંક આપણા દેશની પ્રાચીન ઐતિહાસિક વાર્તા, ઇતિહાસ અને પ્રવાસ વૃત્તાન્તનાં પુસ્તકો લખ્યાં છે, અને હાલ ૭ મહીનાની રજા લઇને ઋગ્વેદનું બંગાલી ભાષાન્તર કરવામાં ગુંથાયા છે. હાલમાં પ્રથમ અષ્ટક પ્રકટ કર્યુંછે. બાબુ બંકીમચંદ્ર ચટોપાધ્યાય નામના એક માજીસ્ટ્રેટે કેટલીક ઘણીજ સારી બંગાલી ભાષામાં વાર્તા, કવિતા, વિવેચન વગેરે કર્યાંછે અને હાલ કરતા જાયછે. તેની વાર્તા બંગાલ દેશમાં એટલી તો પ્રસિદ્ધ છે કે જેમ ઇંગ્રેજમાં સરવાલ્ટર સ્કોટની વાર્તા પ્રસિદ્ધ તેમ ત્યાં એ પ્રસિદ્ધ છે. પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર કે જે સંસ્કૃત કૅાલેજના માજી અધ્યક્ષ હતા તેનાં પુસ્તકોની હાલ પાંચ આવૃત્તિ થયલી છે. એમાના ઘણાં પુસ્તકો પાઠશાળામાં તેમજ કુટુંબોમાં ઘણી હોંસથી વંચાય છે. વિજ્ઞાનવિત પંડિત અક્ષયકુમાર દત્ત કે જે હાલ એક મોટા ફિલસુફના નામથી ઓળખાય છે, જેના બાહ્યવસ્તુની સાથે માનવ પ્રકૃતિનો સંબંધ વિચાર, ધર્મનીતિ, પદાર્થ વિદ્યા ઇત્યાદિક ઘણા સારા સારા પુસ્તકો બીજી આવૃત્તિ સુધી છપાયાં છે તે હાલ જીવતા છે તે છતાં એક પ્રસિદ્ધ ગ્રંથકારે તેમનું એક મોટું જીવન ચરિત્ર છપાવ્યું છે તેમાં તેણે સ્વભાષાની ઉન્નતિને માટે શું શું કર્યુંછે તેનો સર્વ ઇતિહાસ આપ્યોછે. ખરેખર બાબુ અક્ષયકુમાર દત્તે જેટલી બંગાળ ભાષાની ઉન્નતિ કરી છે તેટલી જો આપણો કોઈ ગ્રાજ્યુએટ કરે તો જરૂર તેનું નામ અમર થઈ જાય. પ્રાચીન પુરાવિત પંડિત ડાક્ટર રાજેન્દ્રલાલ મિત્ર કે જે હાલ બંગાલની એસિયાટિક સોસાઇટીના અધ્યક્ષ છે તેઓએ ઘણાક પુરાવૃતના પુ-

સ્તકો પ્રકટ કર્યાંછે. બરમપુરના જમીનદાર પુરાવિત પંડિત ડાક્ટર રામદાસ સેન જેઓ મોટા જમીનદાર છે તેમણે આપણા દેશના ઐતિહાસિક સંબંધી પુસ્તકો રચ્યાંછે, અને તે ભટ્ટ મોક્ષમૂલરને ઘણાંજ પસંદ આવ્યાં છે. બારીષ્ટર મનોમોહન વસુનાં નાટક ઘણાં પ્રખ્યાત છે. ડેપોટી કલેક્ટર બાબુ યોગેન્દ્રનાથ વિદ્યાભૂષણ એમ, એ, મ્યાઝીનીનું જીવનચરિત્ર, મિલનું જીવનચરિત્ર વગેરે પુસ્તકોની ચારચાર આવૃતી પ્રકટ કરીને બંગાળીઓને ઉત્તેજિત કરી મૂકયાછે. તેઓ આર્યદર્શન નામનું એક મોટું ચોપાનીયું કાઢે છે. ડાક્ટર મહેન્દ્રલાલ સરકાર એમ. ડી. એ ફોલારા ઉપર એક મોટો ગ્રંથ કર્યોછે, તે પ્રમાણે શરીર સંબંધીમાં પણ કેટલાક પુસ્તકો કર્યાં છે. ડાક્ટર રાય કાનાઈલાલ કે બહાદુરે રસાયન વિજ્ઞાન વગેરે પુસ્તકો કર્યાં છે. પંડિત શિવનાથ શાસ્ત્રી એમ. એ, એણે પુષ્પમાલા મેજોબહુ, નિર્વાસિત વિલાપ, ગૃહધર્મ વગેરે પુસ્તકો કર્યાંછે. બાબુ જ્ઞાનેન્દ્રલાલ રાય એમ, એ, બી. એલ, એ, ઓ. "પતાકા" નામનું ઉત્કૃષ્ટ સાપ્તાહિક પત્ર કાઢેછે. બાબુ હરિદાસ ગડગડી એમ. એ, જેઓ ભારતવાસી નામનું ઘાણુંજ સારૂ સાપ્તાહિક પત્ર કાઢેછે, કવિ વરહેમચંદ્ર બાનરજી જેઓ એક મોટા વકીલ છે તેઓએ કવિતા વળી, છાયામયી, દશ મહાવિદ્યા, વૃત્તસંહાર, આશાકાનન વગેરે કવિતાના પુસ્તક પ્રકટ કર્યાંછે તે બંગાલના બાળક વૃદ્ધ સઘળાઓ આગ્રહની સાથે વાંચેછે. કવિ શ્રેષ્ટ રવીન્દ્રનાથ ટાગોર કે જેઓની ઉમર ૨૦ વર્ષની છે અને મોટા જમીનદારના બેટા થાય છે તેઓએ પ્રભાતસંગીત, સંધ્યા સંગીત, શૈશવ સંગીત, ભગ્નહૃદય, રુદ્રચંડ, પ્રકૃતિ પ્રતિશોધ, ભાનુસિંહ ઠાકુરની પદાવાળી, છબી અને ગાન, નલિની, આલોચના, વિવિધ પ્રસંગ, બોઠાકુરાણીનું હાટ, યુરોપ પ્રવાસીર પત્ર વગેરે પુસ્તક બનાવીને અમર થયાછે. બંગાલની સ્કુલોના સબ ઇન્સ્પેકટર બાબુ ભુદેવ મુખોપાધ્યાય એ ઐતિહાસિક ઉપન્યાસ, ક્ષેત્રતત્વ, પુરાવૃત્તસાર, પ્રાકૃતિક વિજ્ઞાન ઇત્યાદિ પુસ્તકો રચ્યાંછે. બાબુ રજનીકાંત ગુપ્ત એણે પુરાવિત સંબંધી ઘણા સારા પુસ્તકો કર્યાંછે, તે પુસ્તકો ઘણાં વખણાય છે. વકીલ નૃસિંહચંદ્ર મુકરજીએ અર્થ વિદ્યા, જમીદારી મહાજની હિસાબ, સાહિત્યસાર, વગેરે પુસ્તકો કર્યાંછે. ડાક્ટર યદુનાથ મુકરજીએ ઉદ્ભિદ વિચાર ( બોટોનિક

શરીર પાલન, ધાત્રી વિદ્યા વગેરે પુસ્તકો રચ્યાંછે અને હમણાં એક પાણી ગ્રામ નામનું ચોપાનીયું કાઢનાર છે, જમીનદાર કાલીસિંહ ઠાકુરે મહાભારતનું ભાષાન્તર કરીને વગર કીમતે લોકોને આપ્યુંછે. રાજા રાધાકાંતદેવે શબ્દકલ્પદ્રુમ નામનો સંસ્કૃત બંગાલી અક્ષરોમાં મોટો કોષ બનાવ્યો છે, તે સિવાય બીજા ઘણાક જમીનદાર પુસ્તકો કરે છે. અને મોટા વિદ્વાન બંગાળીઓ પોતાની ભાષામાં પુસ્તકોનો વધારો કરતા જાય છે, બંગાળી ભાષામાં ઘણાખરા કામના સંસ્કૃત પુસ્તકોના તેમજ ઇંગ્રેજી પુસ્તકોના ભાષાન્તર થઇને પ્રકટ થયાંછે અને થાયછે, સર્વ સદ વિદ્યાશાલી સ્વદેશહિતેષી મહાપુરૂષોની આગળ બંગાળી ભાષા કૃતસતાના તૃણમાં બંધાતી જાયછે. હવે આપણા ગૂર્જર દેશમાં કોણ આગળ પડેછે તે જોવાનું છે. હાલ ત્રણચાર વિદ્યોત્સાહી પુરૂષો બી, એ. એમ. એ ઉપાધિ ધારી યત્ન કરેછે તે મંગળદાયક છે. પરંતુ બીજા પણ વધારે સ્વદેશની સેવા કરવાને બહાર નિકળે તો ઘણું સારૂં. આજકાલ જે ગૂજરાતી ભાષાના પુસ્તકો પ્રકટ થાયછે તે ઘણાખરા નકામા અને થોડું ભણેલાઓના હાથથી નિકળે છે તેને દૂર કરવા એ હાલના બી. એ. એમ. એ. ઉપાધિ ધારીઓનું કર્તવ્ય છે. અમે આશા રાખીએ છીએ કે હવેથી કેટલાક તરૂણ વિદ્વાનો પોતાની સ્વભાષામાં વધારો કરવાને આગળ પડશે, યુરોપી તથા આપણું પ્રાચીન જ્ઞાન સંમિશ્ર કરીને એક કલ્યાણકર રચનાવળીને ઉદય પમાડી અમોને આનંદ સાગરમાં નિમગ્ન કરશે.

---

## ધ્યાન આપવાની શક્તિ.

(પૃષ્ટ ૨૨૫ થી સમાપ્ત.)

ધ્યાન શક્તિના અંગ ત્રણછે:—તલ્લિનતા, અખંડતા, અને સ્વાધીનતા. પહેલું તો વિષયમાં તલ્લિન એટલે સઘળું મન રોકવાનો મહાવરો પડવો જોઇએ. જ્યાં સુધી આ શક્તિ બરાબર કેળવાઈ નથી, ત્યાં સુધી માલુમ ધ્યાન આપશો પણ પુરેપુરૂં નહિ, એક અભ્યાસમાં મન જોડ્યું હશે સાથે પણ થોડું તો આસપાસના પદાર્થોના અવલોકનમાં અથવા મનને ગુંચવણભર્યા વિચારમાંજ તે રોક્યા કરશે. આમ અન્ય વિષયમાં તે

કદાપિ લુબ્ધ નહિ થાય, તોપણ મંદ પડી જઈ પોતાની જેટલી શક્તિછે તેટલી બધી તે અભ્યાસમાં વાપરશે નહિ. અધમણના મગદળીયા ફેરવવાનું જોર જેનામાં હોય, તે ૨ બશેરના ફેરવે તેના જેવું થશે. મતલબ કે મનને એક વિષય ઉપર રોક્યું તો ખરૂં પણ તેને જાણે વેઠ કરવી પડતી હોય તેમ કંટાળાને અભાવથી તથા ખોટાઈથી થોડુંજ કામ કરશે. આમ થાય તો તો બહુજ ખોટું. એમ થવાથી તો મનની સઘળી શક્તિઓજ ધીમે ધીમે મંદ થઈ જાય. મૂર્ખ અથવા જુલ્મી શિક્ષકને પાપે કેટલાકની બુદ્ધિ જડ થઈ જાયછે, તે આમજ. માટે ધ્યાન આપવાની તાકીદ અપાતી વેળા એ વાત કદી પણ ભૂલવી નહિ કે એ ધ્યાન બળાત્કારી અથવા કંટાળાનું નહિ, પણ હોંસભેર અને રસ લાગવાથીજ આપવાનું છે. છેક છેવટને પગથીએ અપ્રિય અને કંટાળા ભરેલા વિષયો ઉપર પણ ધ્યાન આપતાં માણસે શીખવાનું છે ખરૂં, પણ તે આવી મંદી રીતે નહિ, પ્રિય કે અપ્રિય જે વિષય ઉપર અભ્યાસી ધ્યાન આપે ત્યારે તે ધ્યાન પોતાના મનની સંપૂર્ણ શક્તિથીજ આપવું જોઇએ. પછીથી વિષય રસિક નહિ હોય, તોપણ તેના ફાયદાનો વિચાર કરી માણસમાં હોંસ આવશે અને હોંસથી રસભેર તે કામ કરશે. આ પ્રમાણે પૂર્ણ હોંસભેર મનનું સઘળું બળ કોઈ અભ્યાસમાં રોકવું, અને તેને જરા પણ બીજી બાબતમાં રમતું રહેવા દેવું નહિ, તેને તલ્લિનતા કહેછે, અને ધ્યાન શક્તિની એવી તલ્લિનતા કેળવવા તરફ દરેક માણસે કાળજી રાખવી જોઇએ, અને શિક્ષકે પણ પોતાથી બને તેટલું કરવું. શોરબકોર થઈ રહ્યો હોય, મોહાગળ ચિત્તાકર્ષક અનેક પદાર્થો પડેલા હોય, અને પોતાના આત્માને વ્યગ્ર કરી નાંખે એવા બનાવ હમણાંજ બન્યા હોય, તોપણ જે માણસ પોતાના ધ્યાનમાંથી ચુકતો નથી, તેની ધ્યાન શક્તિ સંપૂર્ણ કેળવાઇ છે એમ સમજવું. નેપોલિઅન બોનાપાર્ટ દારૂણ યુદ્ધ ચાલતું હોય તેમાંજ જો દશ પંદરમિનિટની ફુરસદ મળતી તો તેટલો વખત તે તુરત નિરાંતે ઉંઘી લેતો, અને તેટલી મિનિટ વીતી કે તુર્ત ઉઠીને તે પાછો યુદ્ધમાં જોડાતો. વારનહેસ્ટિંગસને માટે કહેવાય છે કે ભારે ખટપટ ને જોખમ વેઠી નંદકુમારને ફાંસી દેવડાવ્યો, તેજ દહાડે ઘેર જઈ એણે ડાક્તર જાન્સનની ઉપર કાગળ લખ્યો તેમાં આ પ્રસંગની વ્યાકુળતા કાંઈ

પૂણ ન જણાતાં વિદ્યા વિષયોની શાંતને લાંબી અર્ચાજ માલમ પડે છે. એસાક્ન્યુટન પોતાના અભ્યાસમાં બેસતો, ત્યારે ત્રણ ત્રણ કલાકથી ખાનું ટાઢું પડી જાયછે તેનું એને જરા પણ ભાન રહેતું નહિ. આ તો મહા પુરૂષોની તલ્લિનતાનું વર્ણન છે. એટલે દરેજ્જે બધાથી પોતાની ધ્યાન શક્તિ કબજે કરી શકાય નહિ-એમ આપણે કદાપિ કબુલ કરીએ, તોપણ યાદ રાખવું કે તેમનામાં પણ એટલું બધું ઇચ્છા બળ મહાવરાથીજ કે-ળવાએલું હતું, અને તે પ્રમાણે જો હરકોઈ માણસ મનનો આગ્રહ રાખે તો તે પણ ઘણે દરજ્જે પોતાનું ધ્યાન પોતાને કબજે કરી શકેજ.

અખંડતા એટલે લાંબા વખત સુધી એકના એક વિષય ઉપર જોડી રાખવું તે. એ ધ્યાન શક્તિની કેળવણીમાં બીજું પગથીયું છે. એકવાર તલ્લિનતાનું બળ આવ્યું, તો પછી તે ધીમે ધીમે અભ્યાસથી વધતું જશે. પાંચ મિનિટ એક વિષય ઉપર સ્થિર ચિત્ત રહ્યું, તો અભ્યાસથી તે પચાસ મિનિટ સુધી રહેતાં પણ શીખે.

ધ્યાન શક્તિની સ્વાધિનતા એટલે ચાહે તેટલું એક વિષય ઉપર ધ્યાન આપવું, અને ચાહે ત્યારે તે વિષય ઉપરથી ખસેડી તુર્તજ બીજા વિષયની સાથે જોડી દેવું. સાધારણ રીતે દુનિયામાં જોઇએ છીએ તો જેના ધ્યા-નમાં અખંડતા વધારે હોયછે તેનામાં સ્વાધીનતા ઓછી હોય છે, અને સ્વાધીનતા વધારે હોયછે તો અખંડતા ઓછી દીઠામાં આવેછે. એટલે, કેટલા માણસ એક કામમાં લાંબા વખત સુધી મંડી રહેવાને શક્તિમાન હોયછે, પણ તે કામ છોડી બીજા કામમાં જ્યારે જોડાવું પડે છે, ત્યારે મ કરતાં તેને મહેનત પડેછે, તથા વાર લાગે છે. મતલબ કે એક કા-મમાં એકાગ્રતા તેનાથી મરજી માફક છોડી કે જોડી શકાતી નથી. એથી ઉલટું કેટલાક માણસ એવા હોયછે કે લાંબા વખત સુધી એક કામમાં પોતાનું ચિત રોકી શકતા નથી, પણ તે કામ છોડી બીજા કામમાં લા-ગતાં તેની ધ્યાનશક્તિ પૂર્વવત્ ઉત્સાહી અને બળવાન થઈ જાય છે. આવી પ્રકૃતિને અનુસરવાને અર્થેજ અભ્યાસ પત્રકમાં જુદા જુદા વિષ-યોને એક પછો એક ગોઠવવામાં આવે છે. એમ કરવાથી જુદા જુદા વિષયોનો પણ લાંબા વખત સુધી અભ્યાસ કરવાને તે શક્તિમાન થાયછે,

અને બાળકોને સારૂ તેમ કરવાની ખાસ જરૂરજ છે, કેમકે તેમનામાં ધ્યાનની અખંડતા હજી કેળવાએલી હોતી નથી. એ શક્તિ જેમ જેમ વધારે કેળવાતી જાય, તેમ તેમ તેમને વધારે વખત સુધી એકજ વિષયમાં ધ્યાન આપવાની જરૂર પાડતા જવું.

એમ કરવાથી બધામાં સરખીજ અખંડતા તો કયારે પણ આવશે નહિજ, અને તેમ સંપૂર્ણપણે આવવાની સંસારોપયોગી કેળવણીમાં જરૂર પણ નથી. અખંડતા હદપાર જવાથી સ્વાધીનતા ઓછી થઈ જાયછે અને તે સંસારોપયોગી કેળવણીમાં તો થવું જોઇએજ નહિ. ચિત્ત એક વિષય ઉપર એવું ચોંટી જાય કે ખસેડ્યું પણ ખસે નહિ, એ ગુણ કવિ પંડિતોને મહા ઉપયોગી. પણ સંસાર વ્યવહારમાં તો અનેક કામ ઉપર માણસને વારાફરતી ધ્યાન આપવાની જરૂર પડેછે, અને તે તરેહની શક્તિ જેનામાં કેળવાએલી હોય તેજ વ્યવહારી કામમાં સારો નીવડે, તે છતાં સંસારીને પણ એ વાતની તો અવસ્ય જરૂર છે કે થોડો કે ઘણો પણ જેટલો વખત કોઈ કામમાં ધ્યાન આપે તે વખત સુધી તો તેનું ધ્યાન તે તે કામમાં સંપૂર્ણપણે લાગવું જોઇએ. રસળતું, ઉડતું મન તો પંડિતને તેમજ સંસાર વ્યવહારી માણસને પણ સમાનજ હાનિકારક છે, અને નઠારી કેળવણીની તે અચૂક નિશાની છે. સંપૂર્ણ ધ્યાન આપવાની ટેવ તો બાળકને માબાપ કે મહેતાજીએ હમેશાંજ પાડવી. અધુરૂં, ઉપલકીયું, કાચું કામ કરી લાવે તો કદી પણ તે કબુલ રાખવું નહિ, પણ સંપૂર્ણ ધ્યાન આપીને સંપૂર્ણ કામ કરે એવી હમેશાં તાકીદ રાખવી. ઘણું કામ કદી બાળકને બતાવવું નહિ, કેમકે માથે ઘણું કામ આવી પડવાથી તેને તે અધુરૂં, ઉપલકીયું, અને કાચુંજ કરી લાવવાની જરૂર પડેછે, અને તેમ કરવાથી એવી કુટેવ પડેછે કે તેનો નુકશાન તેને જન્મ સુધી નડ્યા કરેછે. સંસારમાં પણ એવુંજ ઉપલકીયું કામ કરનારો થશે, અને તેથી તે ગમે તે ધંધામાં પડશે પણ તેને તેમાં જશ કે જોઇએ તેવો લાભ કદી પણ મળવાનો નહિ. જ્યાં જશે ત્યાં એ ઉપલકીયો, ઉડેલ, ઢીલીપોમાણસ ગણાશે; બધા કહેશે કે એના કામમાં તે શી બરોબર હોવાની હતી, અને સોંપેલું કામ એ બરાબર કરી લાવશે એવો કોઇને પણ ભરોસો પડશે નહિ, અને જ્યાં એવી છાપ પડી

ત્યાં તે માણસ દુનિયામાં કોડીનો થઈ રહેછે. માટે સંપૂર્ણ ધ્યાન આપી પોતાને સોંપેલું કામ સંપૂર્ણપણે કરવાની ટેવ દરેકને પડાવવી એ કેળવણીમાં ખરેખરૂં ઉપયોગી કામ છે, અને દરેક વિદ્યાર્થીએ પણ સમજવું કે આ અમૂલ્ય શક્તિ સંપાદન કરવાને હું મારા ખરા દિલથી પરમ પ્રયત્ન કરીશ નહિ ત્યાં સુધી માબાપ કે શિક્ષકથી કાંઈ પણ થઈ શકવાનું નથી, કેમકે આતો ઇચ્છા શક્તિનું કામ છે, અને તે પોતા શિવાય કોઈને પણ આધીન નથી.

---

## શેઠ નવરોજજી ફરદુનજીનું મૃત્યુ.

તા. ૨૨ સપટેંબર સને ૧૮૮૫ ની સાંજે આ દેશહિતકારી પુરૂષ મુંબાઇ ખાતે ૬૮ વર્ષની ઉમરે સ્વર્ગવાસી થયા છે. કેટલાક વખતથી તેઓ રોગથી પીડાતા હતા, તોપણ મરણ પર્યંત એમનું લક્ષ દેશહિતના કામમાંજ લાગેલું હતું. હિંદમિત્ર ફાસેટના સ્મરણાર્થે સભા મળી હતી તે વેળા પોતાથી ત્યાં નહિ હાજર થઈ શકાવાથી કેવો રસભર્યો કાગળ લખી મોકલ્યો હતો તે તો હજી સર્વની યાદદાસ્તમાં તાજેજ છે. આવા પુરૂષનું ન્હાનુંજ જન્મચરિત્ર અત્રે કાંઇ નોંધવું એ અમે અમારી ખાસ ફરજ સમજીએ છીએ.

મી. નવરોજજી સુરતની સદર અદાલત મધે નોકરી કરનાર ભરૂચવાળા એક સાધારણ ગૃહસ્થ મી. ફરદુનજીને ઘેર પોતાના વતન મધે તા. ૧૦ માર્ચ સને ૧૮૧૭ ને દિવસે જનમ્યા હતા. પણ તેમના પિતાની નોકરી સુરતમાં હોવાથી તેમનું ખાસ રહેવાનું સ્થળ સુરત હતું. ત્યાં રેવરંડ થામસ સાલમનની પાસેથી તેમને ઇંગ્રેજી કેળવણી લેવા માંડી ત્યારપછી મી. નવરોજજીની તેર વરસની ઉમરે સને ૧૮૩૦ માં એમના પિતાની બદલી મુંબાઈ થવાથી તે મુંબાઈ આવ્યા, જ્યાં તેના આગલા ગુરૂની ભલામણ પ્રમાણે એલ્ફીન્સ્ટન સોસાઇટીની સેંટ્રલ ઈંગ્લીશ સ્કુલમાં જઈ કેળવણી વધારવા માંડી. ત્યાં બેજ વરસ અભ્યાસ કીધા પછી રૂ૬૫) ના પગારની પહેલવહેલી વેસ્ટ સ્કાલરશીપ તેમણે મેળવી હતી. અને તેમની અઢાર વર્ષની ઉમરે ઈ. સ. ૧૮૩૫ માં તેમને તથા તેમના જોડીઆ મી. જનાર્દન વાસુદેવને

ગવરનર લાર્ડ કલેરે ઈંગ્રેજી ભાષા અને . ઇતિહાસના ઊંચા જ્ઞાનને માટે એક જાહેર સભામાં થરતા લેખ્યવાળો રૂપાનો એક એક ચાંદ ભેટ આપ્યો હતો. ત્યારબાદ બે મહિને એજ શાળામાં તેમને એક શિક્ષકની જગા મળી હતી, અને તે વખતથી તેમણે જાહેર ભાષણ કરવામાં પ્રવેશ કર્યો હતો. એટલે સન ૧૮૩૬ ના માર્ચ માસના "ઓરીએટલ ક્રિશ્ચિયન સ્પેક્ટેટર" માં પારસીઓની નીતિ વિષે ઈંગ્રેજીમાં વિષય લખ્યો હતો.

એજ વરસમાં કાબુલ અને હિંદુસ્તાન વચ્ચે વેપાર રોજગાર સારી રીતે ચલાવવાનો બંદોબસ્ત કરવા સારૂ કાબુલના તે વખતના અમીર દોસ્તમહમદ સાથે વાતચિત કરવા સારૂ કપ્તાન અલેકઝાંડર બર્નેસને એલચી દાખલ મોકલવા સરકારે તૈયાર કર્યા ત્યારે તેની ખાએસ અન્ગ્રેની એજ્યુકેશનલ સોસાઇટીના એક બે વિદ્યાર્થીને સાથે લઈ જવાની થવાથી તેણે તે માહેના ઘણા જણાને પૂછ્યું. પણ તેમાંથી એકલા નવરોજજી માત્ર તેની સાથે જવાને તૈયાર થયા. એ ઉપરથી કપ્તાન બર્નેસ એમને પછવાડેથી આવવાનું ફરમાવીને પોતે જળમાર્ગે સિંધ ગયા અને મી. નવરોજજી તા. ૧૧ મી ડીસેંબરે સન ૧૮૩૬ ને રોજ એક મુસલમાન અને બે પારસી નોકરોને સાથે લઇને પગ વાટે હૈદ્રાબાદમાં બર્નેસ સાહેબને જઈ મળ્યા. ત્યાં એમને તથા એમના સાથીને મુસાફરીમાં જોઇતી ચીજો લેવાનું તથા મુસાફરીમાં બનેલા બનાવોની નોંધ રાખવાનું કામ કરવાનું હતું. એ કામ સારી રીતે કરતાં કરતાં તેઓ કાબુલ જઈ પહોંચ્યા, અને અમીર દોસ્તમહમદની મુલાકાત થઈ. ત્યારથી કાબુલના અમીર ઉમરાવો મુંબાઈના પારસીઓ વિષે જાણીતા થયા.

મી. નવરોજજીએ પોતાની મુસાફરીમાં જે કાંઈ જોયું તેની હકીકત નો એક પત્ર રસાલી ભાષામાં લખીને તે વખત નીકળતા "ઓબ્ઝર્વર"ના તા. ૧૮ મી અપ્રેલ સન ૧૮૩૮ ના આંકમાં છપાયોછે. તેમાં ભાવલપોર, પારો, પેશાવર અને કાબુલ અને તેની આજુબાજુના પ્રદેશની હકીગત તેમજ સખી સરોવર તથા સખી નામે પીર કે જેની ઉપરથી તે શેહેરનું નામ પડ્યું છે, અને તે દેરા ગાઝીખાંની પાસે છે તેની હકીગત આપી હતી ત્યારપછી તા. ૨૪ મી મે સને ૧૮૫૮ માં બીજો એક પત્ર, તેમણે

પોતાના એક મિત્ર ઉપર લખ્યો હતો. તેમાં શેઠ નવરોજજીએ કાબુલમાં મોગલ "ઇદકુરબાનની ક્રિયા તથા તેમાં ત્યાંના અમીરે લીધેલો ભાગ તથા બાલાહીસારનો કિલ્લો અને તેમાં થએલ ધામધુમો તથા તે ઇદ પછી ૧૧ મે દિવસે થએલા નવરોજની હકીગત અને ત્યાં બેઠેલ વસંત ઋતુનો એહવાલ "બુરીઅર" નામના પત્રમાં છાપતાં તેના અધિપતીએ શેઠ નવરોજજી વિષે ઇંગ્રેજીમાં ઘણા ઊંચા વિચારો જણાવ્યા હતા. સને ૧૮૩૮ માં તેમનું એલચી ખાતું કાબુલથી બાહેર રહેવાનો સરકારથી હુકમ થયો. પણ તેવામાં તેના બાપ પનવેલથી મુંબાઈ વહાણમાં બેશીને આવતાં તોફાન થવાથી દરીઆમાં ડુબી મુવાની ખબર મળી. તેથી પોતાના વડાની રજા લઇને નવરોજજી મુંબાઈ આવ્યા. એ તેમની મુસાફરીની હકીકત સં. ૧૮૫૩ ના જગતપ્રેમી નામના ચોપાનિયાના ચાર આંકોમાં છપાઈ છે. તેમજ ત્યાંથી આણેલા રૂપા તથા ત્રાંબાના મળીને ૪૮ સિક્કાઓ રાયલ એશિયાટીક સોસાઇટીમાં ભેટ મોકલ્યા તે ઘણા માન સાથે સ્વીકાર્યા છે. વળી તે ત્યાંના વખાણાએલા મેવા અને ફળફળાદિ વગેરે ઉદ્ભિજ વિદ્યાનો અભ્યાસ કરી આવ્યા એતો જુદુંજ.

ત્યારપછી ઈ. સ. ૧૮૪૦ ના સપટેંબર મહિનાની પેહેલી તારીખથી "વિદ્યાસાગર" નામે માસિક ચોપાનીયું ગુજરાતી ભાષામાં પ્રગટ કરવા માંડ્યું હતું, અને તે ૧૮૪૬ સુધી ચલાવ્યું હતું. એજ સાલની આખરમાં અત્રેના મોગલ વેપારીને ઘેર હાજી સૈયદહુસેન નામે પરોણો આવ્યો હતો, તેણે પારસીઓને પૈસાવાળા જોઇને વાત ચલાવી કે હું ખોતનથી આવોછું ત્યાં જરતોસ્તી પાદશાહ હજુ રેહે તેની જાતના તમામ લોકો યજદાંપરસ્તી છે. વગેરે એવી ગપ મારી કે ધર્મભોળા પારસીઓને ગળે ઝટ ઉતરી ગઈ અને તે ઉપરથી ઉઘરાણું કરીને રૂપિઆ આસરે એક હજારનું નજરાણું કરીને તેના બાદશાહને આપવાનો એક ફારશી ભાષામાં કાગળ આપ્યો તેથી પેલા રૂપિયા, કાગળ અને મિયાં ગયા તે ગયા. પણ મી. નવરોજજીને એની સાચાઈ વિષે શક હતો માટે પોતાનો આગળ મુરબ્બી, અને એશીઆનો નામિચો મુસાફર જે તે વેળાએ કાબુલમાં હતો તેને પત્ર લખીને પુછાવ્યું, તો ખરેખર તે મુસલમાન ઠગી ગયાની ખાત્રી થઈ.

સને ૧૮૪૧ થી ૫૦ સુધી નવ વરસ સુધી તેમણે જામેજમશેદનું અધિપતિપણું કર્યું હતું, અને તે જ્યારે છોડ્યું ત્યારે બીજા ગુજરાતી પત્રોએ દિલગીરી જણાવી હતી. દુનિઆમાં ધંધાની અદેખાઈ હોયછે, પણ સજન માણસો તેમાં પણ સલાહસંપ જાળવી શકેછે.

તેણે સને ૧૮૪૨ થી "રેહનુમાએ જરતોસ્તી" નામનું માસિક ચોપાનીયું કહાડ્યું તેના એક ભાગમાં જરતોસ્તી ધર્મની ખુબી અને બીજા ભાગમાં ખ્રીસ્તી ધર્મની વિરૂદ્ધ લખવામાં આવતું. સને ૧૮૪૫ થી ૪૭ સુધી મુંબાઇની નેટીવ જનરલ લાયબ્રેરીના કમેટીમાં તેઓ કરતાહરતા હતા, એટલે તેમણે લાયબ્રેરી, પેહેલવેહેલું ક્યાટલગ બનાવ્યું હતું અને લાયબ્રેરી સારૂ ચોપડી, નકશા વગેરે સામાન ઇંગ્લાંડમાંથી તેમણે ખરીદ કર્યા હતો, એ અરસામાં મુંબાઇની સુપ્રીમ કોર્ટના દુભાષિયાની જગો ખાલી પડવાથી તે મેળવવાને આ શેઠની પરીક્ષા લીધા પછી ચુની જડજ સર અરસ્કીન પેરીએ એમને પસંદ કીધા હતા. એ નોકરી એમણે એક નિષ્ટાથી ૨૮ વર્ષ સુધી બજાવીને પેનશન લીધું. તે દિવસથી પોતાના અંતઃકાળ સુધી લોકોપયોગી કામમાં મશગુલ હતા. એ વખતથી એમણે કેટલાક ગુજરાતી ભાષામાં પુસ્તકો રચેલાં છે તે બધાં વખાણ પામ્યાં છે. તેમજ જરતોસ્તી ધર્મનો તો તે ખ્રીસ્તી ઉપદેશકોના હુમલા સામે ધીંગી ઢાલ પેઠે બચાવ કરતા હતા. વળી સને ૧૮૫૨ માં મુંબાઈ આસોસીએશન નામે રાજકિય બાબત ઉપર વિચાર કરવાને એક સભા સ્થાપવામાં આવી હતી તેના પ્રમુખ ઉત્પાદક ઘણું કરીને તેજ હતા, અને તેનાજ શ્રમવડે તે પ્રસિદ્ધિ પામી હતી. વળી સુરત જીલ્લાના લોકોની તરફેણ કરીને ઇનામ કમીશનર સામા થઈ તેના સપાટામાંથી કેટલાક જણને બચાવ્યા છે. એ શેઠને સને ૧૮૬૨ માં સરકારે જસ્ટીસ આફ ધી પીસ નીમ્યા હતા.

એમણે પેન્શન લીધા પછી તે ઇંગ્લાંડ ગયા હતા. ત્યાં કેટલાક રાજકિય પુરૂષો જોડે ઓળખાણ કરીને હિંદુસ્તાનની સ્થિતિનું ખરૂં સ્વરૂપ તેના મન ઉપર ઠસાવ્યું એ પછી વળી પાછા બેવાર તેઓ એજ મતલબને માટે ઇંગ્લાંડ ગયા હતા. તેમાં સને ૧૮૭૩ માં હિંદુસ્તાનના ઉપજ ખરચની તપાસ કરવા સારૂ ફીનાન્સ કમેટી બેઠી હતી. તેમાં ગુજરાતમાં જાતે મુ-

સાફરી કરીને માહીતી મેળવી ઘણી સાક્ષી આપી હતી. એ સાક્ષી અખંડ ૭ દિવસ સુધી ચાલી હતી. આટલા દિવસ સુધી એમની આ અખંડ મેહેનતની કદર બુજીને સરકારે સને ૧૮૮૪ માં મુંબાઇની સરકારની શિફારસ ઉપરથી નામદાર રાણી સાહેબે એમને કંપાનિયન ઑફ ધી સ્ટાર આફ ઇંડીઆનો ઇલકાબ આપ્યો હતો.

શેઠ નવરોજજી પેન્શન લીધા પછી પોતાના અંતકાળ સુધી લોકોપયોગી કામમાં અતિશ્રમ લેતા હતા. તેમાં મુંબાઇની મ્યુનીસીપાલીટીના કામોથી હદ વળી છે. અને આખેર એમના મરણની દિલગીરી જણાવતાં મુંબાઇની શેહેર સમાજમાં જે ભાષણો થયાંછે તે સાંભળીને એમની દેશભક્તિને માટે એમના વિષે આપણા મનમાં પુન્ય ભાવ ઉત્પન્ન થયા વગર રેહેતો નથી. સર્વે સભાસદો એમાં દેશી અને યુરોપીઅનોએ એક મતે એવાં વખાણ કર્યા છે. તેમાં એક યુરોપીયન સભાસદે તો ખુલ્લું કહ્યું કે "મરહુમ શેઠ મ્યુનિસીપાલીટીની તીજોરી ઉપર એક અંકોશ હતા" તેમજ એની નિર્લોભતા વિષે બોલતાં શેઠ.હોરમજજી દાદાભાઈ બોલ્યા હતા કે "જ્યારે મુંબાઇમાં મ્યુનિસિપાલીટીના ગોટાળા સંબંધી તોફાની સભાઓ મળતી હતી ત્યારે શેઠ નવરોજજી ન બોલે તો તેમને દર વરસે પચીસ હજાર રૂપીઆ મળે એવી મોટી પદવી મળી શકે એ માગણી તેમણે તુચ્છકારી કાઢતાં કહ્યું હતું કે "સાહેબ એ જગા તમારા ગજવામાં રેહેવા દો!" આહા શું નિર્લોભીપણું! એવા પરગજુ, નિર્લોભી પુરૂષના આત્માની સદ્ગતી થાઓ, અને એવાં પુરૂષરત્નો ઉત્પન્ન કરો એવી અમારી પરમકૃપાળુ પરમેશ્વર પાસે માગણી છે.



## નિશાળોનાં ઇનામ પત્રક.

### પ્રાંત ઝાલાવાડ.

(પાછલ પાને ૨૩૯ થી.)

ચુડા. રા ગોકળદાસ ડાહ્યાભાઇએ ૩૩) કેરી અને રા. કેશવલાલભાઇએ ૨૨ાા ની કેરી અને ૩૨) મીઠાઇ કુલ ૨૭ાા અને—કન્યાશાળામાં. દવે. કેશવલાલ હરજીવને આઠ આનાની કેરી— આણંદપૂર. કામદાર લ-

ક્ષ્મીચંદ લવજીએ રૂ૧ા સાકર વહેંચી—વઢવાણ બ્રાંચ નં. ૧. બક્ષી લક્ષ્મીદાસ આદીતરામે રૂ૧ા કેરી વહેંચી. તથા દવે વાઘજી દલુએ રૂ૧) પતાસાં—ભાલોદ. વારસીક પરીક્ષા થયા પછી સોની ટોકર કુંવરજીએ રૂ૨) મીઠાઇ તથા રૂમાલ—વઢવાણ કંન્યાશાળા. બક્ષી લક્ષ્મીદાસે રૂ૧ા કેરી રા. દેવશંકર રામચંદ્રે રૂ૨-૭-૦ ઇશ્વરપ્રાર્થનાની ચોપડીયો નં. ૩૯ રવાના તા. ૨૯-૩-૯૫.

(ઇંગ્રેજી સહી.) કૃષ્ણલાલ ગોવિંદલાલ.
ડે. એ. ઇ. પ્રાં. ઝાલાવાડ.

અમદાવાદ વિભાગ.

જા. નં. ૩૮૪ ૨૩-૮-૯૪

ધંધુકા બ્રાંચ. વંદ્રાવનદાસ વલ્લભદાસ રૂ૧ા પતાસાં પરસોત્તમ ઝવેરચંદ રૂ૦ાા પતાસાં—ઉવારસદ. કેશવલાલ ઉમેદરામ રૂ૧ાાા મીઠાઇ શા. નાનચંદ ખુશાલ રૂ૧) મીઠાઇ કહાનદાસ ગીરધરભાઈ રૂ૨) મીઠાઈ રણછોડભાઈ શામલભાઈ રૂ૧ા મીઠાઈ—રાણપુર કન્યાશાળા. ગાંફ દરબાર તરફથી કારભારીએ રૂ૧) સાકર—માંડાસા કન્યાશાળા. મ્યુનિસિપાલિટી તરફથી રૂ૬-૧૫-૪—ઉતલીઆ. દરબાર સુરસંઘજી દાજીરાજ તરફથી રૂ૫-૪-૩ ચોપડીયો રૂ૩) સાકર—અડવાળ. સ્કુલ કમેટીના મેંબરો તરફથી રૂ૨) ચોપડીયો—સાંગુદ કન્યા. સ્કૂલ કમેટીના મેંબર દાકતર સાહેબ રૂ૧) મીઠાઈ મે. આ. કલેકટર સાહેબ બહાદુર રૂ૨) મીઠાઇ—મીરોલી. ગોકળભાઈ દયાભાઇ રૂ૧૦-૧૧-૦ ચોપડીયો. આગા અકલીઆર સાહેબ રૂ૧) પતાસાં—ભોળાદ. સ્કૂલ કમેટીના મેંબરો રૂ૦-૯-૮ કેરીઓ—ધોળેરા બ્રા. ૨ જો શા. ડાહ્યાભાઇ ગોકળદાસ રૂ૦-૮-૦ પતાસાં—દેદુભાઈ. શેઠ ભાઇચંદ પ્રેમચંદ રૂ૧-૧૪-૩ ચોપડીયો તથા ખારેકો—રાણપુર. શા. નાનચંદ હંસરાજ રૂ૧) ચોપડીયો. પારેખ મગનલાલ નથુભાઈ રૂ૦ાા ચોપડીયો. શા. જેસિંગ સુખચંદ રૂ૧ા મીઠાઇ—વાગુકડ. લાહી દરબાર તરફથી રૂ૧૮) બાકડા નંગર બેસવાને સારૂ—પાદરી કન્યાશાળા. હરજીવન ભગવાનદાસ રૂ૫-૨-૬ ચોપડીયો. ત્રંબકલાલ નથુભાઈ રૂ૧) પતાસાં—મોડાસા. સ્કૂલ કમેટીના મેંબરો રૂ૨) મીઠાઇ—ગાંફ. રાયશંગ નાગરાજ રૂ૨) સાકર—બરવાળા. લીંબડી દરબાર તરફથી રૂ૨) મીઠાઈ—ગુંદાલડી. મે-

હેતાજી લલ્લુભાઈ ત્રીભોવન રૂ૦-૧૦-૦ પતાસાં—ધોલેરા. ધંધુકાના મે. રા. મામલતદાર રૂ૦ાા ચોપડીઓ નવનીતરામ માધવરામ રૂ૦ાા ચોપડીઓ-શેઠ. નારશંગ મુવણા રૂ૦ા મીઠાઈ—ગાંગડ. ગાંગડના દરબારશ્રી તરફથી રૂ૩૫) ચોપડીઓ તથા સાકર—ધોળેરા કન્યાશાળા. મે. વિડલ સાહેબ ઇસકનાર રૂ૫) દરબાર સમસ્ત રૂ૪) શેઠ દેવજી પેહેલાભાઈ રૂ૨) શેઠ. ખુશાલભાઈ ઝવેરભાઈ રૂ૨) શેઠ ગોવિંદજી ઝવેરદાસ રૂ૧) શેઠ મૂળજી ડોસાભાઈ રૂ૧) શેઠ તલકશી નહાલભાઈ રૂ૧) શેઠ હીરાભાઈ અમીચંદ રૂ૧) શેઠ તલકશી મનજી રૂ૧) શેઠ માધવજી મનજી રૂ૧) શેઠ અમરચંદ હીરાચંદ રૂ૧) ઠકર કરસન બાવાભાઈ રૂ૧) થાણદાર વ્રીજભુખણદાસ મકનદાસ રૂ૧) સરકારકુન ઉત્તમરામ અંબાલાલ રૂ૧) સરકારકુન હરિલાલ બાપાલાલ રૂ૧) ફોજદાર જમનાદાસ નરોતમ રૂ૧) દાકતર હરગોવિંદ નથુભાઈ રૂ૧) માસ્તર દામોદર રણછોડ રૂ૧) તારમાસ્તર વાસુદેવ રામચંદ્ર રૂ૧) રાઇટર નવનીધરાય ઓછવરામ રૂ૧) શેઠ ગંગા સવા રૂ૦ાા પટેલ મૂળજી વસરામ રૂ૦ાા ઠકર છગનલાલ મોરારજી રૂ૦ાા કુલ રૂ૨૦ાા ની ઓઢણીઓ, રેજા સાળુ, રૂમાલ, સ્લેટો, પુસ્તક વિગેરે—વાગડ. ચુડાસમા બાવા બનેસંગ રૂ૦ાા બીજા સદ્‌ગૃહસ્થો રૂ૨-૯-૯—આંબલીઆળા. મુખી નથુભાઇ જેઠાભાઈ રૂ૧) પો. મુનદાસ પરસોત્તમ રૂ૧) પ. ઝવેરભાઈજી રૂ૧) વિગેરે બીજા ગૃહસ્થો રૂ૩)—બાવળા. પા. કેશવલાલ ગીરધર રૂ૦ાા પતાસાં, ચાંલ્લા, કંકાવટીઓ—ખારાપોડા. પા. કાળીદાસ પુંજાભાઈ રૂ૦-૧૫-૦ ચોપડીઓ—ગોધાવી. શેઠ વીરચંદ દીપચંદ વિગેરે રૂ૨) મીઠાઈ—સોનાસણ. સ્કૂલ કમેટીના મેંબરોએ રૂ૦ાા સાકર—વીરમગામ. શેઠ રધનાથ પરસોત્તમ રૂ૨) પતાસાં વેહેચ્યાં. ગોર જગનનાથ દુલભરામ રૂ૨) દેશાઈ કેશવભાઈ કુબેરભાઈ રૂ૨) પોસ્ટ માસ્તર બલાખીદાસ રૂ૧) વૈદ કેશવલાલ રૂ૧) પરીખ હરીવલવદાસ રૂ૧) શેઠ વીરજી વદાલણ રૂ૧)—મીરોલી. આગા અકલીઅર સાહેબ રૂ૧) પતાસાં—ગોરૈયા. દેશાઈ રણછોડભાઈ મોનભાઈ રૂ૨) ચોપડીઓ—પ્રાંતીજ કન્યાશાળા. મે. રેવન્યુ કમીશનર સાહેબનાં મડમ રૂ૧ાા સાત છોડીઓને વહેંચી આપ્યા—પોલારપુર. શ્રી ગજરાજગરજી ઇશ્વરગર રૂ૧૦-૫-૦ ચોપડીઓ, રૂમાલ, મીઠાઈ—ભોજવા. વલીભાઈ બાઈજી રૂ૦ાા સાકર—

બરવાળા. પાનાચંદ મોરારજી રૂ૨) કેરીઓ. સુંદરજી મોરારજી રૂ૨) કેરીઓ—સોળા. દલપતરામ હરગોવિંદ રૂ૦॥ પતાસાં—ગાંગડ કન્યશાળા. ગાંગડ દરબાર તરફથી રૂ૧) પતાસાં અને છીંટના રેજા—સાલજડા. શેઠ બાપુજી કચરાસા વિગેરે રૂ૧॥ ચોપડીઓ તથા પતાસાં—

(ઇંગ્રેજી સહી.) મણિધરપ્રસાદ તાપીપ્રસાદ દેશાઈ.
ડેપ્યુટી અજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.

## પાલણપૂરવિભાગ.

### જા. નં. ૧૯૨ તા. ૨૮–૮–૯૫

રાધનપૂર. મેહેરબાન નવાબ સાહેબના ભાઇ નાદેઅલ્લી ખાનજી સાહેબે રૂ૧૦) ચોપડીઓ અને મહેતાજી તથા આસિસ્ટંટ વિગેરેને રૂ૧૫) ઇનામના આપ્યા—પાલણપૂર તાલુકાસ્કૂલ. મહેરબાન દીવાનસાહેબે રૂ૨૧) ચોપડીઓ કેમ્પડીસાના શેકાણી જેહાભાઈ તરફથી રૂ૨) મીઠાઇ અને દિવાન સાહેબની તર્ફથી રૂ૫॥ ચોપડીઓ રૂ૧॥ મીઠાઇ—ધાનેરા. રાજેશ્રી હેમરાજ મૂળચંદ ૦-૯-૦ મીઠાઇ મહેરબાન દીવાનસાહેબ તરફથી રૂ૫) ચોપડીઓ રૂ૧॥ પાણીસારૂ. રાજેશ્રી અમૃતલાલ માણેકલાલ રૂ૨) રાજેશ્રી હેમરાજ મૂળચંદે રૂ૧) રાજેશ્રી ગુલાબચંદ લવજી રૂ૧) મહેતા ફુલચંદ પીથા રૂ૧) કુલ રૂ૬) મહેતાજી આસિસ્ટંટ વિગેરેને મેહેતા. લવજી ઇશ્વર રૂ૫॥ મીઠાઇ—માલણ. મેહેરબાન દીવાનસાહેબ તરફથી રૂ૩) ચોપડીઓ રૂ૧) મીઠાઇ—મેતા. પાલણપુર સ્વસ્થાનના સરવૈઅર ગડબડરામ વલ્લભરામ ત્રવાડી છગન એમચંદ અને મૂખ્ય પટેલો તરફથી રૂ૨॥ ચોપડીઓ રૂ૧॥ મીઠાઇ શા. મૂળચંદ ભાઇચંદ તરફથી નિશાળના તમામ છોકરાઓને શીરો પૂરી કરી જમાડ્યા. શા. ટોકર ભાઇચંદે નિશાળના તમામ છોકરાઓને ખાંડના લાડૂ જમાડ્યા—ડાણોદર. સ્કુલ કમિટિના મેમ્બરો તરફથી રૂ૧૧) ચોપડીઓ રૂ૨) મીઠાઇ—વડગામ. પટેલ મેલા હરખા તરફથી રૂ૧) મીઠાઇ—પાલણપૂર કંન્યાશાળા. મેહેરબાન દીવાન સાહેબ તરફથી કુંવરશ્રીનો જન્મ થવાની ખૂશાલીમાં રૂ૨૪॥ ચોપડીઓ તથા સ્લેટો અને મીઠાઇના મળીને આપ્યા—રાધનપૂર તાલુકાસ્કૂલ. મેહેરબાન નવાબસાહેબ તરફથી. રા. પોલીટીકાલ સુપ્રિન્ટેન્ટ સાહેબ પધારેલા તે વખતે રૂ૨૫-૯-૦ ચોપડીઓ—સમી. રાધનપૂરના નવાબસાહેબ તરફથી રૂ૧૫) ચોપડીઓ રૂ૫)

મીઠાઇ ૩૯ મહેતાજી આસિસ્ટંટ વિગેરેને રાધનપુર તાલુકા માસ્તર ગોરધનદાસ ધરમચંદ અને ઇંગ્રેજી સ્કૂલના હેડમાસ્તર મી. મોતીલાલ અને ડૉકટર આત્મારામ તરફથી રૂ૫) મીઠાઇ—મૂળપૂર મહેરબાન નવાબ સાહેબ તરફથી રૂ૫) ચોપડીયો રૂ૪ા મીઠાઈ શા. વિરચંદ પાનાચંદ રૂ૦ાા મીઠાઈ શા. જુઠ્ઠાલાલ મેઘજી રૂ૦-૬-૦ મીઠાઈ શા. ઝવેરચંદ ખુશાલ અને દેવકરણ ચતુર રૂ૦ાા મીઠાઇ—ડુવડ. મહેરબાન મુરતુંજાખાનજીના કારભારી બાદર નહાલચંદ રૂ૦-૧૦-૦ ચોપડીયો રૂ૦ાા મીઠાઈ રૂ૨) મહેતાજી આસિસ્ટંટ વિગેરેને—કુંવારદ. કારભારી હરિલાલ જગજીવન રૂ૩) ચોપડીયો—લીંબારા. કારભારી મનસુખલાલ રૂ૫-૧-૩ ચોપડીયો રૂ૫) મહેતાજી આસિસ્ટંટ વિગેરેને—ડીસા. શેઠાણી એતસી જેઠાબાઈ રૂ૨) મીઠાઈ તથા પાણી સારૂ આપ્યા—થરાદ. પરી. અંબાવીદાસ મોતીચંદ રૂ૧ા ચોપડીયો કોઠારી ધરમચંદ મેલજી તથા સામજી રૂ૨) મીઠાઈ—વાવ. મેહેતાજી સામજી મલુકચંદ રૂ૧) મીઠાઈ—વારાહી. મલિક રેવાજી મુરીદખાન રૂ૧૦) ચોપડીયો અને ગરીબના છોકરાઓને સ્લેટો સારૂ—દીવોદર. થાણદાર પીતાંબર લુમચંદ રૂ૦ાા મીઠાઇ સુખી ઠાકોર ચતરસંગજી રૂ૧) મીઠાઈ આજમ ચતરસંગજીના કામદાર રૂ૦ા મીઠાઈ બેચરલાલ વજેરામ તથા વહોરા હેમજી મગ્મારામે રૂ૦ાા મીઠાઇ—તેરવાડા. તાલુકદાર સેરખાનજીના કારભારી ઉમેદ પૃથ્વીરાજ તરફથી આઠ આનાની મીઠાઈ—.

(ઇંગ્રેજી સહી.) જેવચરામ સતવચરામ.
ડે. એ. ઈ. મહીકાંઠા, પાલણપુર.

પ્રાં. કચ્છ.

જા. નં. ૧૨૬ ૨૧-૮-૮૪

માંડવી એ. વ. સ્કુલ. માંડવીના શેઠ આણંદજી વસરામે પોતાની પુત્રીના લગ્ન પ્રસંગે માંડવી કચરમ હાઉસમાં મોટી જાહેર સભા ભરી ઇંગ્રેજી નિશાળના છોકરાઓને પુસ્તકો રૂ૨૮-૨-૪ ના ઇનામમાં આપ્યા. તે વખતે મહારાજાધિરાજ મીરજાં મહારાઓશ્રી ખેંગારજી બહાદુર તથા કચ્છના પુલીટીકલ ફીલપ સાહેબ બહાદુર તથા રા. બા. દીવાનજી સાહેબ મણીભાઈ જસભાઈ તથા રા. રા. દાકટર સાહેબ વગેરે સદગૃહસ્થે

તથા મોટા શ્રીઆઓ બિરાજેલા હતા તે વખતે રા. રા. કચ્છના ઇ. એ. ઇન્સ્પેક્ટર સાહેબ માણેકલાલ સાકરલાલે કેળવણીના બોધ વિષે ઈંગ્રેજીમાં ભાષણ કર્યું હતું તેપરથી રાવબહાદુરદિવાનજી સાહેબે લોકોને ઉત્તેજન મળવા માટે ગુજરાતીમાં બોધ કર્યો હતો—જખૌ કન્યાશાળા. શેઠ આણંદજી વશરામે પોતાની પુત્રીના લગ્ન પ્રસંગે કન્યાઓને ૨૮-૨-૦ ઇનામ વહેંચ્યું—માંડવી ટંકશાળ સ્કુલ. માંડવી એ. વ. સ્કુલના છોકરા સાથે શેઠ આણંદજી વશરામ તરફથી છોકરાઓને પુસ્તકો ૩૫૬-૧-૯ ના ઇનામ આપવામાં આવ્યાં—માંડવી નં બીજો. માંડવી એ. વ. સ્કુલના છોકરા સાથે શેઠ આણંદજી વશરામ તરફથી છોકરાઓને ઇનામમાં પુસ્તકો ૩૧૨-૭-૪ આપવામાં આવ્યાં—સલાયા. માંડવી એ. વ. સ્કુલના છોકરા સાથે શેઠ આણંદજી વશરામ તરફથી છોકરાઓને ઇનામમાં ૩૧૬-૭-૧૦ ના પુસ્તકો આપવામાં આવ્યાં—માંડવી ખલફાન સ્કુલ. માંડવી એ. વ. સ્કુલના છોકરા સાથે શેઠ આણંદજી વશરામ તરફથી પુસ્તકો છોકરાઓને ૩૭૦-૦-૨ ના આપવામાં આવ્યા—માંડવી નાઇટસ્કુલ માંડવી એ. વ. સ્કુલના છોકરા સાથે શેઠ આણંદજી વશરામ તરફથી. ૩૭-૨-૯ ના પુસ્તકો છોકરાને આપવામાં આવ્યાં—કોડાય ગુ. નિશાળ. રા. રા. આસિસ્ટંટ રેવીન્યુ કમીશનર સાહેબ વજેરામભાઈ એમનું અત્રે પધારવું થતાં તેમણે કોડાયના ક્ષુ ગાંધી મરજી નાગજી તથા પટેલ ભવાનજી રામજી તથા ગામના સદગૃહસ્થોને ભેળા કરી અત્રેની સ્કુલ માટે એક ઘડીઆળ લેવા માટે લખેલ ઉઘરાણું કરવામાં આવ્યું જેમાં નીચે લખેલ સદગૃહસ્થોએ ઇનામ મંડાવ્યાં તેની વિગત.

૩૧) રા. રા. વીજેરામભાઈ જેઠા ૩૦॥ રાજેશ્રી દામોદર માંડણજી ફોજદાર ૩૦॥ શા. કુંવરજી દેરાજ ૩૦। શા. હેમરાજ પાંચારીઆ ૩૦॥ શા. ઉમરસિંહ મેઘરાજ ૩૦। વેદાંત જેઠા દામજી ૩૦। શા. દેવજી ભીમજી ૩૦। ગાંધી મુલજી નાગજી પેથાપના ક્ષુ ૩૦॥ શા. રવજી દેવરાજ ૩૦। શા. દેવજી લખમણ ૩૦। શા. બાપા મેઘરાજ ૩૧ રાજેશ્રી લધુ માધવજી વહીવટદાર ૩૦॥ પટેલ ભગતજી રામજી ૩૦॥ શા. મોમાયા શાગર ૩૦। શા નેણસીંહ દેવજી ૩૦॥ શા. દેવજી મેરાજ ૩૦॥ શા. લીલા મેઘરાજ ૦। શા. તલકસિંહ ઉકેડા ૩૦॥ શા લીલા દેવજી ૩૦॥ ઉમર હાજી આધા-

રખ્યા રૂ૭ શા નથુ દેવરાજ રૂ૦ શા દેવુ હરભમ હરીનો રૂપિઆ ૧૧ા ઉગરાણું કરી મહાજન તરફથી ઘડીઆળ ૧ બખશિશ આપવામાં આવ્યું છે. જોશી જેઠા દામજીના છોકરાને પેર પુત્ર જન્મ્યાથી રૂ૧ાા ની છોકરાઓને સાકર વેહેંચી. પટેલ ભગવાનજી રામજીને પેર છોકરૂં જન્મ્યાની ખુશાલીમાં રૂ૧ા ની સાકર વેહેંચી.—જખૌ કન્યાશાળા. નીચે લખેલ ગૃહસ્થો તરફથી કન્યાઓને મીઠાઇ વગેરે વહેચાયું. રૂ૦ જોશી પારપ્યાલધાએ દાળીઆ વેહેચ્યા. રૂ૦-૧૦-૦ ઠા મથુરાંદાસને પેર પુત્ર જન્મ્યાથી પતાસાં વહેચ્યાં. રૂ૧-૧૨-૬ કારકુન રાજેશ્રી દયાશંકર રતનજીએ પતાસાં વહેચ્યાં. વારષિક પરીક્ષા વખતે રાજેશ્રી વહીવટદાર સાહેબ દલપતરામ ભગવાનજી, રાજેશ્રી નરભેરામ કસ્ટમ દરોગા, તથા પોસ્ટ માસ્તર અને બીજા સદગૃહસ્થો અને મહાજન મળી રૂ. ૮)ના રૂમાલ કન્યાઓને આપ્યા રૂ૧ાા ની મીઠાઇ વહેંચી. —સણુવા. જાડેજા દેવીસંગજી નાથાજીએ સ્કુલમાં પધારી છોકરાઓને રૂ૧ા ની સાકર વહેંચી તથા મેહેતાજી અને મોનીટરને રૂ૦ પાઘડીના આપ્યા—લાકડીઆ ગુ. નિશાળ. અત્રે કારભારી રાજેશ્રી દલપતરામ મકનજી તથા થાણદાર દલપતરામ દયાશંકર વગેરે કેટલાક વેપારીઓ આવી છોકરાઓની પરીક્ષા લઇ રૂ૧ાા ના પતાસા વહેંચ્યા—મુદરા ગુ. નિશાળ. શેઠ. ભીમજીભાઈ જેરામ તરફથી ગરીબ છોકરીઓને રૂ૧૫-૭-૦ ના પુસ્તકો આપવામાં આવ્યા તથા રૂ૭ાા ના પેંડા વહેંચવામાં આવ્યા. મેહેતા રાજુભાઈ નરભેરામે પુત્ર જન્મ્યાની ખુશાલીમાં રૂ૨ાા ના પતાસા વહેંચ્યા ભુજના વકીલ રાજેશ્રી શવજી વાઘજીએ કશરત શાળાની પરીક્ષા લઇ રૂ૧) ની સાકર વહેંચી—હમીપુર રાજેશ્રી રાપર વહીવટદારના હેડકલાર્ક રાજેશ્રી કેશવલાલ પીતાંબરે આંહિની નિશાળ તપાસી રૂ૦ાા ની સાકર વહેંચી—મુદરા કન્યાશાળા. મહારાજા ધિરાજ મીરજા મહારાઓ શ્રી ખેંગારજી બહાદુર તરફથી વાર્ષિક પરીક્ષા વખતે રૂ૬ાાા ની મલમલ તથા રૂ૪ ના પુસ્તકો કન્યાઓને વહેંચવામાં આવ્યાં રા. ભુજ સુપર વાઈઝર હાથીરામ ત્રીકમજી નિશાળમાં પધારી રૂ૦—૧૩-૦ ના પેડા વહેંચ્યા રા પેલાભાઇ પરશોતમે પુત્ર જન્મ્યાથી રૂ૦ાા ના પતાસા વહેંચ્યા રા. રા. રે. કે. સાહેબ સચેદનાનાન. જીએ તથા મુદરા ન્યાયાધીશ મળી રૂ૧-૬-૦ ની મીઠાઈ વહેંચવામાં આવી, કપાયાના ખોજધમા નાનજીએ રૂ૦ નાપતાસા વહેંચ્યા વકીલ ખોજા

બાઈ મધબાઈ પોતાની પુત્રીને નિશાળે બેસાડી રૂ૦ાા ના પતાસા વહેંચ્યા રા. દુધે થાણદારે રૂ૦ાા આંબા વહેંચ્યા—લખપત. રા. પ્રાણશંકર જ્યશંકરે રૂ૦ાા ના પેંડા વહેંચ્યા—બાયેંઠ વાર્ષિક પરીક્ષા વખતે નીચે લખેલા શકસો પાસેથી રૂરાા ની મીઠાઇ વહેંચવામાં આવી. રૂ૦ પટેલ મુનશી તેજપાલ રૂ૦ ઠ. જેરામ નારણ રૂ૦ ગેંધર બેચર લાધા ભુજના રૂ૦ ઠ. બેરાજ ઉકડા રૂ૦ ઠ. શામજી સુંદરજી રૂ૦ શા. પુનશી તેજપાલ. રૂ૦ ઠ. લાલજી એતસીંહ રૂ૦ વોહીઆ ઠ. બાપુજી ભીમજી રૂ૦—કટારીઆ. રા. ભયો ફોજદાર ગામ ધણીઆં અને કારભારીઓ તથા બીજા સદગૃહસ્થો સ્કુલમાં પધારી છોકરાની ધોરણવાર પરિક્ષા લઈ રૂમાલ ચોપડી અને મીઠાઈ રૂ૮) છોકરાઓને ઇનામ આપ્યું માળીઆના વહીવટદાર ઠા. પુંજાબાઈ ભીમજી રૂ૦ાા ની સાકર વહેંચી—ખાવડી. ભુજના સુપરવાઇઝર રા. હાથીરામ ત્રીકમજી તથા ગામના સદગૃહસ્થો અને મહાજન મળી રૂ૦ાા ની મીઠાઈ છોકરાઓને તથા રૂ૧ મેહેતાજીને પાઘડીના આપ્યા ખાવડાના અવલ કારકુન મુનશી નારમહમદ નુરમહમદ તથા લુવાણા ધુ લખમસિંહ દેવકરણ સ્કુલમાં પધારી છોકરાઓને સાકર રૂ૧ ની વહેંચી રા. રા. કમીશનર સાહેબ સંપદનાબાઇ રૂ૧ાના સાકર વહેંચી—અંજાર કસરત શાળા. દવે ભગવાનજી માધવજી છોકરાઓની કસરત જોઇ ખુશી થઈ રૂ૦ાા ની મીઠાઈ વહેંચી—અંજાર. વાર્ષિક પરીક્ષા વખતે મહારાઓ શ્રી ખેંગારજી બહાદુર તરફથી રૂ૨૬) ની ચોપડીયો વહેંચવામાં આવી તે વખતે અહીંના મહાજન તરફથી અહીંની તમામ નિશાળોમાં મીઠાઈ રૂ૦ાા ના વહેંચવામાં આવી—બેલા ગુજરાતી નિશાળ. રા. હરીભાઇ કલ્યાણજી તથા વાઘેલાઓ માધાજી જગતસંગજી તથા વાઘેલા રવાજી કરણજી તથા મહાજન વગેરે ભેગા થઈ રૂ૪) ની ચોપડીઓ તથા રૂ૦ાા ની મીઠાઈ તથા મેહેતાજીને મધરાશી ગજ ૧૮ રૂરા ની પાઘડી આપી.

અપુરૂં.

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER

DECEMBER 1885.

પુસ્તક ૨૪ મું. ડીસેમ્બર ૧૮૮૫. અંક ૧૨ મો.

મા'તાજી બહુ મીઠું સુજ નામ તેમ છે કામ;-
કર અંતે મન ક્ષેપની પ્યારી મીતી ધરી હામ

અનુક્રમણિકા પૃષ્ઠ


વર્ગ પદ્ધતિ .. ... ... ... ...૨૬૫
પુસ્તકોની પહોંચ. ... ... ...૨૭૦
જાહેરખબર. ... ... ... ...૨૭૬
નિશાળોનાં ઇનામ પત્રક. ...૨૮૦


CONTENTS:


Stow's system ... 265
Notices of New Publications 270
Departmental Notifications ... 276
List of Prizes distributed in Schools ... ... ... 280





( કેળવણી ખાતાના હુકમથી ).

अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ્ય { રૂ૧) વરસનો આગાઉથી, } { રૂ૦)= છૂટક એક અંકના } ટપાલ ખર્ચ જુદું.

## ग्राहकोने चेतवणी.

આપવામાં આવેછે કે ગુજરાત શાળાપત્રની કિંમત ટપાલ સાથે રૂ૧-૩-૦ હાલછે તેને બદલે આવતા વર્ષથી એટલે સને ૧૮૮૬ થી માત્ર રૂ૧-૦-૦ રાખવામાં આવીછે; માટે એ નવું શરૂ થતાં પહેલાં અગાઉથી મોકલનારા ગૃહસ્થોએ રૂ૧-૩-૦ હમેશ માફક ન મોકલતાં રૂ૧-૦-૦ જ મોકલવા.

૨૫-૯-૮૫ } હરિલાલ વલ્લભરામ.
મુ૦ રાજકોટ. } માનેજર-ગુજરાત શાળાપત્ર.


## बाळमित्र.

આ નામની દવા તાવ, ઉધરસ, ભરાઈ આવવું, ઝાડો, કૃમિ, નબળાઈ, આચકી, સસણી ઉલટી, ઉદાળો, શરીરનું ગળી જવું, પેટનું વધવું એ વિગેરે એકથી પાંચ વર્ષની અંદર થતાં બાળકોને લગતાં તમામ જાતના દરદોને દૂર કરી—બાળકનાં શરીરના બાંધાને મજબૂત કરેછે, શક્તિ આપેછે; ચાંલાકી અને તેજમાં વધારો કરેછે, ખાધેલા ખોરાકને પચાવે છે. તથા સાફ દસ્ત ઉતારે છે. જે માબાપો પોતાનાં બાળકોને તંદુરસ્ત સ્થિતિમાં જોવા ઇચ્છતા હોય તેઓ આશા છે કે પોતાના બાળકોને માટે આ ગોળીનો ઉપયોગ કરવા પાછાત નહિ રહે. વાપરવાની સુચના ડબી ઉપર આવવામાં આવીછે. દશ અથવા તેથી વધી ડબી સાથે મંગાવશે. તો ટપાલ ખર્ચ અમારે શિર છે તથ તેને સેંકડે દશ ટકાના હિસાબે કમીશન આપવામાં આવશે. કીમત ડબી એકનો રૂપિઓ એક તેમાં ગોળી નં. ૧૦૦) ટપાલ ખર્ચ એકથી દશ ડબી સુધી આના ચાર જેઓને જોઇએ તેમણે અમારી પાસેથી રોકડી કીમતે મંગાવી લેવી.

મુ૦ જામનગર.
વૈદ્ય શાસ્ત્રી. મણિશંકર ગોવિંદજી.




પુસ્તક ૨૪ મું. ડીસેમ્બર. સન ૧૮૯૫. અંક ૧૨ મો.

## વર્ગ પદ્ધતિ.

જ્યારે વર્ગો પાડી દરેક વર્ગને સારૂ એક મોટી ઉમરનો સુશિક્ષિત શિક્ષક હોય, ત્યારે તેને વર્ગાનુબંધી શિક્ષણ પદ્ધતિ કે માત્ર વર્ગ પદ્ધતિજ કહે છે. આ પદ્ધતિનું ખરૂં સ્વરૂપ બહાર પાડવાનું માન ડૅવિડ સ્ટોને છે, અને તે ઉપરથી તે સ્ટોની પદ્ધતિ પણ કહેવાય છે. કેટલાક એને ગાલેરી સિસ્ટમ પણ કહેછે, કેમકે એમાં ગાલેરી બહુજ અગત્યનીછે. સ્ટોએ પોતતો એનું ટ્રેનિંગ સિસ્ટમ એટલે કેળવણીની પદ્ધતિ એવું નામ પાડ્યું હતું, અને ભણતર નહિ પણ કેળવણી એજ નિશાળનું મુખ્ય કામ છે એ વાત એણેજ લોકોને પહેલ વહેલી પોકારીને કહી. એજ એની પદ્ધતિનું ખાસ લક્ષણ છે.

ટ્રેનિંગ સિસ્ટમનું સ્વરૂપ—૧ લું અને મુખ્ય તો એજ હતું કે મેહેતાજીએ વિશેષ લક્ષ ભણતર ઉપર નહિ, પણ કેળવણી ઉપર આપવું, અને તે કેળવણી પણ માત્ર બુદ્ધિનીજ નહિ પણ નીતિ તથા શરીરની પણ અવશ્ય જોઇએ. સ્ટોએ જે પદ્ધતિ લખી છે તેમાં તે નીતિની કેળવણી વિષે ઘણામાં ઘણું જુસ્સાભેર બોલ્યો છે, અને તે બધું વાજબીછે, કેમકે બુદ્ધિના વિસ્તાર કરતાં પણ સુનીતિનો અભ્યાસ એ સંસારમાં વેશક વધારે ઉપયોગી છે. તેમજ શરીર કેળવણી તરફ પણ નિશાળોનું ચિત્ત ખેંચનાર એજ હતો. નિશાળમાં ખેલ અથવા કસરતશાળા તો એની પદ્ધતિમાં અવશ્યનીજ છે.

સમૂહશિક્ષણ માનિટર પદ્ધતિવાળાઓએ કાઢ્યું હતું, પણ તે મહે તાજીનું કામ સુતરૂં કરવાને માટેજ; પ્રથક શિક્ષણ જ્યારે એકથી થઈ શક્યું નહિ, ત્યારે તે ચલાવી લેવાની માત્ર આ જુક્તિઓ હતી. માનિટર પદ્ધતિવાળાઓએ માનિટર રાખવાના ફાયદા કેટલાક દીઠા તે બતાવ્યા, તો પણ સમૂહ શિક્ષણમાં જે ખાસ ફાયદા રહેલા છે તેની તેમને કાંઈ ખબર નહોતી. સમૂહ શિક્ષણજ શિક્ષણ તરીકે ઉત્તમ છે એમ બતાવનાર તો મિ. સ્ટોન પહેલ વહેલો હતો. એણે સ્પષ્ટપણે અસરકારક ભાષામાં કહ્યું કે સમૂહના સમભાવથી દરેક બાળકનું મન જેટલું પ્રફુલિત તથા ચંચળ થાય છે, તથા સારે કે નઠારે માર્ગે ચાલવાને માટે જે જુસ્સાથી તે તૈયાર થાયછે, તે ચાંચલ્ય તથા જુસ્સો બાળકને એકલું શીખવવાથી કદી પણ તેનામાં ઉત્પન્ન થતો નથી. આખો સંસાર સમભાવને બળે બળવાન છે, અને તે બળ કેળવણીના કામમાં બેશક વપરાવું જોઇએ.

સમૂહસમભાવનું બળ નિશાળમાં સર્વદા વાપરવાના વિચારથી આ પદ્ધતિમાં સર્વોક્ત જવાબ અને સર્વોક્ત વાંચન પર્યંત સઘળુંજ નિશાળનું કામ સમૂહમાં થતું.

શીખવવું અને શીખવેલું તપાસી જોવું એ બે કામ જુદાં છે. એ બતાવનાર પણ પહેલ વહેલી આ પદ્ધતિજ હતી. પરીક્ષા લેવા કરતાં ભણાવવું એ મેહેતાજીનું પહેલ વહેલું કામ છે અને તે ઉપરજ વિશેષ લક્ષ આ પદ્ધતિ આપે છે. ભણાવવાના પાઠ પરીક્ષાના પાઠથી વખતપત્રકમાં જૂદાજ નોંધવા માંડ્યા, અને તેનું નામ કથિત પાઠ પડ્યું, વળી એ કથિત પાઠ ભણાવવાને અર્થેજ નહિ, પણ માત્ર બુદ્ધિને કેળવવાની ખાતર પણ અપાતા. એને સામાન્ય જ્ઞાનના પાઠ કહેતા.

કથિત પાઠ કે સામાન્ય જ્ઞાનની વખતે છોકરાનું મહેતાજી ઉપર અને મહેતાજીનું છોકરા ઉપર અખંડ ધ્યાન રહેવું અવશ્યનુંછે, અને તે માટે જે બેઠકની યોગ્ય ગોઠવણી કરી છે તેને ગ્યાલેરી કહે છે, ગ્યાલરી વિના આ ટ્રેનિંગ સિસ્ટમની નિશાળ ચાલીજ શકે નહિ, અને તે દરેક ઠેકાણે બે ત્રણ હંમેશાં હોયજ છે.

પ્રદર્શન અને તેથી પણ વિશેષ શબ્દ ચિત્રણની અગત્યતા વિષે સ્ટો સાહેબ ડગલે ડગલે લખેછે, અને અગરજો તે વર્ગ પદ્ધતિ સિવાય બીજી

પદ્ધતિમાં પણ એટલાંજ અગત્યનાં છે, તોપણ એ વાત બતાવવાનું માનતો આ અપૂર્વ પદ્ધતિકારનેજ છે. સ્ટોસિસ્ટમ પ્રગટ થયા પછીજ કેળવણી ખરા અને શાસ્ત્રીય પાયાપર આવી. આ રીતે જોતાં સ્ટોની પદ્ધતિ એ એકલી વર્ગ પદ્ધતિજ નથી પણ સકળ શિક્ષણ શાસ્ત્રનો સાર છે. સદાચારની ટેવ પાડવી અને મનની સઘળી શક્તિઓને કેળવવી એ અગાઉ વીસારીજ મૂકવામાં આવ્યું હતું. તોપણ તે કાંઈ પ્રથક શિક્ષણથી થઈ શકે નહિ એમ નથી, અને તેથી વર્ગાનુબંધી પદ્ધતિના જે લાભાલાભ અમે નીચે બતાવીએ છઇએ તેમાં તેને ન ગણતાં માત્ર વર્ગ બાંધવાથી જે ફાયદા ગેરફાયદા થાય તેજ ગણાવવા અમે વાજબી ધારીએ છઇએ, કે તે ઉપરથી તેનો પ્રથક પદ્ધતિ સાથે વાજબી મુકાબલો થઈ શકે.

વર્ગ પદ્ધતિના ફાયદા ગેરફાયદા. ૧લો ને મોટો ફાયદો તો એજ છે કે સમૂહ સમભાવનું બળ કેળવણીના કામમાં વપરાઈ શકે છે. એ બળ કેટલું અગત્યનું છે તે બધા જાણે છે, અને તેથી કોઈ પોતાના છોકરાને એકુલો ઘેર ભણાવતા હોય, તોપણ તે વખતે તેને બેચાર સાથી હોયતો વધારે સારૂં એમ બધા સમજે છે. જેમ સાથીઓ વધારે તેમ આ સમભાવ બળ વધારે એમાં કાંઈ શક નથી, પરંતુ એ સમભાવ બળને સુમાર્ગે દોરવનાર જે મેહેતાજી તેનું બરાબર ધ્યાન તે સમૂહના દરેક જણ ઉપર ક્યાં સુધી આપી શકાય તે ઉપર તેની નિશાળમાં ફાયદો ગેરફાયદો થવો આધાર રાખે છે.

જો છોકરા સરખા જ્ઞાન અને શક્તિના હોય, તો તો ગમે એટલા હોય તો પણ તેમને અનુસરતું શિક્ષણ આપી શકાય. સરાસરી સરખા જ્ઞાનનો વર્ગ બાંધી શકાય ખરો, પણ શક્તિ તે બધાની સરખી હોવી એ અશક્યછે. મોટી નિશાળમાં સરખા જ્ઞાનના ચાળીશેક છોકરા સહેજ મળી શકે, પણ તેમાં જોવા જઈશું તો દશેક સારી બુદ્ધિના, વીશેક મધ્યમ બુદ્ધિના, અને પાછા દશેક છેક કનિષ્ટ બુદ્ધિના માલમ પડશે. આ બધાનો વર્ગ બાંધી બધાને ભેળા શીખવવાથી ઉત્તમ અને કનિષ્ટ બંનેની ખરાબી થાયછે. બધા હાલ મધ્યમ બુદ્ધિના નીવડેછે એમ જે અહિયાં તેમજ યુરોપખંડમાં ફરીયાદ ઉઠેછે, તેનું કારણ આ પ્રમાણે વર્ગ પદ્ધતિમાં બધાનેજ

એકી લાકડીએ હાંકવાથી થાયછે, અને લોકો કહેછે કે અસલ પ્રથક પદ્ધતિમાં એમ થતું નહિ, અને તે કારણથીજ તે સમે થોડા પણ અસાધારણ જ્ઞાન બુદ્ધિવાળા પુરૂષો નીકળી આવતા હતા.

આ કહેવું ઘણેક દરજ્જે ખરૂંછે, પણ અમે ધારીએછઇએ સ્ટૉટો ટુકડીઓ પાડવાની શખ્ત મના કરતો હતો, તો પણ જો શિક્ષક એક વર્ગની ત્રણ ટુકડી પાડી મોટા વિષયોમાં તેનું શિક્ષણપરીક્ષણ જાંદું જાંદુજ લે, અને એ રીતે પોતે એક ટુકડીમાં રોકાએલો હોય ત્યારે બીજી ટુકડીઓમાં હલકા વિષયો (જે માત્ર ગોખણ કરાવવા તપાસવાનાજ હોય) તે માનિટર હસ્તક પોતાની નજર આગળ લેવડાવે, તો ઉપર લખેલાં નુકસાનો થવાનો જરા પણ સંભવ રહે નહિ, અને પરસ્પર પદ્ધતિનો પણ યોગ્ય ઉપયોગ થઇ શકે.

ગમે તેમ કરો, પણ વર્ગાનુબંધી પદ્ધતિજ મહેતાજીના કામને સરલ તથા રસ ભર્યું કરેછે. એકેકને ભણાવવા તથા તપાસવામાં જે કંટાળા ભરેલી મહેનત રહેલી છે તે ગમે એવા ઉત્સાહી અને દયાનતદારી વાળા મહેતાજીથી પણ થઇ શકે નહિ. એકનું એક સમજાવવાનું કે પૂછવાનું હોય, તો તે બધાને ભેળુંજ સમજાવવું કે પૂછવું એ સ્વાભાવિક રસ્તો છે, અને તેથી અગરજો વર્ગ પદ્ધતિમાં ઉત્તમ કનિષ્ટને કેટલુંક નુકસાન થતું હશે, તો પણ તેના હકમાં એ બધું જોતાં પ્રથક શિક્ષણ કરતાં વધારે ફાયદો થતો હશે એમાં અમને કાંઇ શક નથી. તે છતાં જો જરૂર પડે તો વર્ગના અતિ ઉત્તમ અને અતિ કનિષ્ટ છોકરાને દહાડામાં કેટલોક વખત પ્રથક શિક્ષણ મળે એવી ગોઠવણ કાંઈ તજવીજથી કરી શકે, તો એ નુકસાન પણ નહિ જેવુંજ થઇ રહે.

આ પદ્ધતિની સામા બીજો એક વાંધો લેવામાં આવેછે તે એવોછે કે સમૂહ ઉપરજ લક્ષ રાખવાથી પ્રત્યેક ઉપર વિશેષ લક્ષ અપાતું નથી, અને તેથી તે પ્રત્યેકનો અભ્યાસ, સ્વભાવ, તથા બુદ્ધિ તપાસી જે ઉપાયો લેવા જોઇએ તે કાંઇ પણ લઇ શકાતા નથી. ખરૂં જોઇએ તો આ દોષ વર્ગ પદ્ધતિનો નથી, પણ વર્ગ જોઇએ તે કરતાં બહુ મોટો રાખવાનો છે. અમે જે ઉપર ટુકડીઓ પાડવાની સૂચના કરીછે તેમ કરવામાં આવે, તો

આ હરકત દૂર થાય, અને તેની સાથે વર્ગ પણ મોટો રાખી શકાય. વર્ગ તો કાંઇ પણ મોટો રાખ્યાવિના છૂટકોજ નથી. કાંઈ દશબાર છોકરે એકેકો શિક્ષક રાખવો મોટી નિશાળમાં પરવડી શકે નહિ.

એથી પણ મોટો વાંધો આ પદ્ધતિ સામા એછે કે એમાં શિક્ષકનાજ સઘળા પ્રયત્ન ઉપર ધોરણ રાખ્યાવામાં આવ્યું છે. છોકરાને ભણતર સરળ કરી આપવાથી તેની બુદ્ધિ પોતાની તર્કનો વિચાર કરવામાં કે પોતાની મેળે મહેનત કરવામાં મંદ પડી જાયછે. તેમજ ભણતરમાં કારણ ભાગ વધારે સમજતા થતા હશે, પણ જેમાં પંડે મહાવરો કરવાની ઘણી જરૂરછે, તેવી બાબતોમાં તેઓ કાચા રહી જાયછે. વાંચન, લેખન, હિસાબ ગણવા વિગેરે કામ એ છોકરાઓ જોઇએ તેવી ઝપટ અને સફાઇથી કરી શકતા નથી, અને તેમાં ભૂલો પણ બહુ કરેછે. આ ટ્રેનિંગ સિસ્ટમનો નહિ, પણ શિક્ષકનો દોષ સમજવો. કચિત પાઠ આપી તે સંતોષ પામે, અને તે વેળા જે શીખવ્યું તેનો મહાવરો છોકરા પાસે કરાવે નહિ, તો બેશક બધું કાચું રહેજ. વળી, જેમ જેમ છોકરાં મોટાં થતા જાય તેમ તેમ તેને સમજાવવાનું ઓછું કરતાં જઈ તેઓ પોતાની મેળેજ મથે અને મિથ્યા પછી જ્યાં અટકી પડે ત્યાંજ તેને મદદ કરવી એવી રીત વધારે ને વધારેજ રાખતા જવું જોઇએ. પાઠશાળાની કેળવણી અથવા તેથી પણ પેલી તર્કની કેળવણી જે ખાનગી અભ્યાસ તેને માટે યોગ્ય કરવા તર્ફ બેશક બાળકની કેટલીક ઉમર પછી ખસુસ લક્ષ રાખ્યાજ જવું એ અમે કબુલ કરીએ છઈએ, અને તેમ કરવાને તથા વર્ગ પદ્ધતિને કશો પણ વિરોધ નથી. વિવેક વિના કોઇ પણ પદ્ધતિથી નુકસાન થાયજછે, પણ તે માટે તે પદ્ધતિનો દોષ કાઢવો એ કદી પણ વાજબી કહેવાય નહિ.

આ રીતે અમે ત્રણે પદ્ધતિના સ્વરૂપ, તથા ફાયદા ગેરફાયદા બતાવી ગયા. એ બધામાં ટ્રેનિંગ સિસ્ટમ સર્વોત્તમ છે. ભણતર એજ કાંઇ કેળવણી નથી એ મહાતત્વ જે એણે પ્રસિદ્ધ કર્યું તે સઘળી પદ્ધતિઓએ સ્વીકારવા જોગછે. તેમજ બુદ્ધિની સાથે નીતિ તથા શરીરના કેળવણીના પણ તેટલીજ અથવા ખરૂં કહીએ તો વધારે જરૂરછે એ વાત પણ હાલ સઘળાએ કબુલ રાખીછે. ભણતર ઉપરાંત બુદ્ધિ કેળવણીના ખાસ પાઠ રા-

ખવા જોઈએ એ એક બહુજ કિંમતી બલામણ છે, અને બુદ્ધિ કેળવણીને માટે સૂચક પદ્ધતિજ યોગ્ય છે. બાળકની નિશાળે તો બેશક આ સઘળાં નિયમોને બિલકુલ અનુસરતીજ હોવીજ જોઈએ, અને કિશોર વયના વિદ્યાર્થીઓને માટે પણ વાપરતાં આવડે તો એજ પદ્ધતિ ઉત્તમ છે. નાના બાળકને કાચ કે પતાસાનો પાઠ આપીએ છીએ, તેવાજ પાઠ મહેતાજી મોટી ઉમરના છોકરાને આપે તો બેશક તે કેવળ નિરૂપયોગી અને નુકસાની ભરેલું પણ છે, પરંતુ એમાં મહેતાજી સિવાય બીજા કોઈનો વાંક નથી. ખગોળ, ભૂસ્તર, રસાયન, યંત્રશાસ્ત્ર વિગેરે શાસ્ત્રોના પ્રવેશક પાઠ સામાન્ય જ્ઞાનની પદ્ધતિ ઉપરે આવા છોકરાઓને તો આપવા જોઈએ, અને એ પ્રમાણે સૂચક પદ્ધતિએ પ્રવેશ કરાવ્યા પછી ગ્રંથોના અભ્યાસનમાં નાંખ્યા હોય, તો થોડા વખતમાં પાકે પાયે એ વિદ્યાઓમાં નિપુણ થાય. તેમજ આ પગથીએ ઉપર કહ્યું તે પ્રમાણે છોકરાઓને પ્રત્યક્ષ પણ પોતાની મેળે મથવાનો મહાવરો પણ અવશ્ય પાડવો જોઇએ. આ પ્રસંગે પરસ્પર સહાયતાનો પણ કેટલોક ઉપયોગ કરી શકાય, અને તેમ કરવાથી તેના પણ જે ખાસ લાભ છે તે મળી શકે. મતલબ કે ત્રણ પદ્ધતિઓનું યોગ્ય મિશ્રણ કરતાં મહેતાજીને આવડવું જોઈએ, અને તેમ તે કરે ત્યારેજ મન રૂપી અમૂલ્ય વસ્તુને ખીલવવાનું પરમપૂજ્ય કામ પરમેશ્વરે તેને સોંપ્યુંછે તેમાં તે પૂર્ણ જશ મેળવી કૃતાર્થ થઈ શકે.

---

## पुस्तकोनी पहोंच.

ભગવદ્ગીતાનું ગૂજરાતી ભાષાંતર મૂળ તથા અન્વય સાથે ભટ્ટ બળદેવરામ કૃષ્ણરામે છપાવી પ્રસિદ્ધ કર્યુંછે તેની એક પ્રત અમને પહોંચી છે, ભગવદ્ગીતા ઉપર અનેક ટીકાઓ થઈ છે અને દરેક ટીકાકારે પોત પોતાના મતની અનેક ખેંચતાણો કરીછે, પણ અત્રે તેમ ન કરતાં સરળ અર્થના સ્પષ્ટીકરણ ઉપરજ મુખ્ય લક્ષ આપ્યું છે એ જોઇ અમે ખુશી થયા છીએ, અને તેથી પણ વધારે સારૂં તો એ કર્યુંછે કે કેવળ અન્વયાનુસાર અનુવાદ પણ તેની સાથે આપ્યો છે. આ પુસ્તક વિશેષ

ધર્મની સાથે નિકટનો સંબંધ રાખનારૂં હોવાથી અમે કાંઇ વિશેષ વિવેચન કરી શકતા નથી, પણ એટલુંજ કહીએ છીએ કે ભાષાંતર શુદ્ધ, સરળ, અને અમે જોયુંછે તે ઠેકાણે તો યથાર્થ થએલું માલમ પડે છે. છપાઈ પૂરૂં સુંદર છે. પૂર્વણી દાખલ ઇશાદિ ચાર ઉપનિષદનાં પણ મૂળ સહિત ભાષાંતર એમાં આપેલાં છે. એની કીંમત રૂ૫) રાખેલી છે તથા તે મુંબાઇના બુકસેલર પંડિત જેષ્ટારામ મુકુંદજીની દુકાને મળેછે.

શિવગીતા ભાષાંતર, વિચાર ઉપર પ્રમાણેજ. એ ભાષાંતર રા. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટે કરેલું તથા ઠ. ઓધવજી વહાલજીની કુંપનીએ છપાવી પ્રસિદ્ધ કર્યુંછે. કીંમત રૂ૧)

સુરેશ ચરિત્ર. આ પુસ્તક તથા કર્તા વિલક્ષણ જણાય છે. એ નાટકરૂપમાં લખાએલું છે, અને નાટક રીતે પણ કેટલોક રસ ધરાવે છે, પણ મુખપૃષ્ટમાં સુરેશચરિત્ર એ નામની સાથે "સ્વાત્માનુભવાર્થ માર્ગ દર્શક અદ્ભુત પ્રક્રિયા" એમ લખ્યુંછે તે પ્રમાણેજ એ ગ્રંથનો અંતરગત ઉદ્દેશ ધર્મસાનની ચર્ચા એછે, અને તેથી એ વિષયનું પણ અમે યથાય વિવેચન અત્રે આપી શકતા નથી. લખનાર વિચારવંત, બહુ સુત, ઉત્સાહી, અને સ્વબુદ્ધિવાન જણાય છે, અને તે હાલ ડોહાળાતા સુધારાના અનેક વિષયો એમાં પ્રૌઢ તથા સંક્ષિપ્ત શૈલીથી નાટકનો રસ સાચવતો થકો બહુધા સંરક્ષક પણ ગંભીર બુદ્ધિથી અત્રે ચર્ચેછે. નામ પ્રગટ કર્યું નથી અને તેમ છે તો અમારે અમારી અટકળ ચલાવવી નિષ્પ્રયોજન છે. વડોદરેથી એ પુસ્તક શ્રેયઃસાધક અધિકારી વર્ગ એ નામથી પ્રગટ થએલું છે.

દલપતસતસાઈ. આ ચોપડી છપાયાને કેટલાક માસ થઈ ગયા છે અને તે આપણા લોકપ્રિય કવિ દલપતરામની કૃતિ હોવાથી એ વિષે વધારે બોલવું એ નિરર્થક છે. દોહરા, શ્લોક, કે કોઈ જાતના પણ સાતસેં છંદને સપ્તશતી અથવા સતસઇ કહેછે. વ્રજભાષામાં બિહારીદાસ અને વૃંદની સતશઈઓ બહુજ પ્રસિદ્ધ છે. આ સતસઈ વૃંદની ૮૫ ટ૫ ઉપર એટલે દ્રષ્ટાંતિક છે. અર્ધાંક દુહા પહેલાના અને અર્ધાંક નવા કરેલા જણાય છે. નવાના કરતાં જૂના બેશક બહુ સારાછે. અમે ધારતા નથી કે

એ ઉત્તર અવસ્થાનું પરિણામ હોય, પણ એ વૃદ્ધ કવિરાજ આજકાલ પોતાની કવિતા બનાવવામાં જોઇએ તેટલી કાળજી રાખતા નહોય એમ અમારા જોવામાં કેટલાક વખતથી આવ્યુંછે, અને તેને માટે બહુજ દિલગીર છીએ. તે છતાં આ પુસ્તક સમગ્ર રીતે જોતાં વાંચતાં ગમે એવું અને બોધકારક છે, અને આશા રાખીએ છીએ કે જે લોકને દલપતકાવ્ય લેવું પરવડતું નહિ હોય તે આપણા કવિની આ પ્રસાદી તો રાખી શકશેજ. આપણી ભાષામાં અત્યાર સુધી એકજ સતસઇ લખાએલી છે, અને તે પણ હમણા થોડાજ વખત ઉપર મહુવાવાળા કવિ વલ્લભદાસ શેઠની તરફથી. આ બે સતસઇઓ મુકાબલો કરવા જોગ છે પણ સ્થળ સંકોચને લીધે નાચાર.

કાવ્યકૌસ્તુભ, દ્વિતીય ભાગ. કાવ્યકૌસ્તુભના પ્રથમ ભાગથી કવિ બુલાખીરામ એટલા પ્રસિદ્ધ થયાછે કે આ દ્વિતીય ભાગ તેમની તરફથી પ્રગટ થયોછે એમ કહેવાની કાંઇ જરૂર નથી. આ બીજો ભાગ પહેલાના જેવોજ ચાતુર્ય શૈલીનો પણ સરળ અને વાંચતાં મીઠી લાગે એવી કવિતાથી ભરેલો છે. કલમ છત્રીશી એમાં સૌથી સરસ લખાએલી છે, પાછલો ભાગમાં કથનબોધ બત્રીશી જેવી રમતી રમુજ આપનારી હતી તેવીજ અહીંયા બીજી કથનબોધ બત્રીશી છે. લાગણીઓને કાંઇક ઉશ્કેરે એવી કવિતા બાળલગ્ન બાવીશીમાં કેટલીક છે. બ્રહ્મબોધ વિષય અમને બિલકુલ પસંદ પડતો નથી. પ્રિયા પ્રેમપત્રિકા એ શૃંગાર વિષયક કવિતા છે. એમાં રસ કરતાં શબ્દચાતુર્ય ઉપર વિશેષ લક્ષ આપેલું છે, અને અગર જો એ પદ્ધતિ અમને પસંદ નથી, તોપણ ઇનસાફની રાહે કહેવું જોઇએ કે એમાં કવિ બુલાખીરામે કેટલીક યમકો યોજીછે તેવી અદ્યાપિ કોઇપણ ગૂજરાતી કવિએ યોજી નથી અને તેમ કરતાં એણે કાંઇ વધારે ખેંચતાણ પણ કરી હોય એમ નથી. સમસ્યા પૂર્તિનો ભાગ પણ રમુજી છે.

નવલ પહેલુ, અથવા; વીરા ધીરાની દેશ કલ્યાણી વાર્તા. બનાવનાર દેવશંકર ઉદયરામ દવે, મહેતાજી બધેલી. આ લખનારની સ્વભાવિક બુદ્ધિજ વાર્તાદિક વિષયોને અનુકુળ હોય એમ જણાય છે. વર્ણન કરવાની તેમજ સંકલનાશક્તિ સારી છે, અને શૈલી એવી સરળ મુદ્દાનેજ

વળગી રહેનારી, તથા રસ ભરી છે કે માત્ર કરણઘેલા સિવાય કોઈ પણ વાર્તાના પુસ્તકની હારમાં અમે આ એના પ્રથમ પ્રયત્નને પણ મૂકતાં આચકો ખાતા નથી. અમને ભરોસો છે કે જો એ લખનાર. રૂપકના અંતર્પટને આઘું પટકી શુદ્ધ વાર્તાનીજ ઘટના પાછળ પોતાની શક્તિ વાપરશે, તથા ઈંગ્રેજી ભાષાની થોડીક સારી સારી "નાવલો" સાંભળીને તેના સ્વરૂપનો વિચાર કરશે, તો જતે દહાડે તે આપણી ભાષામાં એક ઉત્તમ નવલકાર થઈ પડશે એમ અમને લાગે છે. આ વાર્તામાં પટાંતરે રાજક્રિય વિષય હોવાથી અમે એનું અત્રે વિવેચન કરી શકતા નથી, અને ઉપર જે અભિપ્રાય આપ્યો છે તે માત્ર શુદ્ધ વાર્તા દાખલજ આપ્યો છે આ પુસ્તકનાં પૃષ્ટ ૨૬૮ તથા કિંમત રૂ૧) છે.

કૌતકમાલા. બનાવનાર લીંબડીવાસી ગણેશજી જેઠાભાઈ કાઠીયાવાડ એજન્સી વકીલ. એમાં આપણા લોકમાં ટુચકા અથવા રમુજ દાખલ બોલાતી નાની નાની વાર્તાઓનો સારો સંગ્રહ કર્યો છે, અને અમે આશા રાખીએ છઇએ કે તે બધા વાંચનારને ઘડી રમુજ આપ્યા વિનાનહિ રહે. આ કૌતક માળાનો પ્રથમ ભાગ છે, અને તેથી જો બીજો ભાગ કાઢવાનો સમય આવે તો એ સંગ્રહ કરનારને અમારી એટલીજ સલાહછે કે નકામો વિસ્તાર ન કરતાં તથા ડગલે ડગલે બોધક રૂપ ધારણ ન કરતાં મુદ્દાની જે વાત હોય તેનુંજ રસ ભર્યું પણ સંક્ષિપ્ત વર્ણન આપવા ઉપર વિશેષ લક્ષ રાખવું, અને તેમાં બને ત્યાં સુધી તેવે પ્રસંગે લોકો જેવી ભાષા બોલેછે તેવીજ વાપરવી. આમ કરવાથી વાર્તાઓ વધારે રસભરી તેમજ ખરૂં ચિત્ર આપનારી થઈ પડશે. આ પુસ્તક જેમ અંદરથી તેમ બહારથી પણ ઘણું આનંદ દાયક કર્યું છે. સોનેરી પૂઠાવાળાની કિંમત રૂપિયા બે રાખી છે તે એનું કદ (૩૧૪ પૃષ્ટ) તથા સુંદર બાંધણી તરફ જોતાં કાંઈ વધારે નથી.

મૃછકટિક નાટક સાર.—સંસ્કૃત ભાષામાં આ આદિ તેમજ રંગભૂમિને રસ ચંચળ કરી નાંખનારૂં એક સારૂં નાટક છે. એ અતિ લાંબુ હોવાથી તેનું સારભૂત ભાષાંતર ગુજરાતીમાં રા. દમોદર રતનશી સોમાણીએ પ્રસિદ્ધ કર્યું એ ડહાપણનું કામ કર્યુંછે. ગદ્ય અને પદ્ય બન્નેમાં ભાષા

શુદ્ધ, સરસ, તથા સરળ, વાપરેલી છે. આ નાટકનું ભાષાંતર એ અમે ગૂજરાતી ભાષામાં અગતનો વધારો ગણીએ છઇએ. બીજા પણ કેટલાક સંસ્કૃત નાટકોનો તર્જુમો આવી શુદ્ધ અને સરસ ભાષામાં થાય, તો અમે ધારીએ છઇએ કે હાલ જે નાટક નામે નાકકટોનો પ્રસાર દેશમાં ચાલ્યો છે તે કાંઈ સુધારાપર આવે ખરો.

સગાળશાહ.—એ સંબંધી દેશમાં અસાચારની જે કહાણી ચાલે છે તે સર્વેના જાણમાં છે. એને ટીપીટપેરી બગસરાના તાલુકા માસ્તર મયારામ રઘુરામ માસ્ટિ એક પચાશેક પાનાની વાર્તા ઉભી કરી છે. એમાં અમને કાંઈ પણ વખાણવા જોગ નજરે આવતું નથી. એ કરતાં તો "શેઠ શગાળશાહ સાધુને સેવે" એ પદોજ વધારે રસ ભર્યાં લાગે છે, અને એ વાતમાં જે કુબોધ રહેલો છે તે તો કાંઇ પણ ટાહેલાથી દૂર થાય એમ નથી.

આર્યરમણીરત્ન.—શ્રીનારાયણ હેમચંદ્ર પ્રણીત આ ગ્રંથકારની વિદ્વતા, હોંસ, અને શૈલી સર્વેને માલુમ છે એટલે તે બાબત અધિક બોલવાની કાંઈ જરૂર નથી. એમાં આર્ય દેશમાં થઈ ગએલી કેટલીક ગુણવાન સ્ત્રીઓનું સંક્ષિપ્ત ચરિત્ર રસભરી હિંદી ભાષામાં આપ્યું છે.

સત્યવંતી આખ્યાન. બનાવનાર કારીગર જહાન મહમદ વિ. નુરમહમદ. આ એક ઉટાંગ વાર્તા છે, અને કર્તા મુસલમાન છે. એ વાત લક્ષમાં રાખીએ તો ભાષા ઘણી શુદ્ધ અને સરસ છે. સામાન્યપણે જોતાં પણ લખનારમાં રસીકતા છે, પણ વસ્તુ સંકળનાનું કાંઇ પણ જ્ઞાન ન હોવાથી, સમગ્ર વાર્તા શાણા માણસને હસવું આવે એવી થઇ પડી છે.

કમળાખ્યાન.—યાને, એક સુધરેલા દંપતિના પ્રેમનો ખરો ચિતાર. રચનાર કવિ જેસંગભાઈ ત્રીકમદાસ પટેલ-સામળભટની તરેહપર આ પદ્યબંધ વાર્તા છે, અને આ સુધારા વિષયની છતાં પણ તેના જેવીજ વાંચનારનું ચિત્ત આકર્ષે એવીછે. વસ્તુસંકળના વિષે ન બોલતાં આ કવિના આવા આ પ્રથમ પ્રયત્ન સમે એટલુંજ બોલવું અમે ઉચિત ધારીએ છીએ કે એની શૈલી સરળ અને અર્થલક્ષી, તથા પદ્ય પ્રબંધ કોમળ તથા સુસાધ્ય જણાય છે, એ કવિના ભવિષ્ય કૃતિને માટે આ લક્ષણો ઘણાં શુભછે, અને તેથી અમે એને ભલામણ કરીએ છઇએ કે સરળતા એ

ચાલ્યા જતાં છતાં પણ જોડણી, અર્થ, બંધ વિગેરે બાબતમાં એણે આ પુસ્તકમાં જેમ કેટલીક બે ફિકરાઈ દર્શાવીછે તેવી ન રાખતાં શુદ્ધ રૂઢિની સાથે યથાર્થતા પણ ગ્રંથકારને એટલીજ અગત્યની છે એમ જાણવું.

કવિ નાગજીનું જન્મ ચરિત્ર અને સટીક સુબોધ કુંડળિયા કાવ્ય. આવા મોટા લાંબા નામવાળી ચોપડી છપાઈ તો ઠીકછે, પણ એનો શો ખપ હતો તે અમે કાંઇ સમજી શકતા નથી. નાગજી કવિ દાખલ નહિ પણ ભવિષ કહેનારા ભટ દાખલજ કાઠીયાવાડ તથા કચ્છના કેટલાક ભાગમાં પ્રસિદ્ધછે. એણે કેટલીક મુદત સુધીના દરેક વર્ષના ફળાદેશ દેખાડનારા કુંડળીયા બનાવ્યાછે, અને તે જો છપાવ્યા હોત તો તે વાતના જિજ્ઞાસુઓના અર્થે છે એમ કહી શકાત, પણ બીજા વિષયની ખોટી હિંદુસ્તાની ભાષાની, તાલ કે બંધનું જેમાં કાંઇ ઠેકાણું મળે નહિ એવી, અને અર્થ કે રસની કેવળ યથાર્થતા રહિત, માલ વિનાની કેટલીક કવિતાઓ આમા એકઠી કરીછે તે કાંઈ પણ ઉપયોગની અમને લાગતી નથી. તેમજ નાગજીના જન્મ ચરિત્રમાં પણ શો માલ હોય ? આ કરતાં તો ગત વર્ષોના કુંડળીયા અને તેમાં લખ્યા પ્રમાણે કેટલે દરજ્જે બન્યું હતું તે ઈતિહાસ ઉપરથી દર્શાવ્યું હોત તો વધારે સારૂં થાત, અને એથી પણ વધારે સારૂં તો એજ હતું કે બીજાકોઇ દેશોપયોગી તથા સુબોધદાયક વિષય ઉપર પોતાનો વખત રોકવો હતો.

શિવકવચ ભાષાંતર મૂળ શ્લોક સહિત. ભાષાંતર કર્તા રા. રા. છોટાલાલ નરભેરામ ભટ.

જ્ઞાનબોધ પ્રકાશ. છપાવી પ્રસિદ્ધ કરનાર મણિભાઇ હરલાલ મહેતા. જ્ઞાનભક્તિવિષયના થોડાંક સામાન્ય પદનો આ સંગ્રહ છે.

શ્રી ભાવી વિલાસ. એ વિષે અમે અમારો વિચાર એક વખત આપી ચૂક્યા છઇએ.

વૈરાગ્ય માલિની. બનાવનાર રાવળ દેવશંકર રામચંદ્ર. એમાં માલિનિ છંદ વડે આ દેહ ક્ષણભંગુર છે એ બાબત કેટલીક ઠીક બોધ કર્યોછે, અને કવિતાની રચના પણ બધું જોતાં સારી છે.

ઈશ્વરોપાસના. બનાવનાર ઉપર પ્રમાણે. આ કવિતા પણ ઠીક છે.

અંકગણિતની રીતો ને તેનાં કારણ. છઠા ધોરણના વિદ્યાર્થીઓ અને ટ્રેનિંગ કાલેજના સ્કાલરોના ઉપયોગ સારૂ રચીને પ્રસિદ્ધ કરનાર મિ૦ વિઠ્ઠલદાસ ધનજીભાઇ. કિંમત આનાં ૬.

કાઠીયાવાડ તથા મુંબાઇ ઈલાકાની ભૂગોળના સાર અમને પહોંચ્યા છે. આ પ્રસંગે અમારે આ ખાતાના અમારા વાંચનારાઓને યાદ દેવડાવવું જોઈએ કે ઉપરીની રજા સિવાય નિશાળમાં કોઇ પણ પુસ્તક ચલાવવાની મહેતાજીને અખત્યાર નથી.

દેશી નામાનો ભોમીયો. રચનાર જાદવજી માધવજી ગાંધી. મહેનત સારી લીધેલી જણાય છે, પણ નિશાળોના ઉપયોગને સારૂ જોઇએ તે કરતાં કદ બહુજ વધી ગયું છે.

માધવ નિદાન. પ્રસિદ્ધ કરનાર ડા. જેરામ વિ. રઘુનાથ. વૈદ્યકના શારીરશાસ્ત્ર, નિદાન (રોગની ઉત્પત્તિ વિગેરેના કારણો સમજવાં તે) અને ચિકિત્સિત (ઔષધ વિચાર) એવા ત્રણ મુખ્ય ભાગછે. એમાં પણ નિદાન સૌથી વધારે ઉપયોગી હોવું જોઇએ એમાં કાંઇ શક નથી. નિદાન વિષે માધવનો આ ગ્રંથ પરમપ્રમાણ ગણાયછે. સંસ્કૃતમાં આવી એક કહાણી છે કે निदानेमाधवश्रेष्ठः सूत्रस्थानेतुवाग्भटः ॥ शारीरेसुश्रुतः प्रोक्तश्चरकस्तुचिकित्सिते ॥ આવા ગ્રંથનું મૂળ સહિત ગૂજરાતી ભાષાંતર ડા. જેરામે કરી તમામ વૈદ્યવર્ગને તથા તે વિષયના જિજ્ઞાસુઓને બેશક બહુજ ઉપકૃત કર્યા છે. આ ભાષાંતર ઘણે દરજ્જે શુદ્ધ તથા બધાથી સમજાય એવું છે. પાછળ સુશ્રુતમાંથી જે પરિશિષ્ટ મૂક્યુંછે તે તો ખરે ખરૂંજ દુઃશ્રુત છે.

---

## सरकारी जाहेर खबर.

જાવક નં. ૧૦૧ સને ૧૮૮૫–૮૬

રાજકોટ ટ્રેઇનિંગ કાલેજની સને ૧૮૮૫ ની સાલની પ્રવેશક પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોનું પત્રક.

| નંબર. | નામ. | ક્યાં ભણેલો. | નંબર. | નામ. | ક્યાંભણેલો. |
|---|---|---|---|---|---|

૧ ચાંપશી ગુલાબચંદ લીમડી. નં. ૨. ૨ નરભેરામ મહાદેવ સિહોર.
૩ દુલભજી નાગર સાઉકાઅનેલીંબડી નં.૧.૪ ભવાનીશંકર નારણજી સિહોર
૫ પ્રાગજી વલ્લભ દસાડા. ૬ દામોદર કરસનજી મેંગણી અને ખીરસરા
૭ મણિશંકર ઉમિયાશંકર વઢવાણ. ૮ છગનલાલ તલકશી લીમડી નં.૧
૯ ચત્રભૂજ માણેકચંદ લખતર. ૧૦ કાળીદાસ મહાશંકર સાયલા.
૧૧ દીપચંદ ગોપાળજી જસદણ. ૧૨ ધનજી કુંવરજી લીમડી નં. ૧
૧૩ ધનજી પ્રભુરામ માંગરોળ. ૧૪ ભીમજી ગીગા બોટાદ.
૧૫ કલ્યાણજી બહુશંકર ચુડા. ૧૬ ડાહ્યાભાઈ હેરચંદ ખભોલ.
૧૭ નાગરદાસ ઠાકરશી. દસાડા. ૧૮ મોહનલાલવરવાભાઈ.બળદાણા
૧૯ ખુશાલ ભાઈશંકર લીલાપર. ૨૦ જીવરામ સુંદરજી બોટાદ.
૨૧ પ્રભુરામ ઇશ્વર. લીમડીનં. ૨ ૨૨ નજરઅલી ડાહ્યા, વરતેજ.
૨૩ મણીશંકર મોતીરામ લીલાપર. ૨૪ કીશોરદાસ પીતાંબર ચોઈલા.
૨૫ વીરચંદ જેસિંગ લખતર. ૨૬ વહાલજી ગીગા ધાંધળી.
૨૭ લલુ ભાઇશંકર પાણસિણા. ૨૮ વ્રજલાલ કાળીદાસ લીમડીનં૧
૨૯ દયાળજી વહાલજી દૂધરેજ. ૩૦ હરખજી હરિ લીમડી નં. ૧
૩૧ ક્રીપાશંકર છગન ચુડા. ૩૨ નરભેરામ રગનાથજી હળવદ.
૩૩ મોતીરામ જગજીવન સીયા. ૩૪ સુંદરજી ત્રીભોવન સીયા.
૩૫ રૂપાભાઈ દેસળજી મુળી. ૩૬ વજેશંકર ડાહ્યા મોવૈયા.
૩૭ વલભરામ મોહનજી. રાજકોટ-તાલુકો. ૩૮ ગંગારામભવાનીશંકર.ચરાડવા.
૩૯ દીવેશ્વર કહાનજી. બળદાણા.
૪૦ કેશવજી ગૌરીશંકર વરળ. ૪૧ જટાશંકરદીવેશ્વર.લીમડી નં.૧
૪૨ દયાશંકર પુરૂષોત્તમ હડાળ. ૪૩ અદા શવા રામપુરા.
૪૪ ગીરજાશંકરમયારામ. વાઘણીઆ. ૪૫ ઉમેદચંદભીમજી.પાણશીણા
૪૬ મહેશ્વર હરીભાઇ ચોઇલા. ૪૭ નાગર જગનાથ. બોટાદ.
૪૮ રગનાથ ભાઇજી. પાણશીણા. ૪૯ કરસનજીજીવરામ બળદાણા.
૫૦ તુળશી નાગરદાસ. બળદાણા. ૫૧ જગજીવન ત્રીકમજીમાંગરોળ
૫૨ શિવલાલ મોરારજી લખતર. ૫૩ કરૂણાશંકર કેશવજી. રાજકોટ તાલુકો.
૫૪ દેવશંકર ભવાનીશંકર. દુધરેજ.

ફી આના બાર, ફરીથી દાખલ થવાની ફી ૨૨), તથા માસિક ફી પહેલાથી ત્રીજા ધોરણ સુધી ૨૧), તથા બાકીના ધોરણોમાં ૨૨) પ્રમાણે છે, તે તથા આગલી સ્કૂલનું સરટિફિકેટ લઈને આવવું.

ઇબ્રાહિમ મહંમદ સૈયાણી.
હેડમાસ્તર હાઇસ્કૂલ.
નડીઆદ.

---

## निशाळोनां इनाम पत्रक.

### પ્રાંત કચ્છ.

(પાછલ પૃષ્ટ થી.)

જખૌ. ઠકર મથુરાદાસ લક્ષ્મીદાસે પોતાની પુત્રિને ઘેર પુત્રનો જન્મ થવાથી તમામ છોકરાઓને ૨૨ાા નાં પતાસાં આપ્યાં. કારકુન દયારામ રતનજીએ પોતાના વીહીવાની ખુશાલીમાં ૨૪ા પતાસાં આપ્યાં. કસ્ટમ કારભારી રા. વાલજી ટોકરસાએ ૨૧-૯-૦ પતાસાં ભટ સુરજી નાગરજીએ ૨૧) પતાસાં આ. માસ્તર તરભોવને ૨૧) પતાસાં આપ્યાં—વાંઢીઆ. વાર્ષિક પરિક્ષા વખતે ૨૯ા ની ચોપડીઓ તથા ૨૦ાા ની મીઠાઈ વહેંચવામાં આવી—ચંગીઆ. પીર શ્રી હરનાથજીએ છોકરાઓને સાકર ૨૧ા ના વહેંચી સોની રણછોડ રામજીએ પોતાના છોકરાને નિશાળે બેસાડી ૨૦ાા ની સાકર વહેંચી—ગઢસીસા. વાર્ષિક પરીક્ષા વખતે મહારાઓશ્રી ખેંગારે બહાદુર તરફથી છોકરાઓને ચોપડી ૨૯ા તથા ૨૧ ના પેંડા વહેંચ્યા—મહોમેડન. એક ગૃહસ્થને ઘેર પુત્ર જન્મવાથી ૨૨ાા ના પતાસાં વહેંચ્યા સૈયદ મામદશાહ શરશાહે પોતા પુત્રને કુરાન શરીફ પૂરો કર્યા તેની ખુશાલીમાં સાંઠા ૨૧ ના વહેંચ્યા. બકાલણ એમણુએ બીમારી સબબ ગુદીના લાલુ ૨૯ ના વહેંચ્યા—વીંઝણ કન્યાશાળા. અહીંના જાગીરદાર તરફથી કન્યાઓને પેંડા કોરી ૨ ના વહેંચવામાં આવ્યા—રોહા. કોઠારી ઠાકરશી આણંદજીએ છોકરાની પરીક્ષા લઈ ૨૧ા ના પતાસાં સુતાર માવજી ઉકરડાએ નિશાળમાં આવી છોકરાઓને ૨૦ ની સાકર વાર્ષિક પરીક્ષા વખતે ગામ ધણી તરફથી સાકર શેર ૫ વહેંચવામાં આવી—

માધાપુર. કુંભાર દેવરાજ ખોડાએ પોતાને તાવની આબાધી રૂ૦-૧૦-૦ પતાસાં—ભદ્રેસર. ઠા. સામજી ઉમરશીએ છોકરાઓને રૂ૧) ના આંબા વહેંચ્યા જોશી હીરજી ટોપણ સ્કૂલમાં પધારી રૂ૦॥ ના છોકરાઓને પુસ્તકો આપ્યા—ચોબારી. કચ્છના પોલીસ કમીશનર રા. રા. જયશંકરભાઈ તથા આસિસ્ટંટ પોલીસ કમીશનર તથા જુનાગઢના જમાદાર ઉમરશી વગેરે પરીક્ષા લઈ રૂ૧॥ નું ઇનામ વહેંચ્યું—વીરાણી. ઓઝા રતનાણીને રેંધે પુત્રનો જન્મ થવાથી રૂ૨॥ નો ગોળ તથા કોપરૂં—બીદાડા. શાહ. ખીમજી ડાહ્યાએ રૂ૦॥ ના જાંબુ વહેંચ્યા અહીના મહાજન વગેરે એકઠા મળી ઉઘરાણું કરી રૂ૨-૧૪-૦ છોકરાઓને પાણી પાવા માટે આપ્યા—કોઠારાકન્યાશાળા. સોની વાલજીએ કન્યાઓની પરીક્ષા લઈ રૂ૧॥ ના પતાસાં વહેંચ્યા—કન્યાશાળા. રા. રા. રેવીન્યુ કમીશ્નર સાહેબ સ્કૂલમાં પધારી રૂ૧) ની સાકર વહેંચી—ગઢશી. રા. રા. આ. રેવીન્યુ કમીશ્નર સાહેબ વજેરામ જેઠા સ્કૂલમાં પધારી રૂ૫) ની ચોપડીઓ તથા રૂ૦॥ ની સાકર વહેંચી નીચે વખેલા સદ્‌ગૃહસ્થોએ મળી સ્કૂલની પરીક્ષા લઈ ઇનામ વહેંચ્યું રૂ૧ સીવિલ ભગુજી તરફથી રૂ૦-૧૪-૦ મહાજન તરફથી રૂ૦॥ રા. નારણજી દામજી તરફથી રૂ૦। રા. મુરજી ચાંપશી તરફથી રૂ૦। રા. ધુ ખેંગાર તરફથી, એ રીતે રૂ૩-૨-૦નું ઇનામ વેહેચ્યું. વકીલ માનસંગે સ્કૂલમાં આવી પરીક્ષા લઈ રૂ૦॥ની દ્રાક્ષ વેહેચી. ભુજનંબર બીજો. બકાલ ણ અમેણાએ બીમાર હોવાના સબબથી રૂ૯)ના પેંડા વેહેચ્યા મહોમેડન સ્કૂલના હેડમાસ્તર મી. ઉસ્માન બચ્ચનને ઘેર પુત્ર જન્મ્યાની. ખુશાલીમાં પતાસાં વેહેચ્યાં. નેતરા. ઠા. ભીમજી જીવરાજે છોકરાઓની પરીક્ષા લઈ નીચે મુજબ ઇનામ વેહેચ્યું રૂ૬-૬-૦ની ચોપડીઓ. રૂ૨-૮-૦ની મેહેતાજીને પાઘડી. રૂ૧) ની મીઠાઈ છોકરાઓને વેહેચી. નખત્રાણા, નવી નિશાળમાં વાસ્તુ કરવામાં આવ્યું ત્યારે નીચે લખેલ સદ્‌ગૃહસ્થો તરફથી ઇનામ વેહેચવામાં આવ્યું. રૂ૧॥ જોશી માધવજી તથા ગોપાલજી ત્રીકમજી તરફથી રૂ૧॥ રા૦ હાથીરામ પરસોતમ ઓવરસીયર તરફથી રૂ૧) -ઠા સુરજી નયુ રૂ૧) આએસ સાગરનાયજી રૂ૦॥ વકીલ ગોવીદજી બેચર રૂ૧) પટેલ એતા વસ્તાણી. રૂ૦॥। જાડેજા. પળાજી. રૂ૦॥ ધ્રુમુરજી ઉકેડા. રૂ૦। પટેલ

હંસરાજ જેઠા. ૨૦। કોઠારી લાડક કાનજી. ૨૦। શા પેલાંએતસી. હરદાશ વાઘજી. ૨૦। જાડેજા ગોવીંદજી ૨૦ ઠા. વાલજી મોતી. મોકળસી નારાયણજી ભીમજી ૨૦ ઠા. પુંજા આણંદ. ૨ના મેહેતાજી દેરજી મેઘજી. એ રીતે ૩૯-૧૨-૦નું ઇનામ વેહેંચ્યું તેમાં ૨૧ ની મી ઇ તથા ૩૮-૮-૦ના છીંટના રૂમાલ વેહેચ્યા. કોઠારા. કન્યાશાળા. ઠા. તસી રામજી તથા કંસારા. લાધા ગોકળદાસે ૩૧ નાં પતાસાં વેહેં દેસલપર. શેઠ ચાંપસીંહ ભારાએ ૨૦ ગોળ તથા નાળીએર વેહે ગાગોદર. આસિસ્ટંટ પોલીસ કમીસ્નર મુરારજી ધનજી સ્કુલમાં પધારી ૨ નાં પતાસાં વેહેચ્યાં તથા વેપારીઓએ ૨૭ ની સાકર વેહેચી. પતરી- એતસી નરશી છોકરાઓને વૈશાખ સુદી ૩થી પાણી છોકરાઓને પીવ વાનું શરૂ કર્યું છે. મહેતાજી દયારામ તુલસીએ પોતાના લગન સબ ૩૧-૧૨-૦ ના આંબા વેહેચ્યા. શા. ઠાકરસી પરસો તમે ૩૦॥ ની સા વેહેચી. ઠા. જાદવજી પીતાંબરે ૨૦-૬-૦ ની સાકર વેહેચી. તા. ૨૧- ૮૪ જુલાઈ.

જા. નં. ૧૦૪૧ ૧૫-૯૮૪

મળીઆ કંન્યાશાળા. શા. ધનજીહીરજી ૨૦॥ તથા. શા. ટોકરશ છીવરાજ, ભારમલ લાલજીએ સ્લેટ નં ૨૫) શા. દેવજી હીરજી ૨૧ સા રાજેશ્રી જગન્નાથ જેઠાલાલ ૨૦॥ મીઠાઇ ઠા. હેમરાજકેશવજી એ ટન ૨૮)નું કંન્યાશાળામાં બક્ષીસ આપ્યુ. ઠા. રણછોડદાસ હરીદાસે ૨ ઓઢણી તથા મીઠાઈ ૨ના॥ શા. કાનજી માણસીંએ ૨૧૨ ઘડીયાળ સ આપી. શા. ખીમજી પેલા તરફથી ૨૨-૨-૦ ૨૧ મીઠાઈ શા. એોકેરડાએ ૨૦॥ મીઠાઇ મોટી બેરની બાટોઆણી બાઇ હીરબાઇએ ચોપડીઓ. ૨૩ાના તથા મીઠાઈ ૨૧॥ શા. ધનજી કીયાએ ૨૪॥ ના મિઠાઇ ૨૧) અને વાર્ષિક પરીક્ષા વખતે શા. ડુંગરસીંહ ભારમલ ૨૫ સુંદરજી વરાણી ૨૫॥ શા. ગંગાજર તેજાની દીકરી વીરબાઇ ૨૪-૧ શેઠાણી પુરબાઇ ૨૨॥ શા. શામજી વસાયા ૨૧ ઠ. હજુ લક્ષ્મીદાસ ૨૧ તારા અબાહારન ૨૧ જોશી પ્રાગજી રંતનસીંહ ૨૦॥ શા. ગોપાળ ન

રૂ૦। અને મહારાજા મહારાઓ શ્રી ખેંગારજી બહાદુરે રાજની લગામ સ્વહ-સ્ત કરી તેની ખુશાલીમાં કંન્યાઓને સાકર શેર પોણો પોણો આપી. તેમજ —અંજારની કંન્યાશાળામાં. તમામ કંન્યાઓને દરબાર ભરી રા. વહીવટદા વગેરે દરબારી અધિકારીઓની રૂબરૂ સાકર વહેંચી—લાકડીઆ ગૂ. નિ. ઉપરની ખુશાલીમાં કારભારી તથા મહાજન તર્ફથી ઉઘરાણું કરી રૂમાલ, શાકર. અને કંન્યાઓને ચુંદડીયો. આપી તેમાં નાણાં ભરનારના નામ-ઓસવાર વાણીઆ તરફથી રૂ૮) જાડેજા શુમરાજીના મહુઆણ વહુએ રૂ૧॥ શેની રામજી નથુ રૂ૦॥ જાગીર તરફથી હા. કારભારી રૂ૭) અને મ્યુનિસિપાલિટિ તર્ફથી હીરા થાણદાર રૂ૧) વાણીઆ મહાજ તરફથી રૂ૪) જાડેજા ડોસાજી રૂ૦॥। કુંવરશ્રી હરીસીંગજી ૦-૬-૦ માગણ પમાણ રૂ૬) રાજેશ્રી. કારભારી રૂ૨-૨-૦—વાંઘ. દ. ગૂ. નિ. ઉપરની ખુશાલીમાં તે પ્રસંગની રચેલી ગરબીઓ ગવરાવતાં દરબારી મકાનમાં લઇ ગયા ને છોકરાઓને શાકર વહેંચી—નેત્ર ગૂ. નિ. રા. નખત્રણા થાણદારે પરીક્ષા લીધી તે વખતે શેઠ. જેરામ ઉકરડા રૂ૧ કો. કાનજી રૂ૦ શા. લાલજી ગોપાલાણી રૂ૦॥ ઠા. કલ્યાણ પ્રધાન રૂ૦॥ ઠ. કાંથા પદમસીંહ રૂ૦ ઠ. ભીમજી દેવજી રૂ૧ ડ. રામજી દેવજી રૂ૦॥ ઠ. રણછોડ માવજી રૂ૦ ઠ. દેવસીંહ આશારીઆ. રૂ૦ ઠા. ગોવિંદ ભીમજી રૂ૦ ઠ. લાધા ગાંગ રૂ૦॥ ડ. જેઠા દેવજી રૂ૦॥ શા. મેઘજી ખટાઉ રૂ૦ ટ. બશરીઆ પદમશી રૂ૦ ખોંભડી. ગૂ. નિ. રા. રા. નખત્રણા થાણદાર મગનલાલ ભાઇએ પરીક્ષા લીધી ત વખતે લોઆણાની નાત રૂ૦॥ કણબીની નાત રૂ૦ ગામધણી તર્ફથી રૂ૦—નળિયા ગૂ. નિ. ખુદાવંત મહારાજાધીરાજ મહારાઓ શ્રી ખેંગારજી બહાદુરે રાજ્યની લગામ સ્વસ્ત કરી તેની ખુશાલીમાં દરબાર ભરી દરેક છોકરાને પોણોશેર શાકર વહેંચવામાં આવી. વારશીક પરીક્ષા વખતે રા. થાણદાર તથા ગામના સદગૃહસ્થો સમક્ષ રૂ૧૯) આપડીયો. રૂ૩॥ ની મીઠાઇ શેઠ. મોલદીના સોમજી રૂ૦॥ શેઠ ધનજી હીરજી રૂ૧) શેઠ રણછોડદાસ હરીદાસ રૂ૩) વૈદ. કનીયાલાલ રૂ૦॥। તરાના શેઠ મુળજી રૂ૨) તેરાના શેઠ પ્રેમજી નારાણજી રૂ૦॥ શેઠ લવજી ધારસીને ઘેર પુત્રનો જન્મ થતાં રૂ૪॥ પતાસાં રૂ૨॥ મહેતાજીને પાઘડીના રૂ૦॥ આસિસ્ટંટને પછેડી અને માનીટરને રૂ૦॥ રોકડા—જોડી. ગૂ. નિ. ખુદાવંત મહારાજ મહારાઓ શ્રી ખેંગારજીએ રાજની લગામ સ્વ-

હસ્ત લીધી તે દીવસે મહાછેન રજપુત, જાગીર આતેથી રૂ૧ાાાં સાકર વહેં-ચી—જખૌદ ગૂ. નિ. ઉપરના શુભ પ્રસંગે રા. વહીવટદાર તથા ગામના મહાજન વગેરે શાકર વહેંચી તેમને નાઈટ સ્કુલના વિદ્યાર્થીઓને શાકર આ-પવામાં આવી. શેઠ. અબ્રાહીમ સલેમાને પરીક્ષા લઈ પતાસાં પોણોમણ વહેંચ્યાં તેમો નાઈટ સ્કુલમાં પતાસાં આપ્યાં. રા. જગજીવન મહાદેવે પોતા-ના ભાઈના લગનની ખુશાલીમાં રૂ૨)ની શાકર વહ્ચી. રાજગર રાઘજી ગો-પાળજીએ કોરી ૧૦) ની શાકર વહેંચી ઠા. મેઘજી ઠાકરસીંહે રૂ૦ ના પતા-સાં તથા શાકર—ખેડોઈ. ગૂ. નિ. મહારાજા ધીરાજે મીરજા મહારાઓ શ્રી ખેંગારજી બહાદુરે રાજ્યની લગામ હાથમાં લીધી તે વખતે બાયાંતો તર્ફથી રૂ૬)ની શાકર વહેંચી—ચીરૈ. ગૂ. નિ. ઉપરના આનંદમાં ગામધણી તથા મહાજન તર્ફથી છોકરાઓને શાકર વહેંચી તથા મહેતાજી તરફથી રૂ૦ાા ચોપડીયો—રામગાવ. ગૂ. નિ. ઉપરની ખુશાલીમાં જપતિદાર વિગેરે ગામના ગૃહસ્થોએ રૂ૦ાા શાકર વહેંચી—બીટા. બારટન ધર્મશાળામાં રા. ન્યાયાધિશ વિગેરે દરબારી સ્થાનીક અમલદારો તથા ગૃહસ્થોએ સભા ભરી ખુશાલીના ભાષણો કર્યાં દરેક વિદ્યાર્થીને પોણો પોણોશેર શાકરનો પડો આપવામાં આવ્યો હતો—ગુદિયાળિ ગૂ. નિ. માંડવી આજીવનમેરાજે રૂ૦ાા દરાક્ષ ઠકર ગંગાજી હાથરશીએ રૂ૦ાા પતાસાં પોતાને ત્યાં પુત્રનો જન્મ થવાથી—આડેસર ગૂ. નિ. ટીલાટ જાડેજા ગામધણી લખાજીના કુવર ભગુબાને નિશાળે બેસાડી રૂ૬) શાકર રૂ૪) દ્રાક્ષ રૂપાા ગોળ તે શીવાય દરેક વિદ્યાર્થીને એક એક રૂમાલ રૂ૧ાા ના વહેંચ્યા. કુવારકાઓને જમાડી તથા રૂ૧ાા બ્રાહ્મ-ણોને દક્ષણા તથા વાજીત્રવાળાને આપ્યા—બેલા. ગૂ. નિ. રેહારાજા ધીરાજ મીરજા મહારાઓ શ્રી ખેંગારજી બહાદુરે રાજ્યનો કુલ અધીકારની લગામ લીધી તેની ખુશાલીમાં ગામ ધણી તથા સારા ગૃહસ્થોએ ઉઘરાણું કરી છોકરાઓને ઇનામ આપ્યાં, વાઘેલા રવાજી કરણસિંહ રૂપ), વાઘેલા મા-માવાજી જગતસિંગજી રૂ૨) વાઘેલા ભુપતસંગજી મેઘસિંહજી રૂ૦ાા વા-ઘેલા અભેરાજજી વાઘજી રૂ૦ાા વાઘેલા બનેસંઘજી બાનસંગજી રૂ૦ાા વાઘેલા આમરજી તથા લવજી રૂ૦-૯-૦ વાઘેલા દાજીભાઈ મેઘજી રૂ૬) વાઘેલા હરભમજી બાવાજી રૂ૦-૧૩-૦ વાઘેલા હઠીસંગજી રૂ૦-૧૩-૦ રા.

વજેરામ હરિનંદ રૂ૧ રા. પરસોતમ દાનાણી. રૂ૦ સાધુ બીપી રામજી ૦ા મી. રૂપસીંહ રાજસીંહ રૂ૦ાા મી. જગસીંહ સાવરાજ રૂ૦ાા મી. પાનાચંદ સામજી રૂ૦ાા વો. દીપચંદ જેચંદ રૂ૦ાા વો. તુલસી રૂ૦ા સુંદરજી એ રૂ૦ અગીઆ. ગુ. નિ.—ઉપરની ખુશાલીમાં પીરશ્રી હરીનાથજી રૂ૧ા શા. જગચંદ માણેકચંદ રૂ૧) રા. ત્રીભોવન ભાઇશંકર રૂ૦ાા થાણદાર જોગીઓ રૂ૦ાા અરબના મોકર્મીના કાણજી રૂ૦ જોશી ગુલામ નાથાજી રૂ૦-૬-૦ શા. પાનાચંદ કલ્યાણજી રૂ૦ શા. હીરાચંદ હીરજી રૂ૦ શા. ખેતરસીંહ ઝવેર રૂ૦ા પા. અજુ હંસરાજ રૂ૦ શા. એસસીંહ પ્રગજી રૂ૦ શા. નથુ ખેંગાર શા. માખસીંહ પ્રતાપસીંહ શા. મોરારજી મેઘા રૂ૦ા જોશી. ખરાઉ નથુ ૦ા શીણાઈ વાંકામાલાણી રૂ૦ ઠકર દેવજી નાથા રૂ૦ બીજા સદગૃહસ્થોએ મળી રૂ૨-૧૦-૦ ખાવડા—ગુ. નિ. ઉપરની ખુશાલીમાં થાણદાર વિગેરે મોટી સભાની રૂબરૂ સાકર વેંહેચી. નળીઆ નાઇટ રકૂ. ઉપરની ખુસાલીમાં તમામ છોકરાઓને પાણો પાણો શેર સાકર આપી. ઓખારી. માજી ધ્રુ. લાલજીભાઇએ છોકરાઓની પરીક્ષા લઈ રૂ૧ મીઠાઇ—સુંથરી. ગુ. નિ. ખુદાવંત હરજી સાહેબે રાજ્યનો કુલ અધીકાર પોતાના હસ્તક લીધો તેની ખુશાલીમાં ઠકરાઈઓ તરફથી સવેચ ખાતે ૦-૧૪-૦ શા. ત્રીકમજી લધા રૂ૦ાા ઠ. પરસોતમ જેઠા રૂ૦ાા મહેતાજી મુળજી ગંગારામ રૂ૦ ઠ. વેલજી હીરજી રૂ૦ વકીલ વોહોરા વહીકુંડરામ નારાણજી રૂ૦ ઠ. ચપસીંહ હભાલજી રૂ૦ ખોજા. ગુલામ કાસમ રૂ૦ બે ગ્રહથોએ રૂ૦ કુલ રૂ૩) મીઠાઈ—ચોરાલા. અબડાશા ફોજદાર દામોદર કરેચંદ રૂ૨-૮-૦ મોથાળાના તિલાટ જાડેજા. આમરજી અરજણજી રૂ૧-૭-૦ જાડેજા. કાકુજી ગોળજી રૂ૧ા જડોદરના કુંવર આખાનજી દેવજી રૂ૧ા એ રીતે રૂ૩-૪-૦ ચોપડીયો રૂ૧-૧૪-૦ મીઠાઈ રૂ૨-૨-૦ મહેતાજીને દેશળપુર. માહારાજા મીરજા મહારાઓશ્રી ખેંગારજી બહાદુરે કુલ અખ્તીઆર હાથમાં લીધો તે વખત ગામ ધોકો તરફથી સાકર વેંહેચવા આવી —ભચાઉ. ઉપરની ખુશાલીમાં છોકરા તથા કન્યાઓને પોણો પોણો શેર સાકર વેંહેચવામાં આવી અને કન્યાઓને અકેકું કાપડું વેંહેચવામાં આવ્યું—માંડવી. કે. શા. ઉપરની ખુશાલીમાં ૨૪)ની કન્યાઓને ઓઢણીઓ રૂ૧ા મતાસાં રૂ૦ાા પાઘડીનો મહેતાજીને આપ્યો, રૂ૦ાા નોકરોને પાઘડીનો એ

રીતે કાપડીઆ વેપારી તરફથી ઈનામ વહેંચવામાં આવ્યું. ૨૮)ની સાકર દરબારશ્રી તરફથી—તેરા કન્યાશાળા. ઉપરની ખુશાલીમાં ૨૭-૮-૦ મીઠાઈ કન્યાઓને ૨૫) ની મીઠાઈ છોકરાઓને—તુણા. ઉપરની ખુશાલીમાં દરેક છોકરાઓને ૨ાા આપવામાં આવ્યો—મુદ્રા. ઉપરની ખુશાલીમાં દરેક છોકરાઓને પોણો પોણોશેર સાકર વહેંચવામાં આવી. તથા શેઠ ખીમજી જેરામ ૨૪) શેઠ લક્ષ્મીદાસ તરફથી ૨૨) વકીલ હીરજી તથા વિશનજી મથુરાણી ૨૧ ની મીઠાઈ—બેરજા. ઉપરની ખુશાલીમાં ૨ાાા ગુરજી રામજી ૨-ાાા પટેલ અલસી મેઘર ાાા પટેલ. માલસિંહ ધના ાાા પટેલ ભવાનજી ાાા દેસાઈ પ્રતાપસિંહ ૨૨) શેઠ. થામજી ઉમરસિંહ ૨૧ાા શેઠ. બધા મત્રભુજ ૨ાા મહેતાજી ઉમીયાશંકર માધવજી ૨૧ રાજેશ્રી. બાલાસંગ ગંગાધર ૨ાા ઠ. મમુ નરસિંહ ૨૧ ઠ. બબ્બાકર સેજદાસ ૨૧ ઠ. જાદવજી નારણજી ૨૧ ઠક્કર. પરસોતમ નરસિંહ-ગઢડા સદરહુ પ્રસંગે છોકરાઓને સાકર શેર પોણાના દડીયા—માંડવી. નં. ૧ લો સદરહુ પ્રસંગે છોકરાઓને પોણો પોણો શેર સાકર આપી—માંડવી.અ.સ્કૂ. સદરહુ પ્રસંગે છોકરાઓને સાકર શેર પોણો પોણો આપવામાં આવ્યા. મુદ્રા. સદરહુ પ્રસંગે ગોરજી. નાનચંદ ગોપાલજી ૨૧ાા મીઠાઈ તથા દરબાર તરફથી ૨૫) સાકર રા. રા. સમેદના નાનજીએ ૨ાાની સ્લેટો વાઘજી દલપતરામે ૨ાા ના આંબા, તેજા મેઘજીએ ૨ાા પતાસાં, ખોજા દેવા નાનજીએ ૨ાા ઇનામ વહેંચવામાં આવ્યું—પત્રી. ગાંધી હરખચંદ હીરજીના પુત્રના સગપણ થવાની ખુશાલીમાં ૨૧ સાકર વહેંચી—નખત્રાણા. મહારાજાધિરાજ મીરજા મહારાઓશ્રી ખેંગારજી બહાદુરે રાજ્યની લગામ હાથમાં લીધી તે પ્રસંગે ૨૮) સાકર વહેંચવામાં આવી—ગટ. સદરહુ પ્રસંગે ૨૮) સાકર વહેંચવામાં આવી.

(ઇંગ્રેજી સહી) મોહનલાલ સાકરલાલ, એમ. એ.
આ. એ. ઈ. પ્રાં. કચ્છ.

**પ્રાં. હાલાર.**

જા. નં. ૪૨૩ ૨૭-૯-૮૫

નવાનગર નં. ૧ લી. મુદ્રાના શેઠ ખીમજી તથા શેઠ જડુભાઇએ ૨૪૫) ની ચોપડીયો ૨૧૧) મીઠાઈ અને નં. ૨ જી. મુદ્રાના શેઠ અખજી

સંવજી ૩૪૦) ની ચોપડીયો ૩૧૦) મીઠાઈ અને બ્રાંચ નં. ૧ લો. મુદ્રાંના શેઠ જેરામ સવજી ૩૧૨ાા ચોપડીયો ૩ાા મીઠાઇ બ્રાંચ નં. ૩ જો. શેઠ અમજી શવજી ૩૧૪) ચોપડીયો ૩ાા-મીઠાઈ અને ઉર્દુસ્કુલમાં. શેઠ અમજી શવજીએ ૩૧૫) ચોપડીયો ૩૬) મીઠાઇ અને સંસ્કૃત શાળામાં. શેઠ અમજી શવજીએ ૩૧૦ાા ચોપડીયો ૩૧ાા મીઠાઈ—ભાટીઆ. જાંબુડાનાં રહીશ બારોટ આપા આણંદ ૩૦-૫-૦ સાકર—પીઠડ દેદા રવજી વાઘજી ૩૫ાા સાકરીઆ—દહીંસરા. ગામ લોકો તરફથી ૩૧) દ્રાક્ષ તથા ખારેક—મેઘપુર. સ્કુલ કમિટી તરફથી ૩ના સાકર—ધ્રોળ. શા. માણેકચંદ મુલચંદ ૩૧-૧૧-૦ પતાસાં કુમારશ્રી હરીસિંહજી જયસિંહજી ૩૩) મીઠાઈ વૈદ્ય વિશ્વનાથ વિઠલજી ૩૦-૯-૦ પતાસાં—જાલીઆધ્રોળ. નિશાળનું વાસ્તુ થવાથી ધ્રોળના મુખ્ય કારભારી સાહેબ મહાદેવભાઇ ૩૪) ગામના સારા સારા ગૃહસ્થોએ ૩૫ાા મળી કુલ ૩૯ાા ના લાડુ જમાડ્યા—કુવાડવા. ઠ. પ્રાગજી પમા તરફથી વારસાક પરીક્ષા વખતે ૩૧) પતાસાં. ઠ. દેવશી પમા તરફથી ૩૦ાા ચોપડીયો ખુદાવંત ઠાકોર સાહેબ તરફથી ૩૫) મીઠાઈ—ખોખરી. ગામ લોકો તરફથી ૩૧) મીઠાઇ—દડવા. અત્રેના કાઠી દરબાર તરફથી ૩૬) સાકર તથા રૂમાલ—નગરપીપળીયા. આજમ હડમતાલા મહાલકારી તરફથી ૩૧) સાકર—ધોરાજી બ્રાંચ. પે. આ. ડાહ્યા દયારામ ૩ના પતાસાં—સુપેડી. જમાદાર જીવાજી દેવાજી ૩ના મીઠાઈ—પાનેલી. ગોંડળના મહેરબાન જોઇંટ એડમીની સ્ટ્રેટર સાહેબ તરફથી ૩૩૩ છીંટ તથા મીઠાઇ—ઉપલેટા. ડાકટર સખારામ નારણ ૩૧) સુધારા કારકુન દીવાકર વામન ૩ના વકીલ દામોદર દેવચંદ ૩૨) ગાંધી લસરામ ધારસી ૩૨) કુલ ૩૫ાા ઉનાળામાં પાણી પાવા માટે, ગાંધી વચરામ ધારસી ૩૨) પતાસાં—પાટણવાવ. થાણા દેવળીયા શેઠ દુર્લભજી ભાણજી ૩૦ાા સાકર. ગોંડળના પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબે જોઇંટ એડમીનીસ્ટ્રેટર સાહેબ તરફથી ૩૫) મહેતાજીને પાઘડીના ૩૩) પતાસાં—કોટડાસંગાણી. વાર્ષિક પરીક્ષા વખતે દરબારશ્રી તરફથી ૩૧૧-૯-૬ મીઠાઇ તથા ચોપડીયો—શમોદ. વારશીક પરીક્ષા વખતે કોટડા દરબાર તરફથી ૩૧-૪-૧૦ ચોપડીયો સ્કુલ કમિટી તરફથી ૩૦-૧-૦ સાકર—ખીરસરા. મો. તાલુકદાર સાહેબ તરફથી ૩૦ાા મીઠાઈ મહાજન તરફથી

રૂ૦ા મીઠાઈ—બેરડી. સ્કૂલ કમિટી તરફથી રૂ૦ા સાકર—નવાગર કન્યાશાળા નં. ૧ લો. મુદ્રાના શેઠ ઠકરજી વેણીદાસ અખંજી તથા ખીમજી જેરામ રૂ૪૦) ચોપડીયો રૂ૮) મીઠાઇ વૈદરાજ જટાશંકર વિઠલજી તથા પોપટ પરભુરામે રૂ૮-૧૦-૬ ચોપડીયો તથા મીઠાઈ ખુદાવીંદ મહારાજાધીરાજ જામસાહેબ તરફથી રૂ૧૧૯) ચુંદડી તથા મીઠાઇ—કન્યાશાળા નં. ૨ જો. મુદ્રાના શેઠ જટુભા તથા ખીમજી તરફથી રૂ૩૦-૨-૦ ચોપડીયો તથા મીઠાઇ ખુદાવીંદ મહારાજાધીરાજ જામસાહેબ તરફથી રૂ૬૧ાા ચુંદડી તથા મીઠાઇ—જોડીયા કન્યાશાળા. તલાટી રણછોડ ગુલાબભાઇ રૂ૪-૬-૦ પતાસાં—ગોંડળ કન્યાશાળા. સ્કૂલ કમિટી તરફથી રૂ૧૮-૨-૧૧ લગડાં તથા પતાસાં—દડવા નાઇટસ્કુલ (ખાનગી) કાઠી દરબાર તરફથી રૂ૦ા સાકર—એડીબંદર. મે. મેગ્નોટન સાહેબ તથા તેમની મડમ સાહેબ મે. મેકલીન સાહેબના મડમ સાહેબ રૂ૫) ચોપડીયો તથા મીઠાઈ—ખંભાલીયા તાલુકા સ્કુલ. ઠકર શેઠ ડુંગરશી પરમાણંદ રૂ૧૭) મીઠાઈ શેઠ ગોવિંદજી ઠાકરશી રૂ૧૨) આંબા ઠ. હરીદાસ કહાહજી રૂ૩૧) મગજનલાડુ—સલાયા. ઠકરે ડુંગરશી પરમાનંદ રૂ૧૧-૨-૦ મીઠાઇ—ભાટીઆ. મણીઆર ઘેલા કહાનજી વકીલ તરફથી રૂ૦-૫-૦ સાકર—દેવલીયા. સ્કૂલ કમિટી તરફથી રૂ૦-૬-૦ સાકર—ભાણવડ. ઠ. પ્રેમજી શામજી રૂ૧ા કેરી—ગુંદા. દેવરાજ હંસરાજ રૂ૦ા કેરી—આમરણ. અત્રેના દરબારશ્રી તરફથી રૂ૩ા રૂમાલ તથા મીઠાઇ માજન તરફથી રૂ૧ાા મીઠાઇ—દુધઈ. ગામ લોકો તરફથી રૂ૧ાા સાકર—હડીઆણા. નવાનગરના આજમ મહેરબાન દીવાનજી સાહેબ બહાદુર તરફથી રૂ૨-૮-૬ પતાસાં—ખોજા અલી રહીમજી તથા દેવજી ગોવિંદજી રૂ૧-૧૧-૦ સાકર—બગથળા. ગામ લોકો તરફથી બારશીક પરીક્ષા વખત રૂ૧-૨-૦ સાકર—દહીસરા. ગામ લોકો તરફથી રૂ૧ા ખારેક—ધ્રોળ. દોશી ડાહ્યા પ્રેમચંદ રૂ૦-૧૧-૩ મીઠાઈ શેઠ અલારખાં આનંદકુંવર રૂ૨ા પતાસાં શેઠ લક્ષ્મીચંદ જીવરાજની ઓરત બાઈ કુંવરબાઈ તરફથી રૂ૫-૧૦-૦ સાકર મે. ન્યાય અદીવાન સાહેબ શેઠ માધવજી તરફથી રૂ૯) પાણી આવાં માટે—ગોંડલ. ખોજા નુરબાઇ રૂ૨ાા પતાસાં.



અપુરૂં.

# સુબોધ પ્રકાશ વિષે જાહેર મત.

"સુબોધપ્રકાશ" નામનું વાંચવા લાયક ચોપાન્યું દર મહિને પ્રગટ થાયછે. ગુજરાતી ભાષામાં એ સૌથી સસ્તુ અને સૌથી વધારે ફેલાવો પામેલું છે. ઘણા ગૃહસ્થ એની જથ્થાબંધ નકલો ખપાવી ઉત્તેજન આપેછે. કિંમત વર્ષે ફક્ત પાંચ આનો. પોસ્ટેજ—એક નકલ રાખનારને વર્ષે ત્રણ આના. બે નકલ રાખનારને પણ ત્રણ આના. ત્રણ નકલનું સાડાચાર આના. ચારથી નવ સુધીનું છ આના. દસ પ્રત રાખનારને પોસ્ટેજ માફ અને એક પ્રત મફ્ત. આશાછે કે જાન્યુઆરી ૯૯ થી દરેક ગૃહસ્થો થોડી ઘણી નકલો ખપાવીને મને ઉત્તેજન આપવાની મેહેરબાની કરશે.

મત—"આ નાનકડું હિંદ માસિક બીજાં વધુ કિંમતવાળાં હિંદ ચોપાન્યાંઓ કરતાં વધારે પસંદ કરવા જોગ છે. તેમાં વિદ્વાનોના પસંદ વિચારનો સરસ ગુજરાતીમાં સંગ્રહ કરવામાં આવેછે. અને તે સિવાય તેમાં કાબેલીઅતપણાની બીજી ઘણી નિશાનીઓ જણાઇ આવેછે." ( કેયસરે હિન્દ. ) "ચોપાન્યાને ઉપયોગી અને દરેક માણસે સંઘરી રાખવા લાયક કર્યુંછે, માટે એ ચોપાન્યું ખરીદવાને અમે સર્વને ભલામણ કરીએ છીએ." (બુદ્ધિપ્રકાશ) "લખાણ સારૂં અને વિષયો ઉપયોગી છે."( સૌરાષ્ટ્રદર્પણ ) "એમાં સાર સંગ્રહ સારી રીતે પસંદ કરવામાં આવેછે." ( શાળાપત્ર ) "ગુજરાતીમાં પ્રગટ થતા એના જાતમાં "સુબોધપ્રકાશ" એ સર્વથી સારૂં ચોપાન્યું છે. અને તે ઘણાં નાનાં છોકરાંઓના હાથમાં પણ નિર્ભય પણે મૂકી શકાય. ગમે તે ઓંકને ઉપર ઉપરથી જોવાથી તે કેટલું ઉપયોગી છે તેની ખાત્રી, ઘણીજ ખુશી આપનારને પણ થશે" ( સ્ટુડન્ટ્સ ફ્રેન્ડ ) ગ્રાહકોએ સવાલમે સાથે લખવું. પુરૂષોત્તમ કાહાનજી ગાંધી—લીંબડી. કાઠિયાવાડ.

# દેશી નામાની પદ્ધતિ.

આ વિષયપર ઘણા જણા વાત કરતા જણાયાછે. તેમજ હું પણ મારા આ જગાના હોદ્દાથી એ વિષય કેટલો કાચોછે, શું શું ખામીછે, તે જાણી ઘણી તપાસ કરીને ચાલુ ડીપાર્ટમેંટની ગુજરાતી, મરાઠી, ઇંગ્રેજી ચોપડી તથા દેશ અને પ્રાંતના રીવાજથી વાકેફ થઇ ભણનારને થોડી મહેનતે સરળ સમજાય, એવી ચોકસાઇથી દેશી નામાનું પુસ્તક બહાર પાડવાનીછું. તેનું કદ શાળાપત્રના આકારની લગભગ ફારમ જેવડું થશે. છતાં ઘણા જણ તેમ ચાલ લેઇ કરે તે હેતુથી કિંમત માત્ર ૮ આના રાખીછે. ઘણું કરીને તે ડીસેંબર માસની તા. ૧૫ મીની અંદર બહાર પડશે. માટે એ બાબતમાં અગત્ય ધરાવનારાને અરજ કરવામાં આવેછે કે એ પુસ્ત નીચે સહી કરનારા પાસેથી મંગાવી લેવું. દશ નકલ ખરીદનારને એક પ્રત વધુ આપવામાં આવશે.

તા. ૧૬-૧૧-૯૮ . પ્રેમચંદ હરમચંદ શાહ.

ફર્સ્ટ આસિસ્ટંટ માસ્તર. ટ્રેનિંગકાલેજ રાજકોટ

# મોટું કાવ્યદોહન.

એમાં જુના કાવ્યદોહનમાં જે કવિતાઓ છે તેમાંની ઘણીખરી અને તે સિવાય જૂદા જૂદા કવિઓની બીજી ઘણીક નવિન અને રસિક કવિતાઓ મેળવી દાખલ કરીછે. લગભગ વિજ્ઞાનવિલાસ જેવડાં ,ચારસેં પૃષ્ઠ થશે. એની કીંમત અગાઉથી પૈસા મોકલનાર પાસેથી રૂ૨) બે રૂપિયા પોસ્ટેજ સુધાં લેવામાં આવશે. ફક્ત પહેલેથી નામ નોંધાવનાર અને પાછળથી પૈસા મોકલનાર પાસેથી પોસ્ટેજ જુદું લેવામાં આવશે, અને પુસ્તક વેલ્યુપેબલ પારસલ બુક પોસ્ટથી મોકલવામાં આવશે. પછીથી ખરીદનાર પાસેથી રૂ૨-૮-૦ લેવામાં આવશે. પોસ્ટેજ જુદું. અગાઉના ગ્રાહકોનાં નામ પુસ્તકને છેડે દાખલ કરવામાં આવશે.

બુકસેલર નેહાલાલ હરજીવન. ઠેકાણું. અમદાવાદ શાહાપુર

## " ભાવ પ્રકાશ ભાષાંતર ".

ઉપલા નામનું ઉંચી ફારમ ૫ નું માસિક સોપાનિયું કાર્તિક સુદ ૧૫ સંવત ૧૯૪૨ થી બહાર પડ્યું છે. આ ગ્રંથમાં પ્રથમ આયુર્વેદની ઉત્પત્તિ, પંચ મહાભૂત થકી શરીરની ઉત્પત્તિ, સત્વ, રજ અને તમ તથા વાત પીત અને કફ પ્રકૃતીવાળાઓના ગુણ દોષો, માયા અને પરમાત્માના સરખા અને જૂદા ધર્મ પણું અને બ્રહ્મજ્ઞાન સંબંધી બાબતો આપેલી છે. તે પછી તમામ ઔષધીઓ તથા તેમની પાન શાખાદીઓ વગેરેના ગુણ દોષો દરેક પ્રાણીઓનું તથા તેમના માંસાદિકનું વર્ણન અને ગર્ભાશય સંબંધી બાબતો એવી તો સ્પષ્ટ રીતે તથા વિસ્તારથી વિવેચન કરી વર્ણવેલી છે કે, વૈદકની બાબતથી તદન અજાણ્યો પુરૂષ પણ જો તે વાંચી ધ્યાનમાં લે, તો તેને કોઈ પણ રીતની અજ્ઞાનતા રહે નહિ. વળી આ ગ્રંથમાં નાડી પરીક્ષા, જ્વર, અતિસાર, સંગ્રહણી હર્ષ, અજીર્ણ, વિશુચિકા, ઇત્યાદિ રોગો તેના નિદાન સહિત સ્પષ્ટ વર્ણવેલા છે. મોટા મોટા અનુભવી મહાન વિદ્વાન ડાક્ટરો પણ આ ગ્રંથની પ્રસંસા કરે છે.

આ સોપાનીયાનું વાર્ષીક લવાજમ ૮. અર્ધ સાથે રૂ૨-૮-૦ રાખવામાં આવ્યુ છે. જેમને ગ્રાહક થવાની ઇચ્છા હોય તેમણે લવાજમ સહિત નિચે સહી કરનારને લખવું.

મુંબાઈ વિઠલવાડી-ચોક જેરામ વિ. રઘુનાથ.
શંકરદાસ પુરૂષોત્તમના ઘરમાં. ભાવ પ્રકાશ ભાષાંતરના મેનેજર.